લુહાણા જ્ઞાતિના ઝળકતા

સુર્યરૂપ કૉન્ફરન્સનો

સદા જય.



# શ્રી લુહાણા કોન્ફરન્સની મહાન યાત્રા.

યોજક,

ભીખાભાઇ છોટાલાલ

ચોધરી,-વડનગર.

કિંમત રૂ. ૧-૪-૦

S S P

ઓ૩મ.

શ્રી લુહાણા બંધુઓનો જય.

# શ્રી લુહાણા કોન્ફરન્સની યાત્રા;

(પ્રથમ)

---

રચી પ્રસિદ્ધ કર્તા.

લુહાણા જ્ઞાતી સેવક.

ઠક્કર. ભીખાભાઇ છોટાલાલ ચોધરી.

એડીટર. શ્રી લુહાણા હિતેચ્છુ.

વડનગર [ગુજરાત.]

અમદાવાદ—ગીતાશાના રોજા પાસે શ્રી સત્ય સાગર
પ્રિન્ટીંગ પ્રેસમાં પા. પોચાભાઇ ચકુભાઇએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સંવત ૧૯૬૮

કીમત રૂ. ૧-૪-૦

# સ્વધર્મ સાચવો.

## પૈસા કમાવાનું સાધન.

# પ્રસ્તાવના.



દરેકે દરેક પુસ્તકને પ્રસ્તાવના હોવીજ જોઇએ તેવો પ્રચાર હોવાને લીધે આ પુસ્તક માટે પણ કંઇક લખીએ તો ગેરવ્યાજબી નહી ગણાય. આ પુસ્તકમાં શરૂઆતમાં કોન્ફરન્સ ભરવાનાં કારણો વીગેરે જોકે જણાવ્યુ નથી કારણકે તેવી બાબતો દાખલ કરવાથી પુસ્તકનું કદ વધી જવા સંભવ છે તેથી તા. ૧૮ મી ડીસેમ્બર પછીની હકીકત વીગતવાર આપવામાં આવી છે.

આ પુસ્તકમાં મલી શકયાં તેટલાં ભાષણો દાખલ કર્યાં છે, છતાં કોઇ મહાશયનું રહી ગયું હોયતો તે બદલ સવિનય માફી માગીએ છીએ,વલી કોન્ફરન્સનું અવલોકન. અમારા વિચારો ઉતારાકમીટીને મલેલાં સર્ટીફીકેટો પણ દાખલ કરવામાં આવ્યાં છે.

આ પુસ્તકમાં અમોને મલી શકી તેટલી હકીકત દાખલ કરી છે. તથા છબીઓ અમારે વિશેષ મુકવા વિચાર હતો પરંતુ ઘણાજ ગૃહસ્થો તરફથી આવી શકી નહી. માટે ફક્ત પ્રમુખ સાહેબનીજ છબી દાખલ કરી છે,

આ પુસ્તક ઘણુંજ તાકીદે બહાર પાડવાનું હતું અને તેના માટે લાંબા વખતથી જાહેર ખબરો અપાતી પરંતુ કોન્ફરન્સ તરફથી ખાસ રીપોર્ટ બહાર પાડવાની જાહેર ખબર બાઇબંધ લુંહાણા મીત્રમાં આવવાથી અમોએ

વિચાર બંધ રાખ્યો હતો પરંતુ સપ્ટેમ્બર ૨૧૯૧૧ માં વડોદરામાંથી એવી ખબર મળીકે પુસ્તક પ્રસિદ્ધ થવાને કેટલી ઢીલ છે તેથી અમોએ આ પુસ્તક તાકીદે તૈયાર કરવા ગોઠવણ કરવા માંડી પરંન્તુ વડનગરમાં પ્રેસની સગવડ નહી. ને અમદાવાદના પ્રેસમાં છપાવવા આપતાં બહુજ ઢીલ થઈ ગઈ. છતાં ભારે ખર્ચમાં ઉતરી અમોએ સાહસ ઉપાડયું છે, અને તેથી જરૂર પડતીજ નકલો કઢાવી છે. તો આશા છે કે મારા બંધુઓ આશ્રય આપી તાકીદે ખરીદશે.

આ પુસ્તક બહાર પાડવામાં સહ યોગી લુહાણા સમાચાર ના વિદ્વાન અધીપતી બાપુભાઈ તથા વિદ્વાન મીત્ર નાનુભાઈ નરોતમ અઢીયા મી. ખુશાલદાસ છગનલાલ વસાણી, વગેરે બંધુઓએ અમુલ્ય સલાહ આપી છે તે બદલ તેમનો ઉપકાર માનું છું.

આ પુસ્તક ઉતારા કમીટીમાં વોલીંટીયર તરીકે શેવા બજાવી.અનુભવ મેળવી ઉત્તમ બનાવવા બનતુ કર્યુ છે.

આ પુસ્તક મારી નજર બહાર અમદાવાદ છપાતું હોવાથી પ્રુફ વીગેરેની કાળજી રાખ્યા છતાં ભુલ રહી હોય તો સુધારી વાચવા નમ્ર વિનંતી છે.

શહેનશાહ અને શહેનશાહ બાનુના પનોતાં પગલાં હીન્દમાં થવાનો માંગલીક દીવસ વૃદ્ધ નગર તા. ૨-૧૨-૧૧ઈ. કર્તા.

# સ્નેહ સમર્પણ પત્રીકા;



શ્રીયુત શીર છત્ર તીર્થ સ્વરૂપ સ્વર્ગવાસો પુજ્ય.
પીતાશ્રી, છોટાલાલ વીઠલદાશ.
શુભસ્થળ—સ્વર્ગપુરી;

આપે મને અપાવેલી સદ કેળવણી તથા સદ વિચારો
ના પ્રતાપેજ આપણી ક્ષત્રીય [ લુહાણા ] જ્ઞાતિના
સુર્યરૂપ કોન્ફરન્સ દેવીની યાત્રાના પુસ્તકમાં
આપનું, મુબારક નામ જોડી. આપ
શ્રીના અદ્રશ્ય ચરણ કમળમાંઅર્પણ
કરૂં છું. તો સ્વીકારી સરવેશ્વર
પરમાત્મા પાસે રજુકરશો.
એવી મારી નમૃ
પ્રાર્થના
છે.

કૃપાવંત શહેનશાહ
ની હીન્દ ભુમી
માં પધરામણીનો
માંગલીક દીવસ.
વૃદ્ધ નગર.

લી. આપનો આજ્ઞાંકીત;
પુત્ર.
ભીખાભાઇ,

## લુહાણા બંધુએ; જાતિના અભીમાન સાથે આપણી પુર્વ સ્થીતીનું અવલોકન કરો

## લુહાણા અવલોકન.

આ નામનુ પુસ્તક મારા તરફથી થોડા વખતમાં બહાર પડશે આપણી ઉત્પતિ–રામચંદ્રના પુત્ર લવથી કે પછી કાશ્મીરમાં થયેલ રાજા લવથી તેનો તફાવત જુનાં ઇતીહાશમાંથી મલેલી હકીકત, આપણા ગોર સારસ્વત બંધુઓની તથા આપણી પુર્વ તથા હાલની સ્થીતીનુ અવલોકન વીગેરે ઘણીજ બાબતો સમાવવામાં આવશે પુસ્તક સારા ઉંચા કાગળ ઉપર સુંદર બાઇડીંગથી તૈયાર કરવામાં આવશે છતાં કીમત, માત્ર એકજ રૂપીઓ પાસ્ટેજ જુદું તાકીદે નામ નોંધાવો.

### જરૂરી ખબર.

આપણી ઉત્પત્તી સંબંધમાં કોઇ પણ બંધુ અમોને હકીકત, યા સલાહ આપશે તેઓનો ઉપકાર માનીશ તો હકીકતઆપવા તસ્દી લેશો એવી વિનંતી છે.

લી. સેવક.

**મેનેજર લુહાણા હીતેચ્છુ.**

**વડનગર ( ગુજરાત. )**



## મારી પહેલી લુહાણા કોન્ફરન્સની યાત્રા

આ મારી યાત્રા લખવાની શરૂઆત તા, ચા ૧૮ડીસેમ્બર ૧૯૧૦ થીકરૂં છુ જોકે કોન્ફરનશની શુરૂયાત તો ક્યારની થઈ હતી પરંતુ જાણવા જોગ બાબતોની આજથીજ શરૂ આત થાયછે તેથી ત્યાંથીજ શરૂ આત કરૂં છુ.

તા ૧૮-૧૨-૧૯૧૦

આજરોજ બે વાગે હાલાઈ લુહાણા મહાજન વાડીમાં સભા ભરાઈહાતી જે વખતે વોલીટીયર સેકરેટેરી મી છોટાલાલ વીઠલદાસ વકીલના અધ્યક્ષપણા હેઠલ ૨૦૦ વાલી ટીયરોની હાજરી થઈ હતી પ્રથમ સર્વે ફુલડરેસ સાથે પોત પોતાની સીટ ઉપર બેસી ગયા હતા, ત્યાર બાદ મી. સી. વી, વકીલે સર્વે વોલંટી અરોને ચાંદા આપી સંખ્યા ગણી ઉભાં કર્યા હતાં. બહાર ગામના વોલટીઅરો આવવાના કેટલાક લગભગ આવી ગયા હતા, જયારે થોડા બાકી હતા વોલટીઅરોનો ઉતારો કોન્ફરન્સની ઓફીસમાં હાલાઈ લુહાણા મહાજન વાડીમાં આપ્યો હતો

ઉતારાની સગવડ ઘણીજ ઉત્તમ કરી આપી હતી જ્યારે ભોજનના માટે થોડાજ વોલંટીઅરો પોતાના સગાંઓમાં ઉતર્યા છે. બાકીનાને સ્વજ્ઞાતિ બન્ધુના કૃષ્ણ વિજય ઉતમ ભોજનગૃહમાં કાલબાદેવી રોડ ઉપર સગવડ કરી આપી છે જેમાં ઉત્તમ ભોજન તેઓના મેનેજર મી. નારાયણજી કાપડીયાની દેખરેખ નીચે આપવામાં આવે છે. આ બાબત મી કાપડીયને ધન્ય વાદ ઘટે છે કારણ ખોરાકી માટે સારો બંદોબસ્ત હતો.

સભાનું કામ પુરૂં થયા બાદ દરેક વોલંટીઅરને રેગ્યુલર રીતે ગોઠવી બબેની લાઇનથી નીચે ઉતારી કોન્ફરનસ કમીટીની સભા સન્મુખ હાજરી ભરી સલામી કરી શ્રી લોહાણા કોનફરનસ વોલીનન્ટર ડીપાર્ટમેન્ટ ધ્વજા આગળ બે ભાઇઓએ ધારણ કરી ત્યાંથી વિદાય થયા હતા. સરઘસ પહેલાં ભુલેશ્વર રોડ ઉપર થઇ કાલબાદેવી રોડ ઉપરથી પસાર થઇ ગીરગામના રોડ ઉપર થઈ મારવાડી બજાર થઇ મમ્માદેવી પાસેથી નીકળી ગાંઘાકાંટા પાયધુની થઇને જતાં બેન્ડનો આવકાર અનાયાસે મળ્યો આવકાર સાથે જોરથી જયઘોશ કરી ચોપાટી પરથી બાબુલનાથના મંદીરે પહોંચ્યા હતા ત્યાં જતાની સાથે મી ગીરધરલાલ બુટવાલા ફોટોગ્રાફર ભાવનગરવાળા હાજર હોવાથી તુરતજ બધાં ફોટોનાના ફોટા લીધા હતા બાદ ઓફીસરોના લઇ

લુહાણાજ્ઞાતિ હીતાર્થે નિડર કલમથી;

લખાતું માસીક પત્ર;

---

# લુહાણા હિતેચ્છુ.

---

ફેબ્રુવારી ૧૯૧૨ થી બીજું વરસ શરૂ થાય છે. માસીકનું કદ બદલી વધારવામાં આવશે બીજા વરસના પહેલા ખાસ કોરોનેશનના અંક સાથે શ્રી નાથજીનું પ્રાગટ્ય ભેટ મલે છે. છતાં લવાજમ માત્ર બારજ આના પોસ્ટેજ ચાર આના ભેટનું તથા ખાસ અંકનું પોસ્ટેજ ત્રણ આના હીંન્દુસ્તાન બહાર પોસ્ટેજ દાખલ તાકીદે ગ્રાહક થઇ નામ નોંધાવો

લુહાણા હિતેચ્છુ

ઓફીસ.

વડનગર (ગુજરાત.)

સુપરવાઇઝર કેપ્ટનના લઈ વોલંટીઅરોના લીધાહતા, ફોટા લીધા બાદ બધા મંડપમાં જવાથી મી.સી. વી. વકીલે બધાઓને એક સરખી રીતે ચોતરફ ગોઠવી પોતે મધ્યમાં ઉભા રહી કોન્ફરનસના અંગે વોલટીઅરોની શું ફરજ છે તે છટાદાર ભાષણથી સમજાવી મ. કાનજી ઓધવજી હીડાં ચા કોન્ફરન્સનો પાયો સ્થાપનારનો ઉપકાર માન્યો હતો. બાદ મી. કરશનદાસ ગોવીંદજી વોલટીઅર સેકરેટેરીએ પણ છટાદાર ભાષણમાં વોલંટીઅરોને સમજાવ્યા હતા બાદ વોલંટીઅરો તરફ ચાર પાંચ ભાઇઓએ ભાષણ આપ્યું હતું તથા તા. ૧૯ મી રાત્રે કોન્ફરન્સ ઓફીસમાં મળવા જણાવ્યુહતું ત્યારે આસરે સાતનો સુમાર થવાથી સભા વિસર્જન થઇ પોતપોતાને સ્થાનકે ગયા હતા.

ડેલીગેટોની આપક તા. ૨૦ મી થી સરૂ થવાથી ઉતારામાટે કાદાવાડીમાં આવેલી માતુશ્રી કાનબાઇનીવાડી પ્રથમ રાખવામાં આવી હતી અને રસોડું તા ૨૧ નારોજ શરૂ કરવામાં આવું હતું તે દીવસથી વોલીંટીયરોને લોજમાં જમવાનું બંધકર્યું હતું તા ૧૯ના રોજ વોલીન્ટીયરને પોત પોતાનું કામ સોંપવામા આવ્યું હતું આ પ્રસંગે માતુશ્રી કાનબાઈની વાડીના ઉતારાનું નિરક્ષણ કરીએ તો ઠીકપડશે. કાદાવાડીમાં પરોપકારી માતુશ્રીકાનબાઈની વાડીમાં જવાંપ્રથમ

દરવાજાકે ઉપર પહેલી લુહાણા કોન્ફરન્સ ઉતારાની જગા— આ પ્રમાણે બોર્ડ મારવામાં આવ્યું હતું અને ડ્રેસવાલા રામોસીનો પહેરો હતો અંદરના ભાગમાં સુંદર બોર્ડ બીજા દરવાજે મારવામાં આવું હતું તેમાં લખેલુ હતું કે "ડેલીગેટ, વીઝીટરો શીવાય અંદર દાખલ થવું નહી" દરવાજા આગળ બે પ્રચમુકવામાં આવ્યા હતા ત્યાં બે ભૈયા તથા ડ્રેસવાલા વોલીન્ટીયરો હાજર રહેતા અંદર પેસતાં ડાબી બાજુ એક મોટું ટેબલ બે ખુરશીઓ તથા કેટલાક બેકડા ગાઠવવામાં આવ્યા હતા. આ જગ્યાએ ઉતારામાં ઉતરનાર ગૃહસ્થોના નામ રજીસ્ટર કરવામાં આવતા હતાં તથા લાયબ્રેરી રાખવામાં આવી હતી તથા આવનાર ડેલીગેટો, વીઝીટરો નારેલવે સ્ટેસનથી આવતાં ગાડી, ટ્રામવગેરેના પૈસા પણ આપવામાં આવતા હતા આ ઉતારામાં આવી ગોઠવણ હતી ઉતારામાં પાંચ કીટસનલાઇટો ગોઠવવામાં આવી હતી સવારમાં નહાવા ધોવા માટે ગરમ પાણી ચાહ. વગેરેનો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો દરવાજાની બહાર સંડાસ હતાં ત્યા પણ પણ કીટસન લાઇટ ગોઠવવામાં, આવી હતી તથા સત્રેજનાર માટે મીણુમતીઓ પણ રાખવામાં આવી હતી બહાર ગામથી આવેલા મહેમાનોના આવેલા પત્રો વગેરેના ખુલાસા અહીથતા તથા રાત્રે નાટક જોવા જનારને આત્રી કરી અંદર દાખલ કરવામાં આ-

વતા. ઉતારામાં લગભગ ૭૦૦–૮૦૦ માણસનો સમાવેશ કરવામાં આવ્યો હતો અને ઉતારાની વ્યવસ્થા જેમ બને તેમ ઉત્તમ રાખવામાં આવી હતી આ ઉતારાના માટે ડેલીગેટો તથા વીઝીટરો તરફથી ઉતારા કમીટીના મેમ્બરો તથા વોલીટીયરોને સરટીફીકેટ આપવામાં આવેલ છે.

કૉન્ફરન્સના સરૂ દીવસથી બરોબર દશ વાગે જમવાનું ખલાસ થઈ જતું અગીઆર વાગે દરેક ડેલીગેટો વીઝીટરોને મંડપમાં મોકલી વોલીન્ટીયરો અને ઓફીસરો પાછળથી જતા હતા અને કૉન્ફરન્સ ખલાશ થતા પહેલા તો આવી ઉતારો ઉઘાડવામાં આવતો.

બહાર ગામથી અંજાણ્યા માણુસો વિશેશ આવેલા હોવાથી તેમને અમુક રસ્તા બતાવવા તેમને ધારેલે ઠેકાણે પહોંચાડવા અગર રસ્તો ભુલા પડેલાને ઉતારામા લાવવા વાલીટીયરો ખાસ કાળજી બતાવતા હતા.

વીઝીટરો, ડેલીગેટોના નામ રજીસ્ટર કરવાનું કામ, ગાડી ટ્રામના પૈસા આપવાનું કામ તથા કોઠાવાડીમાં ઉતારાની સ્ટોરનું કામ વૉલીન્ટીયર ભીખાભાઈ છોટાલાલ ( આ પુસ્તકના લેખક ) ને સોપવામાં આવ્યું હતું ભુહાણાં સમાચારના વિદ્વાન અધીપતી માટે ખાસ જુદો ઉતારો આપવામાં આવ્યો હતો.

ઉતારામાં હરેક જીલ્લાવાર ઉતારાની સગવડ તથા તેનાં બોર્ડ મારવામાં આવ્યાં હતાં તે ઉપરાંત એક ઉતારાની જગ્યાનું બોર્ડ મારવામાં આવ્યું હતું કે હરેક ઉતારૂ બહાર જતી વખત તે યાદ રાખે કે ભુલું પડવાની સંકા ન રહે.

બીજો ઉતારો હાલાઇ મહાજન વાડી ( ઠુકુરદ્વાર રોડ ) મોકળખવામાં આવ્યો હતો નીચે રસોડું તથા કૉન્ફ્રન્સની ઓફીસ હતી અને ઉપર મહીરેવાના ૨૦૦થી૨૫૦ ગૃહસ્થો માટે ખાસ ઉતારો રાખવામાં આવ્યો હતો એ ત્યાં પણ બે વોલીન્ટીયર (ઉતારાની મીટીના)ની માણુક કરવામાં આવી હતી.

પ્રમુખ સાહેબનો ઉતારો ડાલબાદેવી ઉપર ખાસ બંગલામાં રાખવામાં આવ્યો હતો અને ત્યાં બોર્ડ મારવામાં આવ્યું હતું તેમની સાથે પણ ૨૫ । ૩૦ માણસ ઉતર્યા હતાં ત્યાં પણ બે ત્રણ વોલીન્ટીયરની નીમણુક કરવામાં આવી હતી.

આ ઉપરાત એક વાડી ખાસ રોકી રાખવામાં આવી હતી પરંતુ તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો નહી.

ઉતારૂઓને પાથરના ગાદલાં ઓશીકાં ખાસ નવાં કરાવવામાં આવ્યા હતાં અને તેના માટે જોઇતી તજવીજ પુરી પાડવામાં આવી હતી.

આવી રીતે ઉતારાની વ્યવસ્થા ઘણીજે સરસ અને ઉત્તમ લાવવા માટે ખાસ કાળજી રાખવામાં આવી હતી જેના માટે આજે પણ દરેક ઠેકાણે વખાણ થાય છે અને કૉન્ફરન્સના આગેવાનો જ્યારે જ્યારે ઉતારાની મુલાકાત લેતા ત્યારે દરેક ગૃહસ્થો પોતાનો સંતોશ જાહેર કરતા હતા તેમાં કોઇ પણ જાતની ફરીઆદનું કારણ રહેતું નહોતું

દરરોજ સવારમાં ડૉકટર સાહેબ મી. રત્નાકર અગરગાતા ન તબીયત તપાશી દવા લખી અપતા હતા ને વોલીન્ટીયર દવાખાનામાંથી લઇ આવતો આ સુખાકારી માટે પણ ઘણુંજ સરસ લક્ષ આપવામાં આવતું હતું–

## ડેલીગેટો વિઝીટરોએ સેક્રેટરિઓની કરેલી પ્રશંસા

મુંબઇમાં ભરાએલી લોહાણા કૉન્ફરન્સમાં ભાગ લેવાને કરાચી, બાલબા, મોરવાડા, હારીજ, પાટણ, ઓકારી, રાજકોટ, વેલા, જુનાગઢ, મેંદરડાં, રાજપરા, સરપદડ, મહુવા, ધરમપોર, ભરૂચ, અમદાવાદ, દેહગામ, ડભોઇ, મલાતજ સાદરાં. અમરેલી, પાટણવાવ, ધરાંગધરા, જામનગર, વેરાવળ, જામ ખંભાળીઆ, કોડીનાર, મોરબી વગેરેના ડેલીગેટોએ પોતાની સહી સાથ કૉન્સફરન્સના પ્રમુખ જોગો એક પત્ર મોકલી આપી જણાવ્યું છે કે, અમો ડેલીગેટો જણાવવાને ખુશી છીએ કે ઉકત કૉન્ફરન્સની ઉતારા કમિટીના સેક્રેટરીઓ મિ' નાનાલાલ રામજી કેશાણી મિ.

ખુશાલદાસ છગનલાલ વસાણી તેમજ સદરહુ કમિટીના અન્ય મેંબરો તરફથી અમો અત્રે આવ્યા છીએ ત્યારથી તે કોન્ફરન્સના કાર્યની પુર્ણાંહુતી સુધી અમોને તેમના તરફથી જોઇતી દરેક રીતની કીમતી મદદ દરેક વખતે સંતોષકારક રીતે મલતી રહી છે, તે ભાઇઓએ રાત્રી દિવસ અથાગ શ્રમ લઇ અમોને જે સંતોષ આપ્યો છે તેના વાસ્તે અમો તેઓનો ખરાં અંતઃકરણથી આભાર માનિએ છીયે. કે ધન્ય છે આવા ખંતીલા તેમજ ઉદાર ભાઈઓને કે જેઓએ પોતાના ધધા રોજગારની પણ દરકાર ન કરતાં આવા જ્ઞાતિહિતના કાર્યમાં પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી જ્ઞાતિ સેવામાં ભાગ લીધો છે. તેઓના અંતઃકરણમાં રહેલ જ્ઞાતિપ્રેમની નિશદિન વૃદ્ધિ થતી રહેશે ને ભવિષ્યમાં પણ આવા કાર્યમાં પોતાના તનમન અને ધનની મદદ આપતા રહે એવી અમારી પરમદયાળુ પરમેશ્વર પાસે અંતીમ પ્રાર્થના છે.

## ઓફીસરોનિ પ્રશંસા.

અમો નીચે સહી કરનારા ડેલીગેટો જણાવવાને ઘણુંજ ખુશી છીએ કે ઉકત કોન્ફરન્સની ઉતારા કમીટીના ઓફીસરો તેમજ વોલન્ટીયરો. મી. નાનાલાલ માધવજી કેશાણી, મી૦ કરસનદાસ કાનજી, મી. હરિદાસ વીરજી તન્ના. મી. જાદવજી મુલજી ઉનડકાટ. મી. ભીખાભાઈ

છોટાલાલ વડનગરવાળા,* મી. પરમાનંદ દેવજી રાસેરાવ, મી. દામોદર ગોવિંદજી ખંધડીઆ, મી. લીલાધર ત્રીકમજી કકડ મિ. વૃજલાલ કાંનજી ચોલેરા, મી, ધનજી પ્રધાન ગણાત્રા, મી. છગનલાલ વાઘજી લખાણી, તરફથી અમો અત્રે આવ્યા ત્યારથી તે કૉન્ફરન્સના કાર્યની પુર્ણાહુતી સુધી અમારા ઉતારાની દરેક રીતની સવડ કરી આપવા, અમારા સામાનની સહિસલામતી જાળવવા જોઈતા દરેક સાધનો પુરા પાડવાં તેમજ દરેક રીતની જોઈતી જરૂરીઆતની મદદ આપવા તેઓ રાત્રિદિવસ ડેલીગેટોના કેમ્પમાં હાજર રહેતા હતા. અને અમારી આગતા સ્વાગતા ઘણીજ સંતોષકારક રીતે કરવામાં આવેલ છે. જેને વાસ્તે જે ભાઈઓનો અમો અમારા પુરા અંતઃકરણથી આભાર માનીએ છીએ, તેઓએ પોતાના ધંધા રોજગારની પણ દરકાર ન કરતાં અથાગ શ્રમ લઈ અમોને જે અમુલ્ય અને કિંમતી મદદ આપેલ છે તેના વાસ્તે અમો તેઓનો ઉપકાર માનીએ છીએ, ને તેઓમાં રહેલ જ્ઞાતિપ્રેમમાં નિશદિન વૃદ્ધિ થાઓ એવી ઈશ્વર પ્રત્યે અમારી પ્રાર્થના છે.

---

* આ પુસ્તકના કર્ત્તા અને લુહાણા હીતેચ્છુના તંત્રી.

૨ આ ગૃહસ્થ બીજી કમીટીમાં હોવા છતાં આ કમીટીમાં માગી લીધા હતા અને સારૂં કામ કર્યું આ ઉપરાંત બીજા વોલીંટીયરો પણ ઉતારા કમીટીના લીસ્ટમાં છે.

( તાશ કમીટીના ઓફીસરો અને વાલંટીઅરે પ્રગે આપાયેલા સહરહુ સર્ટીફિકેટમાં નીચે જણાવેલા જુદા જુદા ગામોના ડેલીગેટો તરફથી અસંખ્ય સહીઓ થઈ હતી. )

કરાંચી, મોરનાડા. મોરબી, કોડીનાર, બાલબા, દાસજ, જામખંભાળીઆ, પાટણ, બોરારી, વેરાવળ, વાસવાડા, રાજકોટ બેલા, વડોતર, ધાંગધ્રા. મેંદરડા રાજપરા, સરપદડ, મહુવા, ભાયદર, ભરૂચ, અમદાવાદ, ધરમપોર, દહેગામ, લોલાડા, ડભોઇ, મલાતજ, સાદરા, અમરેલી, પાણુણાવાવ વિગેરે.

## વૉલીન્ટીયર ડીપાર્ટમેન્ટનો રીપોર્ટ

### ઢંઢેરો.

નં ૧ તા. ૧૦–૧૯૧૦

આથી મારા બહાદુર વોલન્ટીયર ઓફીસરોને ખબર આપવામાં આવે છે કે તા ૧૫–૧૦–૧૯૧૦ ના રોજે રાત્રીનાં બરાબર આઠ વાગતે પોતે પોતાનાં ફુલડેસ ( યુનીફોર્મ )માં માહાજનવાડીમાં હાંજરી આપવી જે વખતે આપણે અત્યાર સુધી શું શું કામ કર્યું તે જાહેર કરશુ અને ત્યારબાદ મી. સીવી વકીલ વોલન્ટયરનીફરજ અને બાબત વિવેચન કરશે.

નં ૨ તા. ૧૫–૧૨–૧૦

આથી સર્વ વૉલન્ટીયર બંધુઓને ખબર આપવા

આવે છે કે તેઓએ પોત પોતાનાં ફુલ ડરેસમાં તા. ૧૮-૧૨-૧૦ના રોજ બપોરના બે વાગતે હાજરી આપવી જે વખતે તેમને પરેડ શીખવવામાં આવશે તથાતેમને માટે બનાવેલા ચાંદો એનાયત કરવામાં આવશે એને કોન્ફરન્સની જનરલ કમીટી સમક્ષ આપણે કેટલે સુધી સેવા બજાવાવ તૈયાર થયા છીએ તે બતાવશું અને દરેક ખાતામાં સેક્રેટરીઓને તેમના વોલન્ટીયરોના ગીછાન કરાવશું જે વખત મી. સી. વી. વકીલે વોલન્ટીયરોએ શું અને કેવા પ્રકારે સેવા કરવી જોઈએ તે વિષે લંબાણથી વીવેચન કરશે અને ત્યારબાદ મહાજનવાડી કે જ્યાં જનરલ કમીટીની સભા છે ત્યાં જનરલ કમીટીનાં પ્રમુખ સાહેબની તે તેમજ સભાસદોની સલામતી લેવડાવવામાં આવશે ત્યારબાદ કોન્ફરન્સ દેવીનો પચરંગી ધ્વજાનો ઝુંડો ઉપાડવામા આવશે જે ઝુંડો મી. સી. વી. વકીલ અને નાનુભાઇ નરોતમ ઓઢીયા ઉડાવશે અને કોન્ફરન્સ દેવીની જય બોલાવી મહાજનવાડીમાંથી બહાર નીકળશે, અને તે ઝુંડો તમામ ઓફીસરો અને વોલન્ટીયરોને વારા ફરતી ઉઠાવવાને તક આપવામાં આવશે . ત્યાંથી ભુલેશ્વર, કાલબાદેવી, બજગબજાર. ગીરગામ, બેકરોડ થઈ બાબુલનાથ લઈ જવામાં આવશે, જ્યા વોલટીયર ઓફીસરો અને વોલન્ટીયરોનો જુદો જુદો ફોટો લેવડાવવામાં અવશે ત્યાદ બાદ બાબુલનાથ

પાસેની ઝાડીમાં ફોટો લેવામાં આવશે જેનું નામ રમત ગ મતમાં લોહરગઢની લડાઇ એવું આપવામાં આવશે ત્યાંથી ગમ્મત ખલાસ કરી મંડપમાં તમામ વોલન્ટીયર બંધુઓએ આવવું પડશે જે વખતે મી. વકીલ બાહારનાં આવતાં મહેમાનોની કેવી રીતે સરભરા કરવી અને તેમની કેમ અને કેવી રીતે તાબેદારી ઉઠાવવી એ ઉપર લંબાણુ વિવેચન કરશે ત્યાર પછી મી. પુરૂશોતમદાસ દામોદરદાસ માવાણી મી, મોહનલાલ મોરલીધર સોઢા, મી મણીલાલ રામજી ખંવડીયા, મી. નાનાલાલ માધવજી કેશાણી, મી. દામોદર ગોવીંદજી ખંપડીયા એ ભાઇઓ વાલન્ટીયરની ફરજો ઉપર ભાષણો આપશે.

નં ૩ તા ૧૫-૧૨-૧૦

આથી મારા બહાદુર વોલન્ટીયર બંધુઓ ( ઓફી સરો અને મંડપ કમીટી સિવાયનાં ) ને વિનંતી કરવામાં આવે છે કે તેઓને જેજે ખાતામાં નીમ્યા હોય તે તે ખાતાનાં સેક્રેટરીઓ પાસે આજ રાત્રીના આઠ વાગે મહાજનવાડીમાં જવું અને ત્યાં દરેક ખાતાની જુદી જુદી મીટીંગો થસે જે વખતે તેમને શું શું કામ કરવાનું છે તેની સમજ તેમનાં સેક્રેટરી સાહેબો મારફતે મળશે અને તેમનાં હુકમ પ્રમાણે ચાલવું

નં ૪ તા. ૧૬-૧૨-૧૦

આથી તમામ વોલન્ટીયર જનરલ કોનફરનસના

ઓફીસરો તથા તેમના તાબામાં નીમવામાં આવેલા વોલન્ટીઅરો અને મંડપ કમીટીના કેપ્ટનો વાઇસ કેપ્ટનો, ડીરેક્ટીવો અને વોલન્ટીયરોને ખબર આપવામાં આવે કે તેમણે તા. ૧૯-૧૨-૧૦ ના રોજ રાત્રીનાં સાડાઆઠ વાગે મહાજનવાડીમાં હાજરી આપવી. જે વખતે રેલવે અને સ્ટીમર રસ્તે આવતા મહેમાનો વિગેરેનો સ્ટેશન અને બંદર ઉપર કેમ અને કેવા પ્રકારનો બંદોબસ્ત કરવો તે સંબંધી ઘણોજ લાંબો વિચાર કરવામાં આવશે. અને છેવટ આવેથી યોગ્ય હુકમ કરવામાં આવશે.

નં. ૫ તા. ૨૩-૧૨-૧૦ (જરૂરી)

આથી મારા બહાદુર વોલન્ટીયર બંધુઓને ખબર આપવામાં આવે છે કે દરેક વોલન્ટીયર બંધુઓએ તા. ૨૪-૨૫-૨૬-માં હરરોજ કોન્ફરન્સની ઓફીસમાં એક આંટો જવું અને ત્યાં ચોડેલા વોલંન્ટીયરસેક્રેટરીનાં ઢંઢેરાને ધ્યાનથી વાંચવું અને તે પ્રમાણે અમલ કરવો.

નં. ૬ તા. ૨૭-૧૨-૧૦

આથી તમામ વોલંન્ટીયર બંધુઓને ખબર આપવામાં આવે છે કે માતુશ્રી કાનબાઇ તરફથી કોન્ફરન્સને જે પાર્ટી તા. ૨૮ મીએ આપવામાં આવનાર છે ત્યાં પુરતી દેખરેખ રાખવી.

તા. ૨૯ મીએ બહારગામનાં વોલન્ટીયર બંધુ-ઓને પોતપોતાના ગામ પાછા જવા માટે ખુશીથી રજા આપવામાં આવે છે અને મુંબઈનાં રહીશ વોલન્ટીયરો જેઓ મંડપ કમીટીમાં હોય તેમણે બહાર ગામના વોલ-ન્ટીયરોને સ્ટેશન ઉપર ટ્રેનમાં બેસારવા જવું.

તા. ૨૯ મી સાંજના પાંચ વાગે હાલાઈ મહાજન વાડીમાં વોલન્ટીયરોએ હાજરી આપવી જે વખતે ભવિષ્ય ની કોન્ફરન્સો ભરાય અને તે માટે વોલન્ટીયર ટીમ ઉભી કર વાનો મી. વકીલનો વિચાર છે તે બાબત ઉપર મી. સી. વી. વકીલ યોગ્ય વિવેચન કરી વોલન્ટીયર બંધાઓનો અ-ભીપ્રાય માગશે.

સી. વી. વકીલ.

વોલન્ટીયર સેક્રેટરી.

વોલન્ટીયર ઓફીસરો માટે કાઢવામાં આવેલા ઓરડરો.

નાનુભાઈ નરોતમદાસ અઢીયા

વોલન્ટીયર સુપ્રિન્ટેન્ડેન્ટ.

તા. ૧૯ થી તા. ૨૩–૧૨–૧૦ સુધી સુપ્રિન્ટેન્ડેન્ટનો કેમ્પ રાત્રીનાં મહાજનવાડીમાં રહેશે. તા. ૨૪ થી ૨૬–૧૨ ૧૦ સુધી કાંદાવાડીમાં રહેશે અને તેજ તારીખોએ સવારના ૬ થી રાત્રીના આઠ સુધી કોનફરન્સના મંડપમાં રહેશે.

આ૦ સુપ્રિન્ટેન્ડેન્ટ.

જેઠાલાલ નાનજી મજીઠીયા.

જીવણદાસ નાથાભાઇ ઉનરકાટ.

તા. ૨૦-૧૨-૧૦ ના રોજે રાત્રીનાં ૧૨ થી ૨ વાગ્યા સુધી આઝનવાડી અને કાંહાવાડી જ્યાં જ્યાં મહેમાનો ને ઉતારો આપવામાં આવે ત્યાં ત્યાં દેખરેખ રાખવી.

તા૦ ૨૪ મીથી તા૦ ૨૬ મી ડીસેમ્બર સુધી અથવા તો પ્રમુખ સાહેબ ઉતારામાં રહે ત્યાં સુધી રાત્રીના ૩ વાગ્યા સુધી દેખરેખ રાખવી.

તા. ૨૩ મીએ બપોરની ગાડીમાં ગ્રાંટરોડ જવુ જ્યાં ૨૫૦ થી ૩૦૦ મહેમાનો મહીરેવા તરફથી આવનાર છે તેમને ઉતારવા જવા અને તેમનો સરસમાન ચાર્જમાં લઇ તમને વગર હરકતે ઉતારામા પોચતા કરવા.

તા. ૨૪-૨૫-૨૬ મીએ તેમને એવી તો સંભાળ ભરી સેવા કરવાની છે કે તંબુની બાહાર કે જ્યાં ચા, પાણી થાય છે ત્યાં બીડી પણ પીવામાં આવશે તે ઠેકાણે કોઇ અજાણપણે દીવાસળી કે બીડી નાખી દીએ અને તંબુને હરકત આવી જાય માટે આગ ન થાય તેવો બંદોબસ્ત તેમનાં વોલન્ટીયરોથી કરવો. તંબુને ખાસ જોખમદાર ગણવામાં આવશે. તે સિવાય તેમની જે ફરજો છે તે બજાવવી.

સેક, આ. સુપ્રિન્ટેન્ડેન્ટ.
પુરશોતમ દામોદાસ માવાણુ
મોહનલાલ મોરલીધર શોઢા
છોટાલાલ નરોતમદાસ નન્ના

તા. ૨૦ થી ૨૭ ડીસેમ્બર સુધી તેમણે હરેકે હરેક ત્રેન ઉપર તેમનાં તથા મંડપ કમીટીના વોલન્ટીયરો સાથે જવું જે કમીટીમાં ૮૫ વોલન્ટીઅરો નીમ્યા છે અને હરેક ત્રેનમાંથી જેટલા જેટલા મહેમાનો ઉતરે તેમનો સારી રીતે આદરસત્કાર કરી તેમનો સરસામન તમારા ચાર્જમા લઇ મહેમાનોને ઘોડા ગાડીમાં બેસારી હરેક ગાડી સાથે એક વોલન્ટીયર મોકલી મહેમાનોને ઉતારે પોંચતા કરવા અને પાછળથી તેમનો સરસામન ખટારા ( ગાડાઓમાં ) ભરાવી હરેક ખટારા સાથ ચાર ચાર વોલન્ટીયરો બેસારી પેટીઓ તથા ગાંસડીઓ ગણાવી તેમને ચારજે સોપી ઉતારે પોચતા કરવા. જ્યાં ઉતારા કમીટીમાં હાજર રહેલા વોલંન્ટીયરોને સોંપી આવવા. સામાન ઉતારવા ચડાવવા માટે બહારના મજુરની મદદ લેવી નહી પણ વોલંન્ટીયરોએ પોતેજ તે કામ કરી લેવું કારણ કોઇપણ ચીજ ગુમ થવાનો સંભવ રહે નહી.

તા૦ ૨૪–૨૫–૨૬ મી મંડપની અંદર રીસેપશન કમીટીનાં અને સબજેક્ટસ કમીટીના સભાસદો જ્યાં બીરાજવા

હોય ત્યાં દેખરેખ રાખવી. વળી રોજ રાત્રીનાં પ્રમુખ સાહેબનાં ઉતારામાં કે જ્યાં ખાસ કેપ્ટનો અને વોલંન્ટીયરો નીમવામાં આવ્યા છે તે બરાબર પહેરો ભરે છે કે નહીં તેની દેખરેખ રાખવી, તેમજ કાંદાવાડીમાં કે જ્યાં મહેમાનોને ઉતારો આપવામાં આવ્યો છે ત્યાં પણ દેખરેખ રાખવી કે તે ઠેકાણે નીમવામાં આવેલા ઉતારામાં કમીટીમાં નીમાયેલા એ સબ ઈન્સ્પેક્ટરોની કાંઈ ફરીયાદ હોય તે ઉપર લક્ષ આપી બંદોબસ્ત કરવો.

ઈન્સ્પેક્ટરો..

છોટાલાલ શામજી ખંધડીયા, પોપટલાલ પુરસોતમદાસ ખંધડીયા, જમનાદાસ વનમાળીદાસ ખધડીયા, જેન્તીલાલ ભાણજીભાઈ કેશાણી, મંગળદાસ દાવડા.

તા૦ ૨૦ થી ૨૪ ડીસેમ્બર સુધી જે જે સ્ટીમરો મુંબઈના બારામાં આવે ત્યાં ત્યાં હાજરી આપવી અને જે જે મહેમાનો ઉતરે તેને આદરસતકાર સાથ ઉતરે પોચતા કરવો અને રાતની તમામ રેલવે ટ્રેન ઉપર ગ્રાંટરોડ હાજરી આપવી.

તા૦ ૨૪-૨૫-૨૬ મીએ તમારે મંડપના આઠે દરવાજા ઉપર તમારી ધ્યાન ચોંચે તેવી જાતની અથવા તો તમને પસંદ પડે તેવી દેખરેખ રાખવી અને ટીકીટોને ચેક કરવી જે આઠ દરવાજા માટે તમને કુલ જોખમદાર ગણવામાં આવે છે.

કોઈપણ જાતનાં તર તોફાન વખતે દોડાદોડ નહીં કરતાં તમને સમજાવવામાં આવેલી ખાનગી રીત પ્રમાણે ખામોશીથી કામ લેવું પણ દરવાજા છોડવા નહી.

વળી તેની સાથે નીચે પ્રમાણે તમારે જુદી જુદી ડ્યુટી બજાવવી.

| | |
|---|---|
| મી. છોટાલાલ શામજી રાત્રીના૧૨થી૧ | ઉતારામાં એક એક ફેરો જઈ આવવું |
| મી. પોપટલાલ પુરશોતમ „ ૧ થી ૨ | |
| મી. જેન્તીલાલ ભાણુજીભાઈ ૨ થી ૩ | |

વધુ એમ જણાવવામાં આવે છે કે,

| | |
|---|---|
| મી. છોટાલાલ શામજી રાત્રીના૮થી૯ | પ્રમુખ સાહેબના ઉતારામાં ફેરો મારી આવવું. |
| મી. પોપટલાલ પુરશોતમ ૯ „ ૧૦ | |
| મી. જેન્તીલાલ ભાણુજીભાઈ૧૦, ૧૧ | |

સબ ઈન્સ્પેકટરો.

ભવાનભાઈ કાળીદાસ કારીયા, દામોદરદાસ વનરાવન દાસ સોનપાળ, કરશનદાશ ખેરાજ મોદી વીઠલદાસ મુળજી ગોટેચા, ગુલાબદાશ જમનાદાશ ઠકરાળ.

તા. ૨૦થી૨૩ ડીસેમ્બર સુધી ગ્રાંટરોડની તમામ ટ્રેનો ઉપર સવારનાં જડે અને જે જે મહેમાનો આવે તેમનો આદર સત્કારથી ઉતારે પોચતા કરવા અને તેમનો સરસામાન તમારા પોતાના ચાર્જમાં લઈ ખટારામાં બેસાડી વોલન્ટીયરો સાથે પોચતા કરવા.

તા. ૨૪ થી ૨૬ સુધી મંડપમાં બીરાજેલ ડેલી ગેટોની ટીકીટો તપાસવી અને સુલેહ જાળવવો. એક જગ્યાએ બેસી રહેવું નહીં. આખા મંડપમાં ડેલીગેટોની હારમાં અવર નવર ફરવું તે પણ એવી રીતે કે કોઈ જોનારને તમારાથી કંટાળો આવે નહીં તેમ તમારા કામમાં નજરને કોઈ ખલલ પોંચાડી શકે નહી. ડેલીગેટોવાળા દરવાજા ઉપર પ્રેક્ષકોની ગડબડાટ થાય તે ધ્યાન આપવું.

ટીકીટો તપાસતાં ઉતાવળ કરવી નહી. વીઝીટર કોઇ ડેલીગેટની સીટમાં ભુલથી બેસી જાય તેને સમજાવી ઉઠાડી જ્યાં ટીકીટ લાગુ પડતી હોય ત્યાં બેસારવો. કોઇ તકરાર ઉપર આવે તો તે ખુરસીનો નંબર લઇ સુપ્રિન્ટેન્ડેન્ટને ચેતવણી આપવી, જે યોગ્ય વ્યવસ્થા કરશે.

રાત્રીને વખતે ઉતારામાં તથા પ્રમુખ સાહેબના ઉતારામાં ફુરસુદે આટો ફેરો કરવો.

સબ ઇન્સ્પેક્ટર ઉતારા કમિટી.

નાનાલાલ માધવજી કેશાણી, કરશનદાશ કાહાનજી જજાણી.

ઉતારામાં જે જે મહેમાનો આવે તેમની આશનાર સ્વાગતા કરવી અને તમારા ઉપરી અધિકારી ઉતારા કમીટીના સેક્રેટરીનાં હુકમ પ્રમાણે વર્તવું.

આ ફરમાન સાથે તમોને બ્લ્યુ વોલન્ટીઅર્સ, ફેઇસો

વાર્ડ્સ કૈર્ટનો વિગેરે તમારા હાથ નીચે સોંપવામાં આવશે જેમની પાસેથી પુરતી સંભાળથી તથા નમૃતા પુર્વક કામ લેવું. ટુકામાં ઉતારા માટે તમને કુલ જોખમદાર ગણવામાં આવે છે.

સી. વી- વકીલ.

વાલન્ટીયર સેક્ટરી, લો. કોન્ફરન્સ—મુંબાઈ.

કોન્ફરન્સ પ્રસગે પધારનારી આપણી જ્ઞાતિની સ્રીઓમાંથી કોઇને ડાક્ટરની મદદની જરૂર પડે તો લુહાણા સુવાવડ ખાતાની બાઇ ડાક્ટર જરબાનુ મીસ્રીએ, જ્ઞાતિભુષણ શેઠ ચનાભાઇ પેરાજના કહેવાથી; પોતાથી બનતી મદદ આપવાને ખુશી બતાવી હતી.

## મડપ.

મંડપ બંધાવવા માટે ટુંક વખતમાં ઘણુંજ કાલજી પુર્વક સફાઇદાર કરવામાં આવ્યું હતું તે અંદર બેઠક સંબંધે પહેલા દીવસનાં હેવાલમાં જણાવીશ. પરંતુ મંડપની બહાર વચલા ભાગણમાં એક બાજુ ઉપર ખાસ સગવડ રાખવામાં આવી હતી. તેની સાથે ચાહ પીવા બેસવા માટે પણ ઘણીજ ઉત્તમ સગવડ કરી હતી.

બીજી બાજુ ઉપર દવાખાનાની ગોઠવણ રાખવામાં આવી હતી અને તેમાં અકસ્માતીક ઉપયોગી દવાઓનું ભરેલું કબાટ રાખવામાં આવ્યું હતું.

મંડપમાં બેસતાં બેબાજુ ઉપર ખાસ ટીકીટ ઓ-ફીસો રાખવામાં આવી હતી અને પુર જોશથી ટીકીટો ખપતી હતી.

મંડપ સુંદર ચોપાટીના કીનારા ઉપર વીલસન કો. લેજની બાજુમાં ભપકાદાર ઉભો કરવામાં આવ્યો હતો અને દરેક જાતના ગેટ ઉપર નીમેલા વોલીટીયરો પંચ લઈને ઉભા રહયા હતા,

વોલીટીયરો બંદોબસ્ત માટે હાજર રહયા હતા. અને કોઇપણ જાતની ગરબડ ન થાય તે માટે કાળજી રાખવામાં આવી હતી.

પ્રમુખ સાહેબની પધરામણી.

આખી લુહાણા કોમ ત્રફથી તેમને મળેલુ ભારે માન.

પ્રમુખે આવી સેંકડો કોન્ફરન્સો અને પ્રમુખોનાં

દર્શનની ધરાવેલી જીજ્ઞાસા.

તા.૨૩ મીના,સવારે મેલટ્રેન મારફતે ગ્રાન્ટરોડ સ્ટેશને પ્રમુખ સાહેબ આવી પુગ્યા હતા. સન્માન કરવા માટે કોન્ફરન્સના કાર્ય કરનારાઓ તરફથી અગાઉથીજ ગોઠવણુ કરી રાખવામાં આવી હતી. સ્ટાનડર્ડ ટાઈમ આઠ વાગતે ગાડી ગ્રાટ રોડ સ્ટેશને આવી પુગતી હોતાં ચતાં કછી હાલાઇ અને ઘોઘારી એ ત્રણે લોહાણા કોમોના ગ્રહસ્થો મોટી સંખ્યામાં સહવાર

ના છ વાગતાથી સ્ટેસનપર ભરાવા લાગયા હતા અને સાત વાગતામાં તો ગ્રાંટ રોડના સ્ટેશનપર આવતી ગાડીના પલેટ ફોરમથી બાજુએ ઉભી રહેતી ગાડીયો માટેનો વહેવાર સામાન્ય રીતે બંધ કરવામાં આવયો હતો. પોલીસની કાંઈ પણ મદદ વીના કોમના વોલંટીઅરોએ પોતાના કેપટન વાઇશ કેપટનો અને સુપરવાઇઝરોની દેખરેખ નીચે ઘણો ઉચા પ્રકારનો બંદોબસ્ત જાળવયો હતો ગાડી અવવાની સીગનલ થતાં લગભગ બસો જેટલી સંખયામાં ગ્રહુસ્થો પલેટફોરમ ઉપર હાજર થયા હતા અને બાકીનાં સંખ્યાબંધ લોકો બાહેર પોતાના માનવંત બંધુને નીહાલવાને હાજર થયા હતા. એ હાજર થયલા ગ્રહુસ્થોમાં નીચલાઓ પણ હતા

મેસરસ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાલા, ગોપાલ જી રામજી, વીશ્રામ પીતાંબર થાણુદાર, નારાયણુદાસ વીસ નજી ચતુરભુજ ઠકકુર, કરસનદાસ ગોવીંદજી લાલજી રામ જી તંબાકુવાળા ઉધવજી તુલસીદાસ દામોદરદાસ વીશ્રામ નરસીંહ ગીરધરદાસ જેઠાભાઇ વસનજી માધવજી ગોરધન દાસ વાલાભાઇ પ્રાગજી દયાલ હરીઓણી છોટાલાલ વીઠલ દાસ વકીલ આણુંદજી મુળજી નથુ પાંદી, પીતાંબરદાસ લવજી એડવોકેટ દેવજી ત્રીકમજી વકીલ, નારણુદાસ કાનજી ધરમસીંહ ભવાન હરભમ માધવજી જેરામ પુરૂષો તમ દેવ ણુ; હીંમતરામ જીવણુરામ બરફીવાળા જીવરાજ નેમચંદ

શીવદાસ ચાંપસી નથુભાઇ મેઘજીટના ભાવજી ગો-વીંદજી શેઠ ત્રીભોવનદાસ ખુશાલદાસ પોપટ ત્રીભોવનદાસ ભુલાભાઇ રઘુનાથદાસ લાલજી મથુરાધાસ કલ્યાણજી ડાક્ટર ગોકળદાસ ગોરધનદાસ ગાંતો ગોરધનદાસ ગોવીંદમ ભાણજી દ્વારકાદાસ દામજી દાવડા કાનજી ઓધવજી હીંડોચા ઠક્કર નથુભાઇ મેઘજી દલાલ ખીમજી ચનાભાઇ પેરાજ વા ઘજી બેહેચર કોઠારી હરજીવન જગજીવન વર્મા, કુબેર દસ સીરધરદાસ નથુભાઇ પીતાંબર સાયલાવાળા માજી દીવાન અને છોટાલાલ નરોતમ હતા.

ટ્રેન આવી પુગતાં કોનફ્રરંસના કર્તા કારવતા અને વોલંટીયરોએ હુરરેના ખુશાલીના પોકારોથી પલેટફોરમ ગજાવી મુકયું હતું અને ગાડી ઉભી રહેતાંજ મેસરસ દાં-મોદર ગોરધનદાસ સુખડવાળા ગીરધરદાસ જેઠાભાઇ અને ગોપાળજી રામજીએ હારો પહેરાવયાહતા તે બાદ તેઓને પલેટફોરમથી બાહેર લાવતાં તેઓએ બે ઘોડાની ગાડીમાં બેઠક લીધી હતી. ગાડીમાં જમણી બાજુએ પ્રમુખ મી૦ મુરારજી ગોકુળદાસ તથા અને ડાબી બાજુએ સ્વાગત ક મીટીના પ્રમુખ મી૦ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા એ બેઠક લીધી હતી જયારે વચે કોન્ફરનસના હીલચાલના આગેવાન મી૦ કાનજી ઓધવજી હીંડોચાએ બેઠક લીધી હતી અને સામી બાજુએ મી૦ ગોપાલજી રામજી એ બેઠક લી

શ્રી હતી હવી પ્રમુખને તેમણે ગાડીમાં બેઠક લેવા બાદ સુંબયાબંધ હારો પહેરાવ્યા હતાં તથા મી૦ માવજી ગોવીંદજી શેઠ અને મી૦ જીવરાજ નેમચંદ સાયલાકરે પણ હાંરતોરા આપયા હતા. આ વેળાએ ઘેઘોરી સેવા સમાજ તરફથીતેમના સેકરેટરી મી૦ મોહનલાલ મોરલીધર સોઢાએ નીચલું માનપત્ર વાંચી સંભળાવયું હતું:—

" માનયવર માશય અને લોહાણા

જ્ઞાતીની પ્રથમ કોન્ફરંસના પ્રમુખ સાહેબ જોગ.

" મને શ્રી ઘોઘારી લોહાણા સેવા સમાજ તરફથી આપ નામદારને આવકાર આપતાં ઘણોજ હરખ પ્રાપત થાય છે કે ઘણા લાંબા સમયથી કોનફ્રરનસ દેવીના દરશન કરવાને આપણી સમગ્ર જ્ઞાતી તેમજ અમારી ઘોઘારી લોહાણા સેવાસમાજના ઉતરાઉ મેગગરો ઘણાજ ઉતસુક હતા તેનો શુભ લાહાવો આપ નામદારની પ્રમુખ તરીકેની આજ દીને થયલી પધરામણીથી મળી ચુકયો એમ જાણી અમારી જીંદગીનો ઉદય સાથે સુખનો દીવસ ગણીશું. વીશેશમાં હું જણાવીશ કે કોનફ્રરનસના નેતાઓએ આપની જે પ્રમુખ તરીકેની નેમણુંક કરીને ગઉરવ જાળવયું છે તે મને માટે અમોને ઘણોજ હરખ થાય છે અને તેમને ધનયવાદ ઘટે છે અને તેવુંજ ગઉરવ આપ નામદર જાળવી કોનફ્રરનસને દીપાવશો એવી અમોને આશા છે છેવટ હું

અમારી સમાજના પ્રમુખ સાથે અમારી જ્ઞાતીનાં શેઠ કુબે રદાસ ગીરધરદાસ દાવડાને અમારી ઘો૦ લો૦ સેવાસમાજ તરફથી આપ નામદારને પુષ્પ માળા આરોપવા વીનંતી કરીશ જે આપ નામદાર સ્વીકારી અમારી બાળવયની સમાજને આભારી કરશો છેવટે આ નામદારની તેમજ સરવ સદગ્રહસ્થોની ક્ષમા માગી બેસી જવાની રજા લઉ છું

એ માનપત્ર આપવા વીગેરેનું કામ ખલાસ થવા બાદ પ્રમુખની ગાડી ગ્રાંટરોડ, ફોકલેનડ રોડ, નળબજાર, કાવસજી પટેલ તળાવ, ઠાકુરદવાર રોડ, અને ભુલેસર ફીરંગીના દેવળના મારગે થઇને તેઓ માટે નીયત કરવામાં આવેલા કાલબાદેવી રોડ પરની રામ વાડી સામેના મી૦ પરમાનંદદાસના કુશાદે મકાન પાસે ગાડી જઇ પુગી હતી જયાં પણ તેઓનું ઘટતી રીતે સ્વાગત કરવામાં આવયું હતુ

પ્રસંગાનુસાર વીવેચનો

ત્યાં સઘળાઓની સાથે પ્રમુખે હસ્ત મેળાપ કરવા બાદ સ્વાગત કમીટીના પ્રમુખ મી૦ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાએ જણાવયું કે, આજના આગળ વધતા જમાનામાં આપણી કોમ ઘણી પછાત પડી ગઇ છે અને તેને સુધારી આગળ વધારવા માટે મથન કરવાની જરૂર છે અને તેજ માટે આપણી સમસ્ત લોહાણા કોમની કોનફરંસ ભરવાનું ઘટતું વીચારયું છે, આવતી કાલથી શરૂ થ

નારી કોનફરંસના પ્રમુખ મી૦ મુરારજી આણંદજી તન્ના તે માટે કેટલા લાયક છે તે વીવેચનનો આ પ્રસંગ નથી પરંતુ તેઓ ભાવનગર રાજ્યમાં જે માત ભરયો તેમજ જોખમી ઓધો ધરાવે છે તે જોતાં નામદાર મહારાજા સાહેબ તેમજ દીવાન સાહેબની ગેરહાજરીમાં પણ અતરે આવી પ્રમુખ પદ સ્વીકારવું કબુલી ખચીતજ આપણને ઉપકારી કીધા છે અને તે માટે સમસ્ત લોહાણા ભાઇઓ તરફથી તેમને આવકાર આપવાની આ તક લઉં છું.

## પ્રમુખનો જવાબ.

કોનફરંસની આ પ્રથમ બેઠકના પ્રમુખ મી૦ તન્ના એ ઉપકારનો ઉતર આપતાં જણાવયું કે મારે માટે તમે જે વચનો ઉચારયાં અને મને આવકાર આપ્યો તે માટે તમારો ઉપકાર માનું છું આપણી જ્ઞાતીના હીતને માટેઅને જ્ઞાતીમાં સંપ તથા કેળવણી અને સુધારાવધારાનો પ્રચાર થાય એ ઇચ્છા દરેક જ્ઞાતીજનની સ્વભાવીકજ હોવી જોઇએ, અને તે માટે પ્રયાસ કરવા ની દરેકની ફરજ છે, હું ઇચ્છું છું કે આવાં મંડળ હેતુસર આપણી પરીષદની સેંકડો બેઠકો મળે અને તેના સેંકડો પ્રમુખનાં દરશન કર વાને આપણે ભાગયશાળી થઇએ

મી૦ સાયલાકરે બોટાદ ખાતેનો બેઉ જઇન કોમ વચેનો ઝઘડો બાહોશીભરી રીતે પતાવવાની વાતને યાદ

ફરી પ્રમુખની કાર્યકુશળતાનાં વખાણ કીધાં હતાં.

મી૦ ગોવીંદજી રામજી શેઠે જણાવયું કે કોનફર ન્સની મુળ હીલચાલ રાજકોટ ખાતે થી થઇ ને અને તે શરૂ કરનારાઓના આપણે આભારી છીએ.

મી. ખુશાળદાસ છગનલાલે જણાવયું કે આ કોનફ્રંસ ભરવાનો વખત લાવવા માટે મી૦ કહાનજી ઓધવજી હીંડોચાએ પોતાની શકતીનો જે ભોગ આપયો છે તે માટે તેમનો આપણે ઉપકાર માનવો ઘટે છે.

મી૦ હીંડોચાએ પોતાને માટે ઉચ્ચારવામાં આવેલાં વચનો માટે ઉપકાર માનતાં લોહાણાઓની ત્રણે જ્ઞાતીઓ એકત્ર થાય અને પોતાના ચોવીશ હજાર ભાઇઓને એકત્ર થયલા જોઈ શકાય તેવી ઇચ્છા બતાવી હતી.

તે પછી કેટલાક વારતાલાપછી સઘળાઓ વીખેરાયા હતા.

સહવારે પ્રમુખની સાથે તેમનાં માતુશ્રી તથા રાજકોટના દીવાન મી૦ હરજીવનદાસ ભવાનભાઇ અને રાજકોટના વકીલ મી૦ ગોરધનદાસ લાધાભાઈ પણ આવી પુગયા છે

---

આ પ્રસંગે પ્રમુખ સાહેબના જીવન ચરીત્રની ખાસ આવશ્યકતા છે. તો તે મહા મુશ્કેલીથી મેળવી આ નીચે દાખલ કર્યું છે

# પ્રમુખ મી૦ મોરારજી આણંદજી તન્ના બી. એ. એલ એલ. બીનુ ટુંક જન્મ વરતાંત.

કુટુંબનુ મુલ વતન જામનગર તાબાના પીઢારા ગામમાં હતું એમનો જન્મ દ્વારકા પાસે વરવાળા ગામમાં સંવત ૧૯૨૧ માં થયો હતો પાંચ વરસની ઉમરથી પોતાના માતપીતા સાથે મુંબઈમા આવીને વસ્યા હતા, અને ગુજરાતી ભાષાનો અભ્યાસ બુધિ વર્ધક શાળામાં શરૂ કર્યો હતો. અંગરેજી ભાષાનો અભ્યાસ ચંદન વાડી એ. વ. સ્કુલ ગોકળદાસ તેજપાળ સ્કુલ, એલફીનસ્ટન હાંઇસ્કુલમાં કરીને મેટ્રીકયુલેશનની પરીક્ષામાં તેઓ પસાર થયા હતા.

અભ્યાસમાં તેઓ ઘણા ચંચળ અને ખંતીલા હતા અને દરેક વર્ગમાં પહેલો નંબર રાખી સ્કોલરશીપો મેળવી હતી. તેવખતના જમાનાના વિચારો પ્રમાણે તેમને વધુ અભ્યાસ કરાવવા તેમના સગા સંબંધીઓ તથા ન્યાતના અગ્રેસરોનો વિરૂદ્ધ મત હતો, છતાં તેમના પીતાએ દીર્ઘ દ્રષ્ઠિ વાપરી તેમનો અભ્યાસ ચાલુજ રેહેવા દીધો હતો, અને મી૦ મોરારજી પણ એ કાર્યમાં એક નિસ્ટાથી અને ઉતસાહ પુર્વક મંડયા રહયા હતા. તેમનો પોતાનો અભ્યાસ સારી રીતે કરવા ઉપરાંત તેમણે વખત બચાવીને બીજા છોકરાઓને ખાનગી ટયુશન આપી તેનાથી થતી ઉપજ

તથા સ્કુલમાં મળતી સ્કોલરશીપો ઉપર તેમને પોતાના અ ભ્યાસ સંબંધી ખર્ચનો આધાર રાખવો પડતો. ઉંચે નંબરે પાસ થએલા હોવાથી સરકારી સ્કૉલરશીપ મેળવી તેઓ એલ્ફીસ્ટન કૉલેજમાં સને ૧૮૮૨ ની સાલમાં દાખલ થયા અને ત્યાં પ્રોફેસર વર્ડસવર્થ જેવા બાહોશ શિક્ષા ગુરૂઓ ના હાથ તળે ઉતમ પ્રકારના અભ્યાસ કરી દરેક પરીક્ષા નિયમ સર ઉંચે નંબરે પાસ થઈ સને ૧૮૮૬ની સાલમાં બી એની ડીગ્રી તેમણે મેળવી હતી ગુજરાતી અગર અંગ રેજી પરીક્ષામાં નિશફળતા તો તેમણે જોઈજ નથી. બી. એની પરીક્ષામાં એઓ પેહેલા વરગમાં આવ્યા હતા, અને તેજ કૉલેજમાં ફેલોશીપ મેળવી હતી જ્ઞાતીમાં આવો દર જજો એમણેજ પહેલ વહેલોજ મેળવ્યો હતો. કાયદાનો અ ભ્યાસ પણ એમણે જારી રાખ્યો હતો. એટલે સને ૧૮૮૭ માં એલ.એલ.બી. ની પરીક્ષા પસારકરી તેની ડીગ્રી મેળવી આપણી જ્ઞાતીમાં બી. એ. ની તેમજ એલ. એલ. બીની પરીક્ષા આપી પદવી મેળવનાર એઓજ પેહેલા હતા. પસા ર થયા પછી મુંબઈની સ્માલ કૉજ કૉર્ટમાં વકીલાતનું કામ તેમણે શરૂ કર્યું હતું અને સને ૧૮૮૯ના નવેમ્બર મહીનામાં એમને ભાવનગર સ્ટેટમાં એક ન્યાયાધીશની જગ્યા મળવાથી ત્યાં તેઓ દાખલ થયા હતા, જાને ચાર વરસ રહીને તળ ભાવનગરના સીટી મેજીસ્ટ્રેટ નીમાયા હતા.

એ જગ્યાના અટપટા કામમાં તેઓ પોતાના વિદ્વતા, નિરા પક્ષપાતપણું, કાયદાનું અપુર્વજ્ઞાન નિરાભિમાનપણું. વિગેરે ઉત્તમ સદગુણોવડે રાજ્ય તેમજ રૈયત ઉભયને એક સરખીરીતે સંતોષ આપી બંન્નેની પ્રીતી સંપાદન કરવા ભાગ્ય શાળી થયા હતા.તે એટલે સુધી કે રાજ્યનીબીજી કોર્ટોમાં કોઇ ખાસમુશ્કેલીવાળા અગર અગત્યના કેસો હોયતોતેતેમની કોર્ટમાં ટ્રાન્સફર કરવામાં આવતા હતા હાલના મહારાજા સાહેબ સર ભાવસિંહજી સને ૧૮૯૬ની સાલમાં ગાદીએ આવ્યા પછી તુરતમાંજ મહારાજશ્રીએ રાજ્યના સઘળા ભાગોની મુસાફરી કરીતે વખતે કામકાજની સરળતા માટે જુદા જુદા ખાતાના ઓફીસરોની એક ન્હાની કમીટી પોતા નીસાથે રાખી હતી તેમાં ન્યાયખાતાના પ્રતિનિધી તરીકે મી. મોગરજીને પસંદ કર્યા હતા અને સદરહુ કમિટીમાં ઘણું સંતોષકારક કામ કર્યુ બદલ નામદાર મહારાજા એ રાજ્યના લો આફીસરની ખાસ નવી જગ્યા બનાવી ૧૮૯૮ ની મોરારજીને એ જગ્યા ઉપર નીમ્યાહતા ત્યાંથી સને ૧૯૦૦માં સાલમાં રાજકોટમાં ભાવનગર સ્ટેટ તરફથી એ જનસીમાં મુખ્ય વકીલના મોટા ઓધ્ધા ઊપર તેઓ નીમાયા હતા. સદરહુ જગ્યાએ રાજ્યનું સરદાર સંબંધનું પોલીટીકલ કામ કરવાનું હોવાથી ત્યાં રાજ્યના ખાસ ભરોંસાના અમલદારનેજ નીમવામાં આવેછે ત્યાંના વસવાટ દર

મ્યાન કરનલ હંટર કરનલ કેનેડી અને મી. કવીન જેવા પ્રખ્યાત અધીકારી અમલદારો પાસે રાજ્યનુ કામકાજ કરી બંને પક્ષોનો સંતોષ સંપાદન કર્યો હતો સને ૧૯૦૩માં ભાવનગરના નામદાર મહારાજા સાહેબે એમને દીવાન સાહેબના એક મદદગાર તરીકે દીવાન ઓફીસના મેનેજરના ઓધા ઊપર નીમયા હતા. એ પ્રસંગમાં દીવાન ઓફીસના સઘળા ખાતાઓના કામની સમાન્ય દેખરેખ ઉપરાંત રાજ્યનું ભાયાતી ખાતાનું હજુર જ્યુડીશીઅલ ખાતાનું રેવીન્યુ ખાતાનું અને ફાઈનાન્સ ખાતાનું કામપણ તેમણે વખતો વખત ખાસ ચાર્જ રાખીને કર્યું હતું અને ફાઈનાન્સ ખાતામાં ભાવનગર સ્ટેટ બેંક જે કહાડવામાં આવ્યા તેની સઘળી વ્યવસ્થા મી. મોરારજીની અંગત દેખરેખ નીચેજ

હતી અને ત્રણવરસ બાદ મેહેરબાન દીવાન સાહેબ પટ્ટણીના પરશનલ એસીસ્ટંટ તરીકે તેમની નીમણુક કરવામાં આવી જે જગ્યાનું જોખમ ભરેલુ કામ આજદીન સુધી એઓ સાહેબ સંતોષકારક રીતે ચલાવતા આવયા છે વળી ભાવનગર સ્ટેટ રેલવેની વ્યવસ્થાનું કામપણ રાજ્ય તરફથી તેમને સુપરત કરવામાં આવ્યું છે અને એ કામમાં પણ એઓએ પોતાંની હુશીયારીથી ઘણો અનુભવ મેળવ્યો છે વળી સ્ટેટ તરફથી મુંબઈની તાતા આયર્ન એન્ડ કંપનીમાં સ્ટીલ કંપનીમાં તથા બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીમાં

એક ડીરેક્ટર પણ એઓ ઘણા વરસથી કામ કરે છે

ન્હાની ઉમ્મરમાં તેમનું વેવિશાળ કરવા બાબતમાં ન્યાત તેમજ સગાં સંબંધીઓનું ઘણું દબાણ હોવા છતાં મી. મોરારજીના પિતાએ તેમના અભ્યાસમા ખલલ પોહોંચે એવિગેરે કારણો ધ્યાનમાં લઈને તથા યુકિત પુર્વક મી. મોરારજીની પોતાની પણએ વિષયમાં અનીચ્છા જાણી લીધેલી હોવાથી એ વિચાર મજબુતમતથી મોકુફ મેલ્યો હતો અને છેવટે બી. એ.ની પરીક્ષા પાસ થયાપછી ૧૯ વર્ષની ઉમ્મરે તેમનું પ્રથમનું વેશવાળ કુરલાના શેઠ રામજી પ્રાગજીની દીકરી વેરે થયુંહતું પરંતુ એ કન્યા કુંવારી અવસ્થામાંજ ગત થયાં બાદ મુબઈના શેઠ. હેમરાજ લખુની દીકરી વેરે વેશાવાળ થયું અને એલ.એલ.બી.પાસથયા પછી ૨૨ વર્ષની વયે પહેલીવારનું લગ્ન થયુ અને કમ ભાગ્યે તેમનાં એ પત્ની પણ કાંઈ પણ સંતતી વિના સંવત ૧૯૬૨ની સાલમાં ગુજરી જતાં તેમનું ફેરી લગ્ન જામ ખંભાળીઆના શેઠ મોરારજી પરસોતમની દીકરી વેરે થયું છે જેને એક પુત્ર થઈ ગુજરી ગયો છે એટલે એ રીતે મી. મોરારજીને કાંઇ હયાત સંતતિ નથી પણ પોતાના ભાઈની દીકરીને ખોળે રાખી બચપણથીજ પાળી છે, અને તેને ધર્મનિતિનું તેમજ વ્યવહારિક શિક્ષણ આપવામાં અતે કાળજી પુર્વક ધ્યાન આપે છે.

આપણી જ્ઞાતીની સેવા બજાવવામાં પણ એમણે વખતો વખત સારો ભાગ લીધેલો છે. દાખલા તરીકે રાજકોટ લુહાણા બોરડીંગની સ્થાપના કરવામાં એમણે અગ્રેસર ભાગ લીધો હતો, અને ત્યાર પછી તે ખાતાને તેની હાલની સારી સ્થીતીમાં લાવવાને પોતાના તન અને ધનથી એઓ પ્રયાસ કરતા રહયા છે. પ્રથમથીજ તે ખાતાનાએઓ પ્રમુખ હતા, અને હાલ એમને તે ખાતાના પેનટ્રનો દરજ્જો આપવામાં આવયો છે મુંબઈમાં લુહાણા જ્ઞાતીનું વાડીનું મકાન બાંધવા સંબંધી તકરાર ઉઠી હતી. તેમાં ઘટતી સલાહ આપી સમાધાન કરાવ્યુ હતું પોતાની જ્ઞાતીમાં ગરીબ અને લાયક વીદ્યાર્થીઓને સ્કોલરશીપ વીગેરે પોતાના પદરથી આપીને વારંવાર ખાનગીરીતે એઓ મદદ કરે છે આપણી જ્ઞાતીમાં યુવાન ગૃહસ્થોની ઉંનતી કરવાના કામમાં પણ વખતો વખત એઓ અંતકરણ પુરવક ભાગ લેતા આવ્યા છે અને જયારે જયારે આપણી જ્ઞાતીના ફાયદા માટે સ્થાપવામાં આવેલાં બોરડીંગ હાઉસ ઓર ફ્રીતેજ જેવાં ખાતાઓને જરૂર પડે છે ત્યારે પોતાથી બનતી મદદ કરતા રહયા છે આવી રીતે દરબારી નોકરીની બહોળી ફરજો બજાવવા ઉપરાંત એમણે આપણી જ્ઞાતીની સેવા બજાવી છે એટલુજ વળી પણ કાયદાનો સારો અભ્યાસ કરીને ગુજરાતી અગ્રજી ભાષામાં જાણીતા થયેલા ત્રાનસફર પ્રોપટરી એક્ટ ગ્રંથનુ વીદ્વતા ભરેલું ભાષાતર કરી એમણે છપા

ચેલું છે અને એ રીતે ગુજરાતી વાંચનારા સામાન્ય વરગ-
નીં સેવા બજાવવા તેઓ ચુકયાનથી ભાવીગરની બાર્ટન લાઇ
બ્રેરી મેનેજીંગ કમેટીના ઘણા વરસ સુધી તેઓ એક મેમ્બ
ર હતા ભાવનગરની સામળદાસ કોલેજમાં કેટલાક વરસ સુધી
લો પ્રોફેસરનુ કામ એમણે બજાવ્યું હતું ભાવનગરમાં અ-
મલદાર વરગના ગ્રહસ્થો તેમજ વેપારીઓને માટે મોતીબા-
ગમાં એક મોટી કલબ સ્થાપવામાં આવેલી છે જે ભાવસિ
હજી કલબના નામે ઓળખાય છે એ કલબના કારભારમાં
એઓ એટલી ખાંત અને કાળજી બતાવેછે કે આજ કેટલાક
વરસ થયાં તે કલબની મેનેજીંગ કમેટીના ઓનરરી સેક્રેટરી
તરીકે એમને ફરીફરી ચુંટવામાં આવેછે

મી. મોરારજીના બીજા કુટુંબીઓ મુંબઇમાં સારા
દરજાના વેપારીઓ છે મી. મોરારજી મુંબઇના હાલાઇ
લોહાણા વિદ્યાતેજક મંડળ ઘણા વર્ષથી મેમ્બરછે, ન્હાનામોટા
સર્વેપક્તિના ન્યાતના ગૃહસ્થો તેમના ઉપર સારી રીતીપ્રીતી
તથાં મમતા રાખે છે, અને ન્યાત સંબંધી તેમજ ખાનગી
કામોમાં ઘણીવાર તેમની સલાહનો લાભ લેવામાં આવેછે

આવા વીરબંધુ કે જેઓ આપણી કોનફરન્સના
પ્રમુખ જેઓનું અતિઉપયોગી ભાષણ આ પુસ્તકમાં જોવામાં
આવશે આ હતા વીર નર પાકો અને જ્ઞાતીની ઉન્નતી કરો
અને પરમાત્માં તેમનેતેમના જેવાજસુપુત્ર આપીઅનેજ્ઞાતીનું
કલ્યાણ કરો એવી મારી પરમાત્મા પાસે પ્રાર્થના છે.

શ્રી લુહાણા કોન્ફરનસ ફંડમાં જુદા જુદા ગૃહસ્થો તરફથી લગભગ ચૌદ હજારના આશરે રૂપીઆ ભરાયા હું તા આવા સખી ગ્રહસ્થો ને ધન્યવાદ ઘટે છે અને આપણી કોનફરનસનું માન તેઓનેજ છે.

## લોહાણા કોન્ફરન્સ વખતે વોલટીઅર બંધુઓએ કરેલી સેવા સંબંધિ મારા વીચારો.

કોન્ફરન્સને અંગે જુદા જુદા પ્રકારનું કેટલું બધુ કામકાજ રહેલું હોવું જોઈએ એ બાબતનો ખ્યાલ દરેકને સ્વભાવિકજ આવી શકે કારણ પોતપોતાને ત્યાં આવતા અવસર પ્રસગે ઘરના તમામ માણુસો તેમજ સગાંવહાલા સ્નેહી મિત્રાને સુદ્ધાંતને અવસરના કેટલાક દીવસ પછીના પણ ચાલુ દોડધામમાંજ કહાડવા ચડે છે, તો મુંબાઈ જેવા મોટા શહેરમાં બહાર ગામથી આવનારા મોટી સંખ્યાના ડેલીગેટો અને પ્રેક્ષકોને માટે હરેક તરેહની અગાઉથી ગોઠવણ કરી રાખવી. તેઓ જેમ જેમ આવતા જાય તેમ તેમ તેમને ઉતારાએ પહોચાડતા રહી તેમની હરેક પ્રકારની સગવડતા સાચવવાની કાળજી રાખવી અને જે કાંઇ આજ્ઞા તેઓ ફરમાવે તે મુજબ વર્તવું વીગેરે બાબતો એટલી તો ઝીણી ઝીણી છે કે તેનો ખ્યાલ વર્ણન કરવાથી બરાબર આવી શકે તેવું નથી પણ જેઓએ વોલન્ટીયરોની કાળજી ભરી નિઃસ્વાર્થી સેવા નજરો નજર જોઈ છે તેઓ

તો છકજ થયાછે અને આખી વોલંટીયર ટીમની એકે અવાજે દરેકેદરેકે સ્તુતિ કરેલી છે.વોલંટીયરોતે માંહે ઘણાકતો સારી સ્થિતિના શ્રીમંતોના પુત્રો છેકે જેઓ પોતાના ઘર આગળ તો,પોતે જેવું કામ કોન્ફરન્સમાં કરેલું છે.તેવું કામ નોકરોથી લીએછે, પણ ફક્ત જ્ઞાતિસેવાના લોભથી અને જ્ઞાતિનાહિત માટેની ઉંડી લાગણીથી તેઓએ જ્ઞાતિની જે અનહદ શેવા બજાવેલી છે તેથી કોન્ફરન્સને અને આખી જ્ઞાતિને દીપાવી છે, કે જે સેવાનો બદલો સમસ્ત જ્ઞાતિ તેમને ફકત ધન્યવાદોના ઉદગારથીજ વાળવાને સમર્થ થઈ શકે એમ છે અને અમો કહીએ છીએ કે વોલંટીયર બંધુઓ પણ તેટલાથી તેઓને સંપુર્ણ બદલો મળી ગએલો માનશે.

વોલંટીયર બંધુઓમાં જે બેહદ ઉત્સાહ જોવામાં આવતો હતો અને તેઓ જે ખરી ઉલટથી કામ કરતાં હતા તેમાં વોલટીઅર કમટિના આ જો સેકરેટરી મી. સી. વી. વકીલે પોતાની ફરજની ઘએ ચણું સારૂં કરી બતાવેલું છે એમ અમારે ખુલ્લાં દીલથી કબુલ કરવુંજ પડશે. જ્યારથી કોન્ફરન્સના, જુદાં જુદા પ્રકારના કામકાજની ગોઠવણ સારૂ જુદી જુદી કમીટિઓની નીમણોક થઈ અને વોલંટીઅર કમીટિના ઓ. જો, સેકટરીઓ તરીકે શેઠ કરશનદાસ ગોવીંદજી અને મી. સી. વી. વકીલની ચુટણી થઈ ત્યારથી તેમણે

પોતાનું કાર્ય ઉત્સાહભેર ઉપાડી લીધેલું આપણે જોતાજ આવેલા છીએ, શરૂઆતમાં વાલંટીઅરોની અરજીઓ જોઈતી સંખ્યામાં નહિ આવતી રહેતી હોવાથી મી. સી. વી, વકીલ તે ધાસ્તી રહેવા લાગી કે કદાચ પુરતી સંખ્યામાં વાલંટીઅરો નહી મેળવી શકાશે તો પુરી મુશ્કેલી આવી પડશે અને તેથી કરી જુવાન બંધુઓના દીલ ઉશ્કેરનારા લેખો તેમણે કેટલાક પેપરોમાં પ્રસિદ્ધ કરાવ્યા અને વાલંટીઅર તરીકે જ્ઞાતિની સેવા બજાવવાને આવેલો આ ઘણોજ માનનીય અને પ્રથમ પહેલો પ્રસંગ જ્ઞાતિનું અભિમાન ધરાવનાર કોઇપણ બંધુઓએ હાથથી જવા દેવો જોઈતો નથી વીગેરે ઉપદેશથી તેઓ જુવાન બંધુઓના મનપર સારી શકયા અને થોડાજ સમયમાં જોઇએ તે કરતાં પણ વધુ વાલંટીઅરોની અરજીઓ મેળવામાં ફતેહમંદ થયા. આ પ્રમાણે કોન્ફ્રન્સ ટાંકણે વાલંટીઅરો પુરતી સંખ્યામાં મળવા સંબંધીની ધાસ્તી દુર થયા પછી તેમની પાસેથી કામ લેવામાં પણ ઘણુજ ડહાપણે વાપરવાની જરૂર હતી. કારણ જો તેમ ન થાય તો આ કામ વાલંટીઅર બંધુઓ નિસ્વાર્થ પણે જ્ઞાતિસેવાના હેતુથીજ કરતા હોવાથી તેમના મન નારાજ થઇ જતાં વાર ન લાગે અને જો કોઈનું કંઇ બાબતમાં માન ભંગ થવાથી અટકી બેસે તો તેનું પરિણામે ધાસ્તી ભરેલું આવવા સંભવ રહે અને કદાચ તેથી કરીને કામ કાજમાં પણ ખલેલ પહોચે આથી કરીને ભાઇ સી. વી.

વકીલે દરેક વોલંટીઅર બંધુનુ પુરેપુરૂં માન સાચવીને અને તેમનામાં વખતો વખત જુસ્સાદ૨ ભાષણોથી નવો જુસ્સા ઉમેરતા રહી કામ સંપુર્ણ થતી સુધી કોઈનામા ઉત્સાહ જરાં પણ ઓછો થવા દીધો હતો નહિ એ તેમની કાર્યદક્ષતા ખરેખર વખાણને પાત્ર છે.

કામકાજના તેમણે જે વિભાગ પાડયા હતા અને જુદાજુદા કામને માટે જે ઓફીસરોની નીમણોક કરી હતી તે વ્યવસ્થા પણ ઘણીજ સંતોષકારક હતી. જો કે આમાં મી. સી. વી, વકીલ જેટલા માનને પાત્ર છે તેટલાજ માનને બલકે અમો કહીશું કે તેથી પણ અધિક માંનને પાત્ર વોલંટીઅર ઓફીસરો અને સકળ વોલંટીઅર સમાજ પણ છે. તેઓની આજ્ઞા ઉઠાવવાની વર્તણુંકમાં તેઓ સહેજ પણ પછાત પડયા હોત તો મી. સી. વી. વકીલ કશુએ કરી શકત નહિ પણ તે સઘળા ખાનદાનના પુત્રો વોલંટીઅર ઓફીસરો અને અન્ય બંધુઓએ આ પ્રસંગે પોતાના માન તરફ બીલકુલ જોયુ નથી પણ ફક્ત જ્ઞાતિની સેવા બજાવવાની અને કોન્ફરન્સની ફતેહ થવાની તેમજ ધ્યાનમાં રાખીને તેઓ કોન્ફરન્સના દીવસોમાં તો સવારના ચાર વાગતાથી તે છેક રાત્રીના બાર વાગતાં સુધી અથાગ શ્રમ વેઠી પોતાને સોંપાયલું કામ કરતા રહયા છે. તે માંહેના ઘણા ખારા કામકાજો મજુરીનાજ હતાં કારણ કોન્ફરન્સની શરૂઆતમાં જ્યારે ડેલીગેટો અને પ્રેક્ષકો રેલ રસ્તે કે કે સ્ટીમર રસ્તે મુંબઇ આવી પહોચતા ત્યારે કાંઇ પણ

બોજો ઉચકાવ્યા વગર ઉંચા કીમતી કપડાં પહેરેલાં છતાં પણ મહેમાનોનો સરસામાન જાતે ઉંચકી ઉંચકીને પહોંચતો કરેલો છે અને ત્યારબાદ ઉતારામાં પણ મહેમાનોની સરભરા કરવામાં કોઈ તરેહની કચાસ રહેવા દીધીનથી. આ બાબતમાં કોન્ફરન્સમાંથી વિદાય થતી વેળાએ સઘળા મહેમાનોએ પુરતો સંતોષજ જાહેર કરલો હતો, અને ઉતારા કમીટી જેના માટે પ્રશંસા પત્ર પણ મલેલ છે.

જેવી રીતે કામકાજમાં કોઇ તરેહની ખામી આવવા દીધી નથી તેવીજ રીતે કોન્ફરન્સને છાજે તેવો ભભકો રાખવામાં પણ કોઈ પ્રકારની ન્યુનતા રહેવા દીધીનથી. ભારે કીમતના ખાસ તઈયાર કરાવેલા યુનીફોર્મો વોલન્ટીઅર સુપ્રીન્ટેન્ડેન્ટ મી. નાનુભાઈ નરોતમદાસ આ. સુપ્રીન્ટેન્ડેન્ટ મેસર્સ જેઠાલાલ નાનજી મજીઠીયા અને જીવણદાસ નાથાભાઈ ઉનડકાટ, સબ આસી. સુપ્રીન્ટેન્ડેન્ટ મેસર્સ પુરૂષોતમદાસ દામોદરદાસ માવાણી, મોહનલાલ મોરલીધર અને છોટાલાલ નરોતમદાસ તેમના તેમજ બીજા ઇન્સ્પેકટરો, કેપટનો અને વાઈસ કેપટનો વીગેરેએ પહેરલા હતા જે ઘણાજ શોભાયમાન હતા અને તેને લઇને કોન્ફરન્સનો દેખાવ ઘણોજહતોઆવાં યુનીફોર્મમાસઘળા વોલટીઅરઓફીસરો સજ થઇને પ્રમુખસાહેબનીપધરામણીવેળાહાજર રહેલા હતા તેમજ કોન્ફરન્સના ત્રણે દીવસોમાં મંડપમાં પ્રવેશ કરવાના મોટા રસ્તા ઉપર તેજ પ્રમાણે હારબંધ ઉભા રહી પ્રમુખ સાહેબ તેમજ અન્ય ગૃહસ્થો પધારતા તેમને રીતસર

નું માન આપી સાને તેમની યોગ્ય બેઠકાએ સાથે જઇને પહોચાડયા કરતા હતા અને પછી પાછા પોતાને બતાવેલી હદમાં આવીને સંતરીની માફક પહેરો ભરાકરતાહતા

વોલંટીઅર બંધુઓએ ડરેસ વીગેરે પાછળ ખરચ કરવા ઉપરાંત પોતાની જ્ઞાતિ પ્રત્યે એથી પણ અધિક ફરજ અદા કરવામાંએ તેઓ પછાત પડયા નથી. વોલંટીઅર મંડળ તરફથીકોન્ફરન્સ ફંડમાં તેમજભરીને પોતાનીકેજવળ ઉચીકેલવણીનું જે ફંડ ઉઘાડવામાં આવ્યુહતુ તેમાંએ રૂ.૧૦૧] નામનાગાં વધારો કરેલો છે. આ બાબતમાં ઘોઘારી લુહાણા સેવા સમાજ ના નામથી ચાલતીસંસ્થાએ શરૂઆતથીજ ઘણી સારી મદદ આપેલી છે અને તે સમાજ માંહુની દરેક મેમ્બરો, કે જેમાં અમને જે કેટલાક ઓફીસરોના નામ આપેલા છે તે પૈકીના કેટલાકએ, તમણે વોલંટીઅરના કામકાજમાં ઘણોજ ઓગેવાની ભરેલો ભાગ લઇ પોતાના સેવી સમજના નાસને યથાવત સાચું પાડી બતાવ્યું છે.

આવા વોલંટીયર બધુઓમાં પણ બહાર ગામથી ખાસ રેલવે ખર્ચ કરી લાંબા મુસાફથી આવેલા બંન્ધુઓએ જે ઉત્સાહ ભરયો ભાગ લીધો છે તે બેશક ધન્યવાદનેપાત્ર છે જામનમર રાજકોટ ભાવનગર અમદાવાદ અને વડનગર જેવા દુરદેશથી આવી મુબઇના બીન અનુભવી છતાં જે જ્ઞાતિની ઉત્તમ સેવા બજાવી છે તે બદલ ધન્યવાદને પાત્ર છે અવે તે માન તે બન્ધુઓ ઉપરાંત તેઓ જયાં જયાંના રહીસો હોય ત્યાંની આખી જ્ઞાતીને ઘટે છે.

ચાહુ વોલંટીઅર ટીમ સ્થાપવાને લગતી યોજના હાથ ધરવામાં આવી છે કે જેની નેમ જ્યાં બીજી કોન્ફરસો ભરાય ત્યાં હાજરી આપી જેવી રીતે મુંબઇ ખાતેની આ કોન્ફરન્સમાં સેવા બજાવી હતી તેવાજ પ્રકારની સેવા બજાવવાની છે. આ ટીમને અંગે જે કાંઈ ખર્ચ થાય તેમજ કોન્ફરસ ભરવાની હોય તે ગામ જવા આવવા સારૂ ડરેસો વાગેરે તઇઆર કરાવવા સારૂ જે કાંઇ ખર્ચ કરવો પડે તે સઘળાને પહોચી વળવા સારૂ આ ટીમમાં જે મેમ્બરો જોડાય તેમની પાસેથી દાખલ ફી તરીકે રૂપીયા બે અને દરેક માસે રૂપીયા એક પ્રમાણે ફી લેવાની ગોઠવણ રાખેલો છે. આ સ્કીમ ઘણીજ તારીફ કરવા લાયક છે. અને અમો તેની ફતેહ ખરા અંતકરણથી ઇચ્છીએ છીએ પણ અમોને લાગે છે કે મસિક રૂપીયા એકની ફી ઘણાકને ભારી લાગતી હોવી જોઇએ અને તેથી કેટલાક તેમાં જોડાવાને અચકાયા અને અચકાય એ સંભવિત છે, તો તે બાબતમાં ફરી વિચાર કરવાની અમો તેમને ભલામણ કરીએ છીએ.

છેવટ વોલંટીઅર બંધુઓએ બજાવેલી કોન્ફરન્સની આવી અનુપમ સેવા બદલ તેમને ખરા અંતઃકરણથી ધન્યવાદ અને મુબારકબાદી બક્ષી આવી કેવળ નિસ્વાર્થી જ્ઞાતિ સેવાનો બદલો એમને પરમાત્મા આપો એવું ઇચ્છી, કોન્ફરન્સ દેવીની જય બોલી લેખ સમાપ્ત કરીએ છીએ.

---

# પેહેલા દીવસની બેઠક.

તારીખ ૨૪ મી ડીસેંબર સને ૧૯૧૦ શનીવાર.

## મુંબઇમાં થયલો ભવ્ય અને દબદબા ભર્યો મેળાવડો.

રીસેપ્શન કમીટીના ચેરમન

## શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાનું ભાષણ.

કોન્ફરંસના પ્રમુખ

## શેઠ મુરારજી આણંદજી તન્નાનું વીદ્વતા ભર્યું ભાષણ.

આજનો દિવસ આપણી લોહાણા કોમમાં હમેશને માટે સોનેરી અક્ષરે નોંધાએ રહેશે. પહેલી લોહાણા કોનફરન્સ આપણા જ્ઞાતિ અભિમાની વિદ્વાન ગ્રહસ્થ મી૦ મુરારજી આણંદજી ટના બી એ. એલ. એલ. બી. નાં પ્રમુખપણા હેઠળ મળી હતી. કોનફરન્સમાં ભાગ લેવાને આપણી મુંબઇ નગરીમાં કચ્છી, ધોરારી અને હાલાઇ લોહાણાઓની એક મોટી સંખ્યા કાઠીયાવાડ, કચ્છ, ગુજરાત, દક્ષિણ આફ્રીકા, તેમજ બીજા દુરના મથકો ખાતેથી આવી પુગી હતી. કોનફરન્સ માટે ચોપાટી ઉપર વિલ્સન કોલેજની બાજુમાં એક સુંદર વિશાળ શામીયાનો ઉભો કરવામાં આવ્યો હતો. આ શામીયાનાને રંગબેરંગી વાવટા પતાકા તથા ફુલપાનથી અચ્છી રીતે શણગારેવામાં આવ્યો હતો. સ્થળે સ્થળે પ્રમુખ તથા ડેલીગેટોને આવકાર આપનારા મુદ્રાલેખો ટાંગી લેવામાં આવ્યા હત્તા. કોનફરન્સમાં ભાગ લેવાને બહાર ગામ ખાતેથી કુલ્લે ૧૨૦૦ ડેલીગેટો આવી પોહોંચ્યા હતા.

## કોનફરન્સની બેઠક.

કોનફરન્સની પહેલા દિવસની બેઠક તા. ૪ દિને બપોરના ૧ કલાકે મળી હતી. ડેલીગેટો તથા વીઝીટરોએ પહેલા પોહોરના ૧૧ વાગતાથી આવવા માંડયું હતું અને ૧૨ વાગતામાં તો પચરંગી પોશાકમાં સજ થયેલાં બાનુઓ તથા ગૃહસ્થોથી આખો શામીયાનો ચીકાર ભરાઇ ગયો હતો. રિસેપશન કમીટીના પ્રમુખ, સેક્રેટરીઓ, કમીટીના મેમ્બરો અને વોલંટીયરો તરફથી આ પ્રસંગે જાણીતા બાનુઓ તથા ગૃહસ્થોને ઘટતો આવકાર આપવામાં આવ્યો હતો અને લગભગ ૧૦ હજાર બાનુઓ તથા ગ્રહસ્થોનો એક ભવ્ય મેળાવડો ભેગો મળ્યો હતો.

શામીઆનામાં પ્રમુખ માટે એક ખાસ પ્લાટફારમ ઉભો કરવામાં આવ્યો હતો અને તે ઉપર સુંદર ગાલીચો બીછાવી મખમલી કોચો તથા ખુરશીઓ ગોઠવી દેવામાં આવી હતી અને તેની આસપાસ જાણીતા બાનુઓ તથા ગ્રહસ્થો તેમજ ડેલીગેટોની બેઠક ગોઠવવામાં આવી હતી, પ્રમુખની જમણી બાજુએ એક ભાગ તરફ લોહાણા કોમના બાનુઓ માટે અલાહિદા બેઠક રાખવામાં આવી હતી. આશરે ૪૦૦ લોહાણા બાનુઓએ હાજરી આપી હતી.

## જાણીતા બાનુઓ અને ગૃહસ્થોની હાજરી.

હાજર રહેલા જાણીતા બાનુઓ તથા ગૃહસ્થોમાં નીચલાઓ પણ હતાઃ—ગોંડળના કુંવરીશ્રી અને કુમારશ્રી, પ્રીન્સ રાવત ખાચર, રાજકોટના દીવાન મી. હરજીવનદાસ ભવાનભાઇ કોટક, મી. ગીરધરદાસ જેઠાભાઇ. મી. દામોદરદાસ સુખડવાળા, મી. પ્રભુદાસ ભગવાનદાસ ભવાનભાઇ, મેસર્સ પ્રાગજી દયાળ, કરસનદાસ ગોવિંદજી, વલ્લભદાસ

ચતુરભુજ શીવજી. ગોપાળજી રામજી, ત્રીભોવનદાસ ભુલાભાઇ માવજી ગોવિંદજી, રૂગનાથદાસ લાલજી. દામોદરદાસ ભગવાનદાસ, ત્રીભોવનદાસ ખુશાલદાસ પોપટ, વશરામ પીતાંબરદાસ, નથુભાઇ મેઘજી તન્ના, રા. સા. દેવજી ઓધવજી ઓથાણી, ડા. શાંતારામ વિઠ્ઠલ, મી. અને મીસીસ સકુકઇ, નાનાલાલ રામજી કેશાણી, ખુશાલદાસ છગનલાલ વસાણી, કલ્યાણદાસ ગોકલદાસ સોદા. ડા૦ રતનાકર ડા. કેશાણી, છોટાલાલ વીઠલદાસ વકીલ, નારાયણ વસનજી ઠક્કર, આણંદજી પાંધી, વંદ્રાવનદાસ રઘુભાઇ, નરોત્તમ લાલજી, ભાઇલાલ છોટાલાલ, ગોરધનદાસ લાલજી. પીતાંબર લવજી એડવોકેટ, માણેકલાલ બાપુભાઇ લીલાધર મોનજી, હરજીવન સુંદરદાસ, રા૦ બા૦ કેશરજી નથુ સેલર, ગોપાળજી ભીમજી અર્દાયા વિગેરે.

## પ્રમુખની પધરામણી.

પ્રમુખ મી. ટના આશરે ૧૨–૩૦ કલાકે કોનફરન્સના મંડપમાં આવી પુગ્યા હતા, જ્યારે તેઓને રીસેપશન કમીટીના ચેરમેન મી. સુખડવાળા અને બીજા ગૃહસ્થોએ અતીહર્ષ ભરયો આવકાર આપ્યો હતો. હાજર રહેલાઓએ ઉભા થઇ તેઓને તાલીઓના ગડગડાટથી વધાવી લીધા હતા. બાદ પ્રમુખ મી. તન્નાને પલાટ ફોરમ ઉપર લઇ જવામાં આવ્યા હતા અને તાળીઓના ગડગડાટ વચ્ચે તેઓએ પોતાની બેઠક લીધી હતી.

શરૂઆતમાં સારસ્વત બાળકાએ સ્તુતિ કરી હતી અને કુમારીકાઓએ નીચલું ઇશ્વર સ્તવન કર્યું હતું:—

હે મિ. દીવાળી બાઇ મોતીરામ તરફથી કા. લો. ઓ. કન્યાશાળાની બાળકીઓએ ગાયું હતું કે-

રાગ—ચાલો ડાકોરમાં જઈ વશીએ.

સખી સ્નેહથી સૌ આવો
ફરી અવસર નહી આવેરે—સખી.
ઘણા સજનો સજની પધાર્યાં
મળ્યો સુંદર મેળાવોરે સખી.
કોનફરન્સને કાજે એજ પધાર્યાં
કરવા અતી ઉપકારેરે—સખી.
પ્રમુખ પધાર્યા મંડપ માંહી
આપણ જય ઉચરાઓરે—સખી.
વિજય વિજય સૌ સ્થાને થાઓ
આપણે હાર પહેરાવોરે—સખી.
આપણે ફુલે વધાવોરે—સખી.

## કોન્ફરન્સ મળવાનો હેતુ.

જનરલ સેક્રેટરીઓ તરફથી કોન્ફરન્સ મળવાના હેતુ વશે મી. ત્રભોવનદાસ ભુલાભાઇએ ભાષણ કરતાં જણાવ્યું કે,

સન્માન કારિણી સભાના પ્રમુખ મહાશય તથા અત્રે બીરાજમાન થએલા મારા પ્રિય જ્ઞાતિ બંધુઓ તથા માતાઓ બેહેનો અને પુત્રીઓ,

અમને નિવેદન કરતાં અતિ હર્ષ થાય છે કે અમારા આમંત્રણનો સ્વિકાર કરી કેટલીક અડચણો વેઠી દુર દુર દેશથી અત્રે પધારી અમોને આપના દર્શનનો લાભ આપવાની જે કૃપા કરી તેને માટે આપ સર્વે બંધુઓનો કયા શબ્દોમાં અમારે ઉપકાર માનવો તેજ અમો સમજી શકતા નથી.

ભાઇઓ અને બ્હેનો આપણે જ્ઞાતિ સુધારણાના કાર્ય માટે અત્રે એકઠા થયા છીએ તે કાર્ય એતો ઇશ્વરેચ્છાનુસાર જે રીતે પાર પાડવાનું હશે તે રીતે પાર પડશે પરંતુ વ્યવહારિક દ્રષ્ટિએ આપણને જે એક મોટો લાભ પ્રાપ્ત થયો છે અને આપણા બંધુઓકે જુદા દેશમાં વસતા આપણા ભાઇઓનો પરસ્પર મેળાપ એકમેકની જાન પીછાન તથ પરસ્પરની સ્થિતિ વગેરેથી વાકેફ થવાનું એક મોટું સાધન આ અને હવે પછી અન્ય સ્થળે મળનારી આવી કોન્ફરન્સો થઇ પડશે. એ કાંઇ સાધારણ અથવા જેવા તેવા લાભની વાત નથી એજ પ્રમાણે પ્રથમ મ્હોટો લાભ લઇ શકીશું,

આવો આપણને અલભ્ય લાભ અપાવનાર ખરેખરૂં કહીએ તો ભાઇશ્રી **કાનજી ઓધવજી હીંડોચા** છે જેના અંતઃકરણમાં જ્ઞાતિનું હિત કરવાની પ્રબળ ઇચ્છા એટલી બધી દ્રઢિભુત થઇ ગઇ કે લગભગ આજે ૭ સાત વર્ષથી પોતે અનેક પ્રકારના સંકટો વેઠી તન મન અને ધનનો ભોગ આપી સતત પ્રયાસ કરવા માંડયો, એટલુંજ નહીં પણ તપશ્ચર્યા જેવું એક અડગ વ્રત ધારણ કર્યું કે જ્યાં સુધી જ્ઞાતિનું હિત કરવા માટે એવી કોન્ફરન્સ મળે નહીં ત્યાં સુધી પગમાં પગરખાં પહેરવાં નહીં અને મિષ્ટ પદાર્થોનું ભોજન કરવું નહી. ધન્ય છે એવા વીર રત્નને, (તાલીઓ) પોતાનો શુભ સંકલ્પ પાર પાડવા માટે કાઠીઆવાડ, ગુજરાત, મુંબઇ પ્રદેશ ઇત્યાદિ સ્થળોમાં પ્રવાસ કરી ગામોં જઇ આપણા જ્ઞાતિબંધુઓને સદબોધ આપવા માંડયો જેના પરિણામે પ્રથમ ત્રણેક વર્ષ ઉપર ભાવનગર શહેરના આપણા કેટલાક જ્ઞાતિબંધુઓના મનમાં એવી ઇચ્છા ઉત્પન્ન થઇ કે આપણા શહેરમાં પ્રથમ કોનફરન્સ ભરીએ જેને માટે તેઓએ બનતો પ્રયાસ કર્યો પરંતુ અન્ય

દેશના અને તેમાં પણ મુખ્યત્વે આ મુંબઇ શહેરમાં વસ્તા પ્રવર્તી માર્ગ પરાયણ આપણા જ્ઞાતીબંધુઓને દુર પડ્યે પંચારવાનું પરવડી શક્યું નહી તેથી ભાવનગરના શેઠીઆઓને પ્રયાસ પાર પાડ્યો નહીં. ત્યારપછી રાજકોટ કરાંચી અને વડોદરા તરફ વસનારા આપણા જ્ઞાતી બંધુઓએ પણ યથા શક્તિ પ્રમાણે પૂર્ણ પ્રયાસ કોનફરન્સ મેળવવા માટે કર્યો પરંતુ તે પણ કારણો વસાત પાર પડગો નહિ એટલે આખરે ભાઇ હીરાચાએ મુંબઇ શહેરનાજ શેઠીઆઓને સમજાવવાનો પ્રયત્ન આદર્યો અને તેમાં તે ફતેહમંદ થયા તે આપણે નજરે જોઇએ છીએ આ સઘળા કાર્યને માટે પ્રથમ દરજે આપણે ભાઇ હીરાચા નાજ આભારી છીએ એમ કહેવામાં લેશ પણ અતીયોશક્તિ હોય એમ અમારૂ માનવુ નથી અને તેથીજ પથમ અમો તેને ધન્યવાદ આપી પછી આપ સર્વે બંધુઓને ધન્યવાદ આપીએ છીએ કે ભાઇ હીરાચાના પ્રયાસવડે આપ સર્વે બંધુઓને અત્રે પધારવાનું આકર્પણ થયુ છે જેને માટે પરમકૃપાળુ મહાનપીતાની આપણે શુદ્ધાંતઃકરણથી પ્રાર્થના કરવી જોઇએ કે તે દયાળુ પીતાએ આપણુને આજે આવો સુદીન આપ્યો છે, અને તેજ મહાન પીતા આપણું આ કાર્ય કરે છે તેને માટે પણ આપણે પુનઃ પ્રાર્થના કરવી જોઇએ.

ભાઇઓ આપણુને આજે જે સુદીન પ્રાપ્ત થયો છે તે કેવો છે ? તેનું પ્રત્યક્ષ દર્શન આપ સર્વને થશે કે આપણી મુંબઇ પ્રદેશમાં વસ્તી પ્રજા દેશ ભેદના પરત્વે કચ્છી હાલાઇ ધોધારી તથા ગુજરાતી નામે ઓળખાય છે તથા તે તે પ્રજામાં પણ પાછો તડભેદ છે છતાં તે સઘળુ આજે જાણે નહીજ હોય અને સર્વે ભાઇઓ એકત્ર મળી સલાહસંપથી જ્ઞાતીની ઉન્નતી શી રીતે થાય તેનોજ વિચાર કરવા

એકઠા મળ્યા છીએ આવો સુદીન હમેશાંને માટે આપણને પ્રાપ્ત થાઓ અને જેવા ઉત્સાહથી એકત્રપણે આજે આપણે કાર્ય કરવા એકઠા મળ્યા છીએ તેવાજ ઉતસાહેભેર હમેશાને માટે આપણા એકત્ર પણું જળવાઇ રહે અને વખતો વખત જુદે જુદે સ્થળે આવા મેળાવડા કરી આપણી જ્ઞાતીની ઉન્નતી કરવાના કાર્યમાં મચ્યા રહીએ એવી આપણને પરમ કૃપાળુ પીતા સદબુદ્ધિની સાથે સંપુર્ણ શકિત આપે એવી પુન: પુન: પ્રાર્થના કરીએ છીએ.

બંધુઓ ! બ્હેનો અને માતાઓ આપ સરવેને સુદીત હશેજ કે જે પ્રમાણે આપણા દેશમાં વસતાં જ્ઞાતી ભાઇઓ આગતા સ્વાગતા કરવામાં પોતાનાં તન મન અને ધનનો ભંગ આપવામાં અગ્રણ્ય ગણાય છે તે પ્રમાણે આ મુંબઇ શેહેરમાં વસતા આપણા ભાઇઓથી નજ બની શકે એ સ્વાભવિક છે. કેમકે આ શેહેર બહુજ પ્રવૃતી પરાયણ છે અને તેથી આપ દુર દુરથી પધારેલા ભાઇઓની આગતા સ્વાગતા કરવામાં ખામી આવવના સભવ છે પરન્તુ અમોને એટલો દીલાસો છો કે આપ સર્વે બંધુઓ જ્ઞાતિહીત કરવાના કાર્ય માટે એકત્ર થયા છે એટલે એકલા તેજ નીશાન ઉપર દ્રષ્ટી બીંદુ રાખી અમારાથી જે કાંઇ આ ભાઇઓની સરભરા કરવામાં ખામી આવે તે ગૌણ પક્ષમાં ગણી મોટું દીલ રાખી તેને માટે દરગુજર કરશો અને તે સાથે આપણો જે પ્રાધાન્ય હેતુ છે તે પાર પાડવામાં સલાહસંપે બંધુભાવ અને મ્હોટાં દીલ રાખી અમોને મદદ કરશો એવી આપ સર્વે ભાઇઓ પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

મુંબઇ જેવા શહેરમાં આવો આપણી જ્ઞાતી માટે આ પેહેલોજ પ્રસંગ છે છતાં મુંબઇના કેટલા હિતેચ્છુ પુરૂષોએ આ કાર્યમાં તન

મન અને ધનનો ભોગ આપવા જેનાથી જેટલું બની શકયું તેટલું તેમણે કર્યું છે એટલુંજ નહીં પણ આપ સર્વે દેશાવરથી પધારનાર ગૃહસ્થો માટે બની શકયા પ્રમાણે સગવડ કરવા સારૂ જે કમીટીઓ નીમી છે તે તે કમીટીના ગૃહસ્થોએ યથા સામર્થ અમને મદદ કરી છે, અને તે સાથે વોલીંટીયરોની કમિટીએ જે અમને મદદ કરી છે તે ખરેખર વીશેષ પ્રસશંને પાત્ર છે, કેમકે જ્ઞાતી સેવા કરવા માટે મ્હોટા મ્હોટા સદ્‌ગૃહસ્થોના પુત્રોએ પણ વોલંન્ટીયરનો વેશ ધારણ કર્યો છે તે આપ સર્વ જોઈ શકો છો તે સઘળી કમીટીનો અમારે એટલે જનરલ સેક્રેટરીઓ તરીકે ખાસ ઉપકાર માનવો જોઈએ કેમકે તેમની મદદ શીવાય આપ સર્વ બંધુઓની યત્કિંચીત સેવા બજાવવા અમો ભાગ્યશાળી થયા તે કદી પણ થઈ શકશે નહી. અને તેટલા માટેજ તેઓનો તથા આપ સર્વે જ્ઞાતી બંધુઓનો પુનઃ ઉપકાર માની આપણી આ કોન્ફરન્સની સન્માન કારીણી સભાના પ્રમુખ સાહેબ શેઠ દામોદરદાસ ગોવરધનદાસ સુખડવાળા જે પી. જેઓ છુપી સખાવત તથા જ્ઞાતીની ઉન્નતી કરવાના કાર્યમાં પણ ઘણા ઉત્સાહથી ભાગ લીએ છે તથા આપણી માયાળુ બ્રિટીશ સરકારના પણ તેઓ વિશ્વાસ પાત્ર ગૃહસ્થ હોવાથી તેમને જસ્ટીસ ઓફ ધી પીસનો તથા મુંબઈ જેવા મ્હોટા શેહેરોના ઓનરરી માજીસ્ટ્રેટનો જોખમ ભરેલો ઓધ્ધો આપ્યો છે. તેઓ વયે વૃદ્ધ હોવાથી તથા આજ કાલ અલાહબાદમાં બીજી સાર્વજનિક હિતની સંસ્થાઓની કોન્ફરન્સો મળનારી છે. તેમાં તેઓ હમેશ મુજબ ભાગ લેવા જવાના હતા છતાં અમારી વિનંતિનો સ્વિકાર કરી આપણી આ કોન્ફરન્સમાં ભાગ લેવા એટલુંજ નહી પણ આપણી કોન્ફરન્સના ઉમદા હેતુઓ પર પડે તે માટે

ઓછતી સહાયતા આપવા તત્પર થઇ સન્માનકારિણી સભાનું પ્રમુખપદ તેમણે સ્વિકાર્યું છે તેને માટે અત્રેના સઘળા આપણા જ્ઞાતિબંધુઓ તરફથી તથા આ કોન્ફરન્સને અંગે જે જે સભાઓ અને કમિટીઓ નેમાઇ છે તેમના તરફથી મજકુર શેઠ મહોદયનો અંતઃકરણથી ઉપકાર માની આ કોન્ફરન્સનું કાર્ય આગળ ચલાવવાની પ્રાર્થના કરી અમારૂં વિવેચન સમાપ્ત કરી બેસવાની આજ્ઞા લઇએ છીએ. ( તાલીઓ. )

---

## કોન્ફરન્સની સ્વાગત કમીટીના પ્રમુખ મી૦ દામોદર ગોરધનદાસ સુખડવાલાનું ભાષણ.

विश्वेश्वर नमस्तुभ्यं विश्वात्मा विश्वकर्मकृत् ।
विश्वभुग्विश्वमायुस्त्वं विश्वक्रीडारतिप्रभुः ॥ १ ॥
नमः शान्तात्मने तुभ्यं नमो गुह्यतमायच ।
अचिन्त्यायाप्रमेयया अनादिनिधनायच ॥ २ ॥

नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्वलोकाश्रयाय
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय १
त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम्
त्वमेकं जगत्कर्तृ पातृ प्रहर्तृ

त्वमेकं परं निश्चलं निर्विकल्पम् २
भयाना भयं भषिणं भीषणानाम्
गतिः प्राणिनां पावनं पावनानाम
महोच्चैः पदनां नियन्तत्वमेकम्
परेषां परं रक्षणं रक्षणानाम ३
वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत्साक्षिरूपं नमाम
सदेकं निधानं निरालम्बमीशम
भंव.म्भोधिपीतं शरण्यं व्रजाम ४

પ્રિય બંધુઓ,

પહેલી લોહાણા કોન્ફરન્સમાં આપ હાજરે થયલા મુંબઇના તેમજ હિંદુસ્થાનના જુદા જુદા ભાગ અને આફ્રિકામાંથી આ કોન્ફ૨ન્સને ફતેહમંદ બનાવવા માટે હાજર થયેલા મારા ડેલીગેટ બંધુઓ અને પ્રેક્ષક-જનોને આવકાર આપતાં મને અત્યાનંદ થાય છે, આ કોનફરન્સની સ્વાગત-કમીટી તરફથી તમો દેશી-વિદેશી બાંધવોને અભીવંદન આપવાનુ કાર્ય હું એવું ઇચ્છતો હતો કે તે સ્વાગત-કમીટીએ મારા કરતાં કોઇ વધારે લાયક ગૃહસ્થને સોંપવું જોઇતું હતું પણ જ્યારે તેઓની પસંદગી આ આનંદમય કાર્ય બજાવવાને માટે મારાપરજ ઊતરી છે ત્યારે તે કાર્ય હું અત્યંત ખુશાલી વચ્ચે બજાવવા તઇયાર થયો છું આપ અત્રે હાજર થયેલા દેશી તથા વિદેશી ભાઇઓને સ-

ન્માન કરવા માટે આ કાર્ય હાલની જમાનાને અનુસરતું પણ આપણી જ્ઞાતીને માટે હાલના વખતમાં કેવળ નવીન હોવાથી અમારા તરફથી તમારા સુખ સાધનો માટે જે કાંઈ ગોઠવણો કરવામાં આવી હશે, તેમાં ન્યુનાધીકતા રહી ગઇ હશે, તે તમો સુજનો મનમાં નહી આણતાં, આપણી જ્ઞાતી ઉન્નતીના આ મહાનકાર્યમાં સફળતા બનવાના ઉદ્દેશથી આપે અત્રે પધારવા જે શ્રમ અને તસદી લઇ અમારાપર અનુંગ્રહ કર્યો છે તેને માટે આપને હું ધન્યવાદ આપવા વિના રહી શકતો નથી આપે અત્રે પધારવામાં જો પોતાનું કર્તવ્ય અને ફરજ માની હોય, તો તેથી આ કાર્યની સાફલ્યતા, ઉલટ અને ફતેહમાં ઓર પણ વધારો થવા સંભવ છે અને મારી તો પકી ખાત્રી છે કે આ પ્રથમ પ્રયાસના કાર્યમાં આપની હાજરી અને ઉમંગ એવી પુરેપુરી ખાત્રી કરી આપે છે કે, આવા મહાન કાર્યને ફતેહમંદ બનાવવામાં આપ ભાઇઓ પોતાનું કર્તવ્યજ સમજો છો.

## આપણે કોણ. ?

આવી રીતે જો આપ ભાઇઓની હાજરી અને ઉમંગ આપની કરતવ્યતા અને જ્ઞાતી પ્રત્યેની ફરજનીજ જો આગાહી આપતું હોય તો તેમાં કશી પણ નવાઇ નથી તે ઉપરથી હું એમજ સમજીશ કે આપણે પોતે કોણ અને કોના તનુજો અને વંશવેલાં છીએ તે તમો તદન ભુલી નથી ગયા. આપણા વંશ પરીવારની ઉતપતીની આપણાપર આપણા નાનપણથીજ છાપ પાડી આપવામાં આવે છે, કે આપણે હીંદુસ્થાનના ઉતરમાં હીમાલય પર્વતના શીખર પાસેથી તે દક્ષીણના સેતબીંદુ રામેશ્વર સુધી અને પુર્વમાં જગન્નાથ પુરીથી તે પશ્ચિમ કંદહાર અને અફગાનીસ્થાન રસ્તે સીંધમાંથી આપણા ભાઇઓએ આવી

દુકાનો માંડી હતા અને કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત, સીંધ અને પંજાબ અને થોડે ભાગે મલબાર, તથા ઉત્તર હીંદુસ્થાનથી સરહદ, એ આપણા સ્થાનો છે, આપણે પોતાને પરમાત્મા શ્રી રામચંદ્રજીની ધર્મ-પત્નિ સતી સીતાને પેટે સુર્યવંશમાં ઉત્પન્ન થયેલા પુત્ર લવના વંશજો તરીકે નાનપણથીજ જાણતા શીખ્યા છીએ અને તે વાતને વીદેશી લોકો પણ ટેકો આપે છે આપણી ઉતપતી સંબંધમાં આપણા પોતાના લખેલા લેખો જો કે ઘણું અજવાળું પાડી નથી શકતા તે છતાં પણ સરકારી દસ્તાવેજો અને જુનાં દફતરોમાંથી શોધ ખોળ કરાવતાં ઘણું મળી શકે એમ છે, ઇ. સ. ૧૮૮૦ ની સાલમાં બહાર પાડવામાં આવેલાં બોમ્બેગેઝીટીર્સમાં **મી. જેમ્સ એમ. કેમ્બેલ સાહેબ** જણાવે છે કે "There name is myt ically derived from Lav the Son of Ram' અને આવી હકીકત જણાવવામાં આવેલી હોવાથી આપણી પોતાની ત્યારે ખરેખરી ફરજ થઇ પડે છે, કે આપણે આવી કોન્ફરન્સો જેવી સંસ્થાઓ મારફતે શોધખોળ ચલાવી. આપણે પોતે કોણ છીએ, અને કયા પુર્વજોના તનુજો છીએ. તેને લગતી સાંકળાબાર હકીકત એકઠી કરી. તે આપણા બંધુઓ વચ્ચે છુટથી બહાર આણવી જોઇએ આજકાલ આપણાજ બીજા બાંધવો ભાટીઆઓની ઉતપતિ વીશે આપણે ઘણું વાંચીએ છીએ તેઓને લગતી ઘણી નવી હકીકતો બહાર પડતી જાય છે તો શું આપણી એવી ફરજ નથી કે ફક્ત આપણે પવીત્ર મહા દેવી સીતા માતાના તનુજ શ્રી લવના વંશજો છીએ એવું ફક્ત મોહોડેથી કહી બેસી રહેવા કરતાં તેને લગતી હકીકતો મેળવી તે બહાર આણી આપણા બાંધવોને આપણી મુળ ઉતપતીની ખાત્રી કરી આપવી જોઇએ? આપણા પુર્વજ

શ્રી રામચંદ્રજીનુ ચરીત્ર શ્રી વાલ્મીકરષી જેવા પવીત્ર મહાત્માએ ગાયું છે તે ફકત આ ભારત વર્ષમાંજ નહી, પણ યુરોપ અમેરીકા આદી વિદેશી દેશામાં પણ મહા માનથી વંચાય છે તો શું આપણી એવી ફરજ નથી થઇ પડતી કે આપણા પુર્વજોના પુણ્ય પ્રતાપ મેળવો તેઓને પગલે ચાલી તેઓના જેવા કૃત્યો કરવા માટે તૈયાર થઇએ ?

## શ્રી રામે મહાપદ શાથી પ્રાપ્ત કર્યું ?

પ્રિય બંધવો, આપણા પુર્વજ શ્રી રામ કે જેઓ આપણા શાસ્ત્રકારોના જણાવ્યા મુજબ કળા અવતાર ગણાઇ ગયા છે. તેઓએ મહાપદ શાથી પ્રાપ્ત કર્યું ? તે રામાયણ જેવા પવિત્ર પુસ્તકો આપણને જણાવે છે કે તે પદ તેઓએ બીજા કશાથી નહિ, પણ શ્રી વિશ્વામિત્ર જેવા રાજ્યઋષી અને મહાત્મા વસિષ્ઠ મુની જેવા મહર્ષીની પાસેથી તેઓએ જે શ્રેષ્ઠ વિદ્યાજ્ઞાન સંપાદન કર્યું, તે ઉપરથી તે હું પદ પામ્યા તેઓ અને તેઓની પત્નીએ શાસ્ત્રમાં જણાવેલા નીચે મુજબ ધર્મો પુર્ણ રીતે પાળ્યા હતા.

**ब्रह्मनिष्ठोगृहस्थःस्यात् तत्वज्ञानपरायणः**
**यद् यत् कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत्**

ગ્રહસ્થ મનુષ્યે બ્રહ્મનિષ્ઠ તથા તત્વજ્ઞાન પરાયણ થવું જોઇએ. જે કાંઇ કર્મ કરવામાં આવે તે પર પરબ્રહ્મને અર્પણ કરવું જોઇએ

**मातरं पितरंचैव साक्षात् प्रत्यक्ष देवतम्**
**मत्वा गृही निषेवेत सदा सर्व प्रयत्नतः**

ગ્રહસ્થ મનુષ્યે પીતા અને માતાને સાક્ષાત પ્રત્યક્ષ દેવતા સ્વ-

રૂપ જાણીને સર્વ પ્રયત્નથી સર્વદા તેઓની શેવા કરવી.

**श्रावयेन्मृदुलां वाणीसर्वदा प्रियमाचरेत्**
**चित्रोराज्ञानुसारी स्यात् सत्पुत्र कुलपावनः**

કુલપાવન સપુત્રે પીતા માતાને મૃદુ વાકય કહેવું સર્વદા તેઓનું પ્રીય કામ કરવું અને તેઓની આજ્ઞામાં રહેવું.

**गुरुणाग्चैव सर्वेषाम् माता परमकोगुरुः**
**मातागुरुनराभूमेः खात्पितोघरस्तथा**

સર્વ ગુરૂ મધે માતા પરમગુરૂ માતા પૃથ્વીના કરતાં ગુરૂ છે. પીતા આકાશ કરતાં પણ ગુરૂ છે.

**यंमातापितरौक्लेशंसहेतसम्भवेनृणाम्**
**न तस्य निष्कृतिः शक्या कर्तु वर्षशैतरी**

સંતાનના જન્મમાં માતાપીતા જે ક્લેશને સહન કરે છે; તેનો બદલો સો વરસે પણ પુત્રથી વાળી શકાય એમ નથી.

**भ्राताज्येष्ठ समः पित्राभार्यापुत्रः स्वकातनुः**
**छाया स्वदासवर्गश्च दुहिता कृपणं परं**
**तस्मादेतेराधिक्षिप्तः सहेतासंज्वरः सदा**

મોટો ભાઇ પિતા તુલ્ય છે, ભાર્યા અને પુત્ર પોતાના શરીર તુલ્ય છે, દાસ વર્ગ પોતાની છાયા સ્વરૂપ છે, અને કન્યા કૃપાપાત્ર છે, માટે એઓમાંનું કોઇ તિરસ્કાર કરે તો મનમાં સંતાપ ન લાવતાં

તેનું સર્વદા સહન કરવું.

**अतिवादांस्तितिक्षेत नामवन्येत कच्चन**
**न चेमं देहमाश्रित्य वैरं कुर्व्वीत केनचित**

પારકાંની અત્યુકિત સહન કરવી, કોઇનુ પણ અપમાન કરવું નહિં. આ માનવ દેહ ધારણુ કરીને કોઇની સાથે શતરૂના કરવી નહિં.

તે છતાં હું તો તેનાથી જરા આગળ વધી વધારે જણાવીશ કે જ્યાં સુધી જન્મની સાથે કીવા તેની પુર્વથી માતાના ગરભાષયમાંથીજ ઉચ્ચ સંસકારો પેદા થઇ નથી શકતા, ત્યાં સુધી પાછળથી મળેલુ જ્ઞાન આપણને સપુર્ણતાની ટોચ ઉંપર પહોંચાડી નહી શકે. ત્યારે સવાલ એવો ઉભો થાય છે કે, એવી શી ઉચ્ચતા હતી કે આવું મહપદ પ્રાપ્ત કરાવ્યું ?

## માતાનું જ્ઞાન.

પ્રિય બંધુજનો, તે ઉચ્ચતાની ખરી પ્રાપ્તી તો માતાના ગરભાષયમાંથીજ થાય છે. એક મીઠા આંબાનો જો તમો ગોટલો રોપશો, અને તેને પાણીનું સિંચન કરી ખાતર પાઇ તઇયાર કરશો, તો તેનું જે વૃક્ષ થશે, તે નક્કી સ્વર્ગમાં દેવતાઓને પણ દુરલભ છે, એવા મધુર આમ્ર ફળની ઉતપતી કરશે, પણુ તેનીજ જગાએ જો ઇંદરવણાનું બી રોપ્યું હોય, તો તેમાંથી આમ્ર ફળ પ્રાપ્તીની આશા રાખવી મિથ્યા છે; ત્યારે માહાત્મા શ્રીરામચંદ્રજી કૌશલ્યા માતા જેવી વિદ્વાન, સુશીલ ગુણીઅલ અને સતી સ્ત્રીને ઉદરે ઉત્પન્ન થવાથી, શુદ્ધ સુવર્ણ ઉત્પન્ન થયાં, અને તેઓને વસિષ્ટ મુની જેવા અને વિશ્વામિત્ર જેવા વિદ્યાગુરૂઓ પાસેથી જે જ્ઞાનની પ્રાપ્તી થઇ તેથી કાન્ચનમાં સુંદર સુગંધ

ઉત્પન્ન થઇ; માતા કૌશલ્યા જેવી જનની કે જેણે બાળ રામને રમાડતાં પણ પોતાની સંપાદન કરેલી વિદ્યાનું જ્ઞાન આપ્યું તેવા મહાત્માને જ્યારે સીતા રૂપી રત્ન પ્રાપ્ત થયું, અને વનવાસ જેવા અસંખ્ય દુઃખો પણ પોતાના માતા-પીતાની ઇચ્છા અનુસાર ભોગવવા તઇયાર થઇ ગયા. અને જેઓના લક્ષમણ અને ભરત જેવા લઘુ બાંધવો પીતાતુલ્ય આજ્ઞા પાળવા તઇયાર થઇ ગયા. તે જોડીને પેટે કુશ ઓ લવ જેવા પુત્રો ઉત્પન્ન થાય, તેમાં શી નવાઇ હતી. રામાયણ આપણને ખુલ્લુ જણાવે છે, કે વાલમીકી આશ્રમમાં લવ અને કુશને માતા સીતાએ જે જ્ઞાન સંપાદન કરાવ્યું, તે ઉપરથી તેઓ મહાત્મા શ્રી રામચંદ્રજી પોતાના પીતાને નહિં પીછાનતાં તેઓની સામે પણ ટક્કર ઝીલવાને તઇયાર થઇ ગયા. આપણી ઉત્પતી ત્યારે આપણને આપણું ઊંચ કુળ અને ઉચ્ચ શરીરની સાથે એક ઋષ અને વીદ્યા શીરોમણી માતાને પેટે ઉત્પન્ન થયલા બતાવે છે તે વખતની જ્યારે આપણે આજના કેળવણીના અંધકારવાળા જમાનાની સાથે સરખામણી કરીયે છીએ, ત્યારે હાય અફસોસ છુટયા વિના રહેતો નથી. કેળવણીને અભાવે આપણે આપણું પોતાનું સઉંદર્ય શૈર્ય અને તેજ આજ સરવ ગુમાવી બેઠા છીયે સરકારી દફતરો આપણી કેળવણીના સંબંધમાં જણાવે છે કે. "Thos: who can aford it gonenally give their children somo Gojarati Schooling"

અર્થાત જેઓનાથી બની સકે તે માબાપો પોતાના છે છોકરાઓને થોડું ગુજરાતી શિક્ષણ આપે છે.

## એવાં જ્ઞાનથી ઉચ્ચતાએ પહોંચાય કે !

પ્રિય બાંધવો હું તમારા પોતાના ઉચ્ચ ખતાસ અને માણસાઇ

લાગણી પરજ છોડું છું કે એવું ફકત ઉપર ટપકેનું લખતાં વાંચતાં શીખવાનું જ્ઞાન આપણને આપણી અસલ સ્થિતીએ પહોંચાડી શકશે કે !

## ઉપરનું વર્ણન કોને માટે છે.

ઉપરના સરકારી દફતરોનું વર્ણન તો ફકત કેળવણી પુરૂષોની માટે છે, જ્યાં પુરૂષોને ફકત આવી નામનીજ કેળવણી મળતી હોય, ત્યાં સ્ત્રી કેળવણીના સ્વપ્ન પણ કયાંથી આવી શકે ! માતા કેવળ અજ્ઞાનના અંધારામાંજ રહી હોય તો તેના બાળકમાં જન્મની સાથેજ ઉંચ સંસ્કારો કયાંથી ઉત્પન થાય ?

## મારા પીતાએ કહેલો દુહો.

માતાના ઉદરમાંથીજ સ્વભાવીક લક્ષણો અને ખાશીયત ઉત્પન્ન થાય છે, તેનો હું જ્યારે નાનો બાળક હતો ત્યારે મારા પીતાને મ્હોડેથી મેં એક સાંભળેલો દુહો અગાડી પુરી પાડેછે. તેઓ જાણાવતા હતા કે જંગલમાં એક કેસરી સીહણ પોતાના બચ્ચાને જન્મ આપતી હતી બચ્ચું અર્ધ ગર્ભનીઅંદર અને અર્ધું બહાર આવેલું હતું એટલામાં ત્યાંથી કોઇ બીજું જનાવર પસાર થયું હસે જે ઉપરથી અર્ધ ઉદરમાં રહેલા બચ્ચાએ ફુંફાળ મારી જે ઉપરથી તેની મા સીહણ કુદરતી રીતે તેની પુંછવા લાગી કે—

"અર્ધ રહયો ગેંવાર ચઢયો, અર્ધ રહયો ગર્ભવાસ.
કેસરી તે કેમ જાણીઓ, કે મા કુળ એ અભ્યાસ."

આર્થાત હે બચ્ચા કેશરી તું અર્ધ હજી તો મારા ગર્ભમાંજ રહયો છે અને જન્મી બહાર પણ આવ્યો નથી એટલામાંજ તારીમાના કુળનો અભ્યાસ શો છે તેની તને કયાંથી ખબર પડી કે તું શીકાર

કરવાને આવો તલ્પી રહયો ?"

આ ઉદાહરણ ઉપરથી તમો જોઇ શકશો કે જન્મની સાથેજ માતાના સરકારો બાળકમાં આવ્યા હતા જેથી જો આપણે પોતે આપણાને આ દુનીયાના વહેવારમાં તારનાર અને ઉચ્ચતા પ્રાપ્ત કરાવનાર ખરા નીતીને રસ્તે દોરસાર અને ન્નાતી ભાઇઓ અને દેશ બાંધવોને દરિદ્રતામાંથી ઉચ્ચ સ્થિતીએ આણી શકે એવી કેળવણી જો પોતે લઇ આપણી બાળાઓને તે આપી હોય તો તે કેળવણીના પ્રતાપે શું આપણે આપણી ઉચ્ચતા ફરી પ્રાપ્ત કરી ન શકીએ ? ઉપર જણાવેલા શ્રી લવના કુળમાંથી ઉત્પન્ન થયેલા આપણે પોતાને જણાવીએ છીએ છતાં પુરૂષો વચ્ચે પણ જો કેળવણીનો અભાવ છે તો આપણને સ્ત્રી કેળવણીના સ્વપ્ના પણ કયાંથી આવી શકે કવીએ કહ્યું છે કે—

જનુની જણ તો ભક્ત જન, કાં દાતા કાં શુર;
નહીતો તો રહેજે વાંજણી, મત ગમાવીશ નુર.

આપણા શાસ્ત્રકારો અને બીજાઓ કેળવણીના પ્રતાપપર તો અસંખ્ય ભણો લખી ગયા છે તેઓ વિદ્યા ચેરોથી ચોરાય નહી અને લુટારાથી લુંટાય નહી અને જેમ લુંટાય તેમ વધારે વૃધ્ધી પામતા ધન તરીકે જણવી ગયા છે. વિદ્યાને વિદ્યા વિનાના નરને પશુ સાથે સરખાવ્યા છે. આપણા આર્ય શાસ્ત્રકારોના આવા વિચારોને વિદેશીઓ પણ તેવોજ ટેકો આપે છે. Sacrod Anthology માં જણાવ્યું છે.

" Letters and numbors are the two eyes of man.

The learned are said to have eyes; the ignorant have merely two spots in their space.

Let a man learn throughly what ever he may learn, and let his conduct be worthy of his learning.

It is the part of the learned to give joy, to those whom they meet, so that thay shall think, when shall we meet them again?

The unlearned are as beggars before the learned.

Water will flow from a well in proportion to its depth and in fluence from a man in proportion to his learning.

How is it that any one can remain until death without learning, which would make every country his own country, and every town his own town!

Learning is the excellent, imperishable riches; all other treasures are not riches.

The excellance of the unlearned is to keep silence before the learned.

The learned man's poverty is better them

the ignorant man's wealth. The low caste of the learned is exalted above the high caste of the ignorant."

આપણા જ્ઞાતીની કેટલાક ઉલટમંદ ખંતીલા આપણા યુવાન બાંધવો તરફથી કેળવણીનો પ્રચાર અને આપણા મુંબઇ ઇલાકામાં વૃધ્ધી કરવા માટે હાલ પ્રયત્નો આદરવામાં આવ્યા છે તે ખુશી થવા જેવી બીના છે. આપણી જ્ઞાતીએ એ કેળવણીની આવસ્યકતા સમજેલી, અને આપણા ગરીબ ભાઇઓની ઉચતા ઉપર ચઢાવવાની આવષ્યકતા સમજવાના ચીન્હ દ્રષ્ટી ચર્ચાવાની વચ્ચે ઉદય થયલા અત્રેજ ટુંક વખતના અરસામાં આપણે ત્રણ આરકેને જે સ્થપાયલાં જોઇ શકયા છિયે તે સર્વને ઉદ્દેશ એકજ છે એટલે આપણી જ્ઞાતીના બાળકોને કેળવી ઉચ્ચતાપર આણવા અને આવી સંસ્થાઓ તો એક સામાન્ય દેખરેખ નીચેથી જો કચ્છી હાલાઇ ઘોઘારી વગેરેનો જે ભેદ રહયો છે તે જો નીકળી જાય તોઆપણે હાલ જે સ્થિતીમાં છિયે તેનાં કરતાં વહેલા આપણે વધારે સારી સ્થિતી પર આવી શકવાની સાથે ખાસ હાજતમંદોને થોડે ખરચે વધારે લાભ આપી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરાવી શકશું.

## કેળવણિના વીરોધીઓની દલીલ.

હવે આપણે કેળવણી આપવાના વિરોધીઓ શું દલીલ કરે છે અને કેવા વિચારો આપે છે તે તપાસીશું તેઓ અસલાના વખતમાં અને વચલા જમાનામાં સ્ત્રી કેળવણીની હસ્તી હોવાનુંજ સ્વીકારવા ના કહે છે, અને તેઓ જણાવેછે કે સ્ત્રીઓને ઘર કામ કરવાનું હોવાથી તેઓને

કેળવણી આપવાની શી જરૂર છે ? પ્રિય બાંધવો આ વાત ગળે ઉતરવા જેવી નથી. જો આપણા વડીલો અને પુર્વજો એ સ્ત્રીઓને અંધકારમાંજ રાખી હોત, તો સાસ્ત્રમાં સલક્ષણી સ્ત્રીઓના સંબધમાં જે જણાવવામાં આવ્યું છે કે.

**कार्येषू मंत्री कर्णेषू दासी भोज्येषू माता शयनेषू रंभा**
**मनोनुकुळा क्षमया धरीत्री गुणश्च भार्या कुलमुद्धरन्ति**

અર્થાત કામ કરાવામાં મંત્રી અથવા પ્રધાન જેવી, અને કામમાં દાશી જેવી ભોજન કરાવવામાં માતા જેવી શયન સમય રંભા જેવી અને પતીનું મન જાણી લઇ તે પ્રમાણે વર્તનારી ક્ષમાશીલ હોવાથી પૃથ્વી જેવી ભાર્યા કુળનો ઉદ્ધાર કરે છે.

જો આપણા આપોવ્રતમાં સ્ત્રી કેળવણીનો પ્રચાર નહી હોત તો આપણા શાસ્ત્રકારો સ્ત્રીઓના આવા ગુણોનું કદી વર્ણન પણ કરતે કે ? સ્ત્રી અને બાળકીઓએ કેળવણી લીધેલી હોવાથી તેઓ પોતાના કુટુંબીઓને કેટલે દરજ્જે સુખી કરી શકે તેનો આપણે મુદ્દલ ખ્યાલ સુદ્ધાં પણ નથી કરતા રાજાના રાજ્યની જેવી રીતે તેનો પ્રધાન સંભાળ લઇ રૈયતનું રક્ષણ કરે છે, તેમ ઘરનો રાજા પુરૂષ હોવાથી સ્ત્રીને ઉપર આખા કુટુંબની સાર સંભાળ લેવાની તેઓના સુખો દુઃખોનો વિચાર કરી તેના ઉપાય યોજવાની પોતાના ધણીની કમાઇના પ્રમાણમાં ઘરનો ખર્ચ રાખી સર્વ કુટુંબીઓની જીંદગી સુખમય બનાવવાની ફરજ તેના ઉપર આવીને પડે છે, આપણામાં કહેવત છે કે એક ફુવડ સ્ત્રી જ્યારે ચાવલમાંથી ચુન્નો કરેછે, ત્યારે એક ગ્રહલક્ષ્મી અને સુશીલ કેળવાયલી સ્ત્રી ચુન્નામાંથી ચાવલ કરે છે. એક અભણ કુટુંબમાં જ્યારે

આપણે હમેશાં કલેશકંકાશ અને સંતોષ પ્રસરેલો જોઇશું ત્યારે એક એક કેળવાયલા કુટુંબમાં સલાહ સંપ અને સંતોષ પ્રસરેલો માલુમ પડશે. આપણી બાળકી અને સ્ત્રીઓ જો કેળવાયલી હોય તો આપણે માણસોના ઉપર આપણા બાળકોને કેળવણી આપવાની ફરજમાંથી જે મુકતી મળી શકે તે આપણો બચાવેલો વખત આપણે આપણ ધંધાની અંદર લગાડી તેને વધારે ખીલવી શકીએ.

યુરોપ અમેરીકા આદી દેશો અને આજે પુર્વ તરફ જાપાનનો જે પ્રભાતનો સુર્ય ઉગી નીકળ્યો છે, તેના ખરા પ્રતાપ સ્ત્રી કેળવણી-નાજ છે. ત્યાં નાના કુમળા બાળકોને કેળવણી આપવા માટે પુરૂષ શિક્ષકો કરતાં સ્ત્રી શિક્ષકોને વધારે પસંદ કરવામાં આવે છે. તેની મતલબ એટલીજ છે, કે ઇશ્વરે સ્ત્રીઓની અંદર જે કુદરતી કોમલતા રાખી છે, તેમાં કેળવણીની પ્રતાપથી ઓર વધારો થાય છે, અને તેની કોમળ લાગણીથી જે કેળવણી નાના બચ્ચાંઓ હસ્તાં રમતાં સંપાદન કરી શકે, તે કેળવણી તેઓને લાકડીની ધમકી આપનારો અથવા હાથમાં નેતર લઇ ભણાવવા બેઠેલો મહેતાજી કદી પણ આપી નહિ શકે. આ ઉપરથી તમો પુરૂષો અને તેઓની સાથે સ્ત્રી કેળવણીને ખાસ અગત્યતાજ આપશો. અને આ તમારી કોનફરન્સનો એક ઉદેશ તેવી રીતે સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવાનોજ રહેલો છે; અને તે કેળવણીનો પાયો તમો દાંભીક ધર્મની કેળવણીથી નહિ, પણ શુદ્ધ અને પવિત્ર ધાર્મીક અને નીતીની કેળવણીથી નાંખશો તો તમોનો તેમાંથી સુગંધમય સુવર્ણની પ્રાપ્તી થશે.

## આપણી મધ્ય સ્થિતી.

આપણી પુર્વસ્થિતી અને વંશના સંબંધની હકીકત મે તમોને

જણાતી, હવે આપણે વચલા વખતમાં ય.ને મુસલમાનોના રાજ્ય અમલ વખતમાં પણ કેવળ અધોગતીએ તો પહોચ્યા નહિ હતા. આપણા ભાઈ- ઓએ તે વખતે જે રાજ્ય સત્તા ભોગવી છે, તેની સહાદતો પરદેશી- ઓને લખાયલા કચ્છ કાઠીયાવાડ અને સિંધ પંજાબના ઇતીહાસો પુરા પાડે છે; પણ ત્યારબાદ આપણે દીનપ્રતીદીત કેળવણીના અભાવે ઉત- રતા ગયા, અને જ્યાં સરસ્વતી દેવીનો અવરોધ થયો, ત્યાં અધોગતિ ઘણીજ વહેલી આવી પહોંચે છે, તેમ આપણે નષ્ટતા પામતા ગયા, અને હાલ થોડા વખતપરની જો આપણામાં જાગ્રતિ પેદા થઇ નહિ હોત, તો આજની આપણી સ્થિતીને જો હું કેવળ અધોગતીએ પહોંચેલી જણાવું, તો હું નથી ધારતો કે તમો તે માટે મારાપર ગુસ્સે થતે અથવા તો મને ઠપકો આપતે.

## ભાટિયાઓ સાથે સરખામણી.

આપણને ગેઝેટીઅર વગેરે સરકારી હેવાલોની અંદર કેટલેક અંશે વેપારી કોમ તરીકે જણાવવામાં આવ્યા છે, તેમાં ભાટિયાઓને જ્યારે સહાસીક વેપારી કોમ તરીકે જણાવવામાં આવી છે, ત્યારે આપ- ણને તેજ હેવાલોમાં વ્યાપાર ખીલવવામાં સાહાસીક, અને નીર્ભગ ચીતા- રવામાં આવ્યા છે. વેપારી કરતાં પણ આપણા ખેતીકારનો દરજ્જો ઉચ્ચ રહેલો છે; અને આપણી કોમ હિંદુસ્થાનની સોના જેવી જમીનમાંથી કાચી પેદાયસ પોતે ઉત્પન્ન કરનાર છે તેજ કોમ પોતાની પેદાયસોનો વેપાર જો પોતાના હાથમાં રાખી, દેશપરદેશ ખેડી ત્યાં ખીલવે, તો આપણે કેટલો મોટો ચાલુ હરીફાઇના જમાનામાં લાભ મેળવી શકીએ તેનો તમોને સહેજ ખ્યાલ આવી શકવો જોઇએ.

ફક્ત એકલા મુંબઇ બંદરમાંથી દરવરસે કરોડો રૂપીઆના કપાસ તથા અનાજ બીયાંની ચડત પરદેશ ખાતે થાય છે તેમાં આપણી સર્વ મલાઇ તો બીજાઓનેજ હાથ જાય છે, અને આપણે માટે તો ફક્ત ખાલી હોતરા વીનાની છાસ રહે છે, અર્થાત મોટે ભાગે આપણે જે વૈતરૂ અને મજુરી કરીએ છીયે, તેનો પણ બદલો મેળવી નહીં શકતા. ત્યારે શામાટે આપણી અત્રે ફક્ત મજુરી મુકાદમી ઉપર સંતોષ પકડી બેસી રહી આપણો વ્યાપાર આપણા હાથમાંથી ગુમાવી નાંખવો જોઇએ? આપણોજ માલ વેચવા માટે યુરોપાદી દેશોમાં શું આપણે આપણા કેળવાયલા વર્ગને મોકલી પેઢીઓ ખોલી નથી શકતા? કે જેથી આપણો આપણા મહાન પુરૂષ શેઠ દાદાભાઇ નવરોજીના જણાવ્યા પ્રમાણે "આ દેશ દીનપ્રતીદીન જે નીરધનતા પ્રાપ્ત કરતો જાય છે તેનો થોડે ભાગે પણ અટકાવ કરી શકીએ?" આ મેં જણાવેલી વાત તમારા પોતાના પુર્ણ ફાયદાની છે; તેનો તમોએ શામાટે ઉપયોગ નહિ કરવો, તેનું કશું પણ કારણ હું જોઇ શકતો નથી.

### ઉદ્યોગ હુન્નરમાં પછાતપણું.

જેમ વ્યાપારમાં તેમજ ઉદયોગ હુન્નરમાં પણ આપણે દીન-પ્રત્તીદીન પછાત પડતા જઇએ છીયે, અને તેથીજ આપણી મશ્કરીમાં ડુંગળીના ફોતરાની ગણના થાય છે, પણ જો આપણા બચ્ચાંઓને આપણે સારી તાલીમ આપવા તરફ લક્ષ આપીશું તો આપણા ઉપર મુકવામાં આવતું આળ આપણે સેહેલાઇથી દુર કરી શકશુ; અને આપણી ખરી ઉન્નતી પણ તેમાંજ રહેલી છે.

### દેશાટણની આવશ્યકતા.

આપણાગી આરથીક સ્થિતી સુધાર માટે આપણને યુરોપ.

અમેરીકા આદિ દેશોમાં જવાની ખાસ આવશ્યકતા છે. ત્યાં આપણા કુશળ વેપારીઓએ પોતાની પેઢીઓ ખોલવી જોઇએ ત્યાં અત્રેથી માલના કનસાઇન્મેન્ટ મંગાવવા, અને ત્યાંના માલની અત્ર તરફ શીપમેન્ટ્ઝ કરવી જોઇએ. તેની સાથે ત્યાં કેળવણી આપવા માટે આપણે આપણા યુવાન કેળવાયલા વર્ગને સાથે લઇ જવો જોઇએ અને તેઓની પાસેથી કાયદા, વૈદક, રસાયણશાસ્ત્ર શીલ્પશાસ્ત્ર, ઇત્યાદિ જુદી જુદી બાબતોનો અભ્યાસ કરાવવો જોઇએ છીએ.

આપણો ભટિયા કોમની પછવાડે અરબસ્થાન અને આફ્રિકામાં ગયા અને તે કોમ ભલે યુરોપ અમેરિકા આદિ દેશોમાં જતાં અભડાઇ જાય જો કે તેઓના વડીલોએ સેંકડો વરસ થયાં પરદેશ ખેડી છે અને તેથી અભડાઇ નથી ગયા. આ તરફના મહાન નર શેઠ દાદાભાઇની સાથે પ્રથમ ત્યાં પેઢી ખોલનાર વીલાયત ગએલા રામદાસ ભાણજી હતા કે જેથી ભાટિયાઓએ મગરૂર થવું જોઇએ એવા એક મહાન નર મથુરદાસ લવજીનો ટેકો હતો પણ આપણા ભાઇઓએ તો થોડાજ વખત ઉપર આપણા ભાઇ કારીયા જે હાલ અમદાવાદમાં મીકેનીકલ ઇન્સટીટયુટના સુપરીનન્ટેન્ડન્ટ છે, તેઓ વીલાયતથી ફરી આવ્યા હતા તને માનથી વધાવી લીધા છે. જેથી આપણી વચે હવે તે દેશોમાં જવાનો કશા પ્રતિબંધ રહયા નથી. પ્રતિબંધ શાના રહેવા જોઇએ? " સબહી ભુમી ગોપાલકી યામે અટક કહા ? જીસ્કે મનમે ખટક રહે ઓહી અટક રેહયા. " આપણે દેશાટણ નથી કરતા તેથી યુરોપ, અમેરીકાના લોકો કેટલું સહાસીકપણું ત્યાં વાપરે છે, તેનો આપણને મુદલ ખ્યાલ સુધાં પણ આવી શકતો નથી, અને આપણે ઘેર બેઠા અંધારામાંજ ગોથાં ખાયા કરીએ છીએ. ત્યાં ફક્ત જઇને થોડો વખત ફરી

આવવાથી પણ આપણને આપણા ચાલુ વહેવારને માટે ઘણું ઉપયોગી જ્ઞાન મળી શકશે કે જેની સહાયતાથી આપણે આપણી જ્ઞાતીને ઉચ્ચ હાલતે આણી શકીશુ.

શું આપણાથી દરિયો ખેડવા વગર દરિયાપીર કે દરિયારસ્થાનના સેવક કે પુજારી થવાય કે ?

આપણા વડીલો કે જેઓ હમેશાં દેશાટણ કરતા હતા, અને દરીયો ઓળંગતા હતા તેથી તેઓએ દરિયાપીરની પુજા કરવા માટે દરિયાસ્થાનોની સ્થાપના કરી તેજ આપણા માવિત્રોના વંસજો આજે પરદેશ ખેડવાથી શા માટે ગભરાઇ જઇએ છીએ જો આપણે ગભરાઇ ન જતા હોઇએ તો શું પરદેશગમનના વિરોધી બની બેઠેલી જ્ઞાતીઓની પુછડા પેઠે આપણે તેઓની પછાડે તણાવા માગીએ છીએ ? મારો અંગત અભિપ્રાય એવો છે, કે આપણી આ કોનફરન્સે પરદેશ ગમનના સવાલને આપણી પોતાની ઉન્નતી કરવાના સાધન તરીકે ખાસ અગત્યતા આપવી જોઇએ છીએ, તે દેશોમાં તમો જેવી રીતે અતરે રહો છો, તેવીજ રીતે પોતાની સુખ સગવડો સાચવી અને પોતાનો ધર્મ સાચવી રહી શકશો. ત્યાં જઇ તે લોકોની અંદર તમોને જે ગુણ જણાય તેજ તમારે ગ્રહણ કરવાના છે, બીજી તેઓની તમારેબીન જરૂરી તેઓની કશી પણ નકલ કરવાની મુદલ પણ જરૂર નથી. પરદેશ જવાથી કોઇ જેમ વટલી જતું નથી તેમ જે પોતાની તીતી રીતી સાચવી રાખવા માગે છે, તેને તજી દેવાની પણ કોઇ ફરજ પાડતું નથી માટે આ કોનફરન્સ આવા આપણા જીંદગાનીના તરીકા સાથે સબંધ ધરાવતા અગત્યના સવાલને સહુથીઅગ્રેસર જગા આપશે એવી હું આશા રાખું છું

## આપણી ધાર્મિક અધમતા.

આપણામાં ધારમીક મતમતાંતરો એટલાં બધા વધી પડ્યા છે કે તે આપણી જ્ઞાતીની અવદશાનું મુળ થઇ પડયું છે આપણે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં જોઇશું તો ફકત ત્યાંજ નહિ. પણ આપણા મુંબઇ અને કચ્છ કાઠીઆવાડમાં પણ આપણે કેટલા બધા ધર્મના મત મતાંતરો તરફ ઢળ્યા છીએ આપણામાનાં કેટલાકો જયારે આપણા પરમ પુજ્ય રામ સીતાની પુજા કરે છે ત્યારે બીજાઓ વિશ્નુપંથી રામાનુજી, પરીસ્થાની વલ્લભી સંપ્રદાદ શૈવીક માતાપંથી, નાનકપંથી કબીરપંથી દાદુપંથી વગેરે વગેરે ભીન્ન ભીન્ન ભાગેમાં વહેંચાઇ ગયા છે તમો પોતે તમારો ગમે તે ધર્મ પાળો, તે સંબંધમાં મારે થોડુંજ કહેવાનું છે; પણ જે ચીજ હું તમારા મગજ ઉપર ખાસ ઠસાવવા માગું છું તે એજ છે કે આપણે જે ધર્મ પાળતા હોઇએ, તે ધર્મને નામે અધર્મ નહિ હોવા જોઇએ અને નીતી ઉપર રચાયલો હોવો જોઇએ. અને તે ચીજ આપણને આ દુનીઆમાં અને પરમાત્માની સમક્ષ તારક તરીકે ઉભી રાખશે કબીરજીએ કહયું છે કે.

એકહી સાધે સબ સધે સબ સાધે સબ જાય;
જો ગૃહી શેબે મુજકો ફુલે ફલી વધાય "

બાકી દાંભીક અને દેખાદેખીના ધર્મો અને અભણ અને મુઢ આચાર્યોનો બોધ આપણને કદી પણ તારી શકવાનો નથી.

**અખો શું કહે છે.**

અખા ભગતના કહેવા પ્રમાણે ગુરૂ કીધા મેં ગોકુળનાથ બુઢા બળદને ઘાલી નાથ,ધન હરે ધોખો નવ હરે તે ગુરૂ કૃતાર્થ શું કરે" એવા જો અભણ ગુરૂઓનો તેઓને સારે માઠે પ્રસંગે મોટા મોટા લાગાઓ આપી આપણે જો બોધ લેતા હોઇએ તો તેમાંથી આપણું શું તારણ થવાનું છે?

## આપણા પુરોહિતોની સ્થીતી અને જ્ઞાન કેવું છે?

આપણા ગુરૂઓની જેમ એવી સ્થિતી છે તેમ આપણી જ્ઞાતીના પુરોહિતોની પણ સ્થિતી કંઇ તેમનાથી વધારે સારી નથી. લગ્નાદીક પ્રસંગો જેવી પવિત્ર ગાંઠ બંધાવવા તથા જેઓ શ્રાધતર્પણના માનનારા છે. તેઓ આવે દર વર્ષે પોતાના પુરોહિતોને લગ્ન મરણનાં જમણો દક્ષિણાપેરામણી લાગા વિગેરેમાં લાખો રૂપીઆ આપે છે, તે છતાં જો આપણને તેઓમાંથી પવિત્ર ક્રિયાઓ વેદાદીક શાસ્ત્રની વિધી અનુસાર કરાવી શકનાર ના મળી શકે તો તેને તમો શું થોડી દીલગીરી ભરેલી બીના ગણશો? આપણે તેવી જાતનો મામલો કેટલો વખત ચલાવી લઇશું? જો તમો તેઓને એકદમ તરછોડીને છોડી દેવા નહિ માગતા હો, તો તેઓને તરછોડી દેવાનો હું તમોને બોધ કે ભલામણ પણ કરતો નથી.

## પુજ્યનીય શાને ગણશો?

હું તમોને જે ભલામણ કરૂં છું તે એટલીજ કે તમારે તમારા ધર્મગુરૂઓ અને પુરોહીતોને જણાવી દેવું જોઇએ કે તેઓની અંદર જે સદગુણો અને વિદ્યા હશે તેને માટેજ તમો તેઓને પુજ્ય ગણશો પણ સુર્યની સાખ ને બ્રાહ્મણનું વચન, તમો ચલાવી લેવાના નથી માટે જો તેઓ પોતાનો સંબંધ તમારી સાથે આપણા વડીલોનાજ વખતનો કાયમ રખવા માગતા હોય તો તેઓએ પોતાને કેળવવા જોઇએ. એટલુંજ નહિ, પણ પોતે ઉચ્ચ વિદ્યા સંપાદન કરી તેનો લાભ આપણને આપવો જોઇએ, તેઓની ફરજ આપણને શુદ્ધ અને પવિત્ર ધાર્મીક જ્ઞાન આપવાની છે; અને તેઓના પુર્વજોને આપણે પુજ્ય ગણ્યા છે તેની પણ તેજ મતલબ છે. આવી રીતે એક વખત ખુલી રીતે

આપણે તેઓને જણાવશું, તેથી આપણે કોઇને પણ નુકસાન કરવાના નથી, તેથી આપણે તેઓને અને તેની સાથે આપણને પોતાને ઉચ્ચ સ્થિતીએ આણી શકીશું.

## આપણા ભીન્ન ભીન્ન સમુહો.

આપણે એકજ કુળમાંથી ઉતરેલા હોવા છતાં આપણમાં દિલગીરી ભરેલી હદ સુધીની સમુહોની ભીન્નતા વધી ગઇ છે, આપણે કચ્છી, હાલાઇ, ઘોઘારી, કાઠીઆવાડી, સીંધીનો ભેદ શામાટે રાખવો જોઇએ? તેનું કશું પણ કારણ સમજી શકાતું નથી. આપણામાં તેવા જે ભેદ રાખવામાં આવેલા છે તેજ આપણી જ્ઞાતીની ઉન્નતીના કાર્યમાં વિઘ્ન કર્તા થઈ પડયા છે આપણે જુદા જુદા દેશના ભાગમાં વસ્યા, તેથી કઇ આપણી નસોમાં વહેતા એકજ લોહીમાં જુદાઇ આવી નથી જતી. આપણે સર્વ એકજ હોવાથી આપણે ભીન્નતા નહિ રાખતાં ખાણીપીણીની સાથે વરણીપરણીના સંબંધમાં પણ એકત્ર વહેવાર રાખી સર્વ ભાઇઓને સમાન ગણતાં શીખી, હિંદુસ્થાની કવીના જણાવ્યા મુજબ:—

"પટોળાને એવી ગાંઠ પાડવી જોઇએ કે તે ખેંચતાં ભલે તુટી જાય પણ છુટે નહિ" કારણ કે કહેવત છે કે પડી પટોળે ગાંઠ તુટે પણ છુટે નહિ. અને તેવી રીતે જ્યારે આપણે અરસપરતાનો સંબંધ બાંધશું ત્યારેજ આપણી જ્ઞાતી જેવી ઇતીહાસીક કોમની આપણા પોતાના બીજા દેશ બાંધવો વચ્ચે આપણે અંગત્યતા વધારી શકીશું અને તેવી રીતનું જોડાણ કરી જેમ વ્યાપારી અને વ્યાવહારીક તરીકે આગળ વધી શકશું તેમ આપણી આર્થીકની ઉન્નતી પણઆપણેકરી શકીશું આપણને જેટલી આર્થીક અને ધાર્મીક

ઉન્નતીની જરૂર છે તેટલીજ બીજી ઉન્નતીની જરૂર છે. કચ્છ કાઠીયાવાડ અને સિંધ પંજાબના ઇતીહાસો તપાસતાં તમોને માલુમ પડશે કે આપણા માવીત્રોએ સારી કુશળતાથી મંત્રી પદો ચલાવ્યાં છે; અને આજના તીક્ષણ હરીફાઇના જમાનામાં આપણા ખાટલાના આર્થીક ધાર્મીક વ્યવહારીક અને રાજ્યદ્વારીક એવા ચારે પાયાઓ આપણે સાથે ઉંચકવા અને સમતોલ જ રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

## રાજ્યદ્વારીક શિક્ષણ અને ઉન્નતીની આવશ્યકતા.

આપણે આપણા પુર્વજોનું નામ રાખવા માટે તથા ચલુ હરીફાઇના જમાનામાં ટકી રહેવા માટે આપણી રાજ્યદ્વારીક ઉન્નતી કરવા વગર પણ આપણાથી રહી શકાય એમ નથી રાજ્યદ્વારી ઉન્નતી કરવા નીકળવા હું તમોને ખાસ જે લક્ષમાં રાખવા જોગ બાબત કહું છું તે આપણા મહાન નરો શેઠ દાદાભાઇ નવરોજી અને આપણી ચાલુ અઠવાડીઆમાં મલનાર નેશનલ કાંગ્રેસમાં પ્રમુખ "સર વીલીયમ વેડરબર્ન" કે જેઓને મુંબઇની બીજી પ્રજાઓની સાથે તમોએ પણ જે સતકાર કરયો છે તેઓએ કેવા આત્મભોગ આપી આપણા દેશની નીસ્વાર્થી સેવા બજાવીછે તેના પવિત્ર આત્માઓના જીવતનો ખાસ અભ્યાસ કરવાની અને તેઓને પગલે ચાલવાની હું તમોને ખાસ ભલામણ કરૂં છું.

## રાજ્ય તરફ વફાદાર રહેવાની ફરજ.

આપણી આપણા રાજ્ય કર્તાઓ તરફ વફાદાર રહેવાની જેટલી ફરજ છે તેટલીજ ફરજ આપણા રાજકર્તાઓ અને રાજ્ય કરતી કોમ વચ્ચે જળવાઇ રહેવાની છે. અને આપણે રાજ્ય કરતી પ્રજાની સાથે એકજ પંકતી ઉપર આવી શકીએ,અને નામદાર મહારાણીવીકટોરીઆ કે જેણે પોતાના કૃપાળુ ઢંઢેરાઓની મારફતે આપણને જે બાંહ-

શાહી સનદો આપવાનું અભય વચન આપ્યું છે, અને જે વચન ફરીથી સુલેહના ફીરસ્તા ગુજરી ગયલા નામદાર શહેનશાહ એડવર્ડે એક વખત વધારે આપણુને પાળવાનું વચન આપ્યું છે. અને તેનાજ પુત્ર નામદાર શહેનશાહ જ્યોર્જ કે જેણે પણ આપણુને પોતાની વડીલ માતુશ્રી અને પોતાના પવિત્ર પીતાને પગલે ચાલી તેઓએ આપણુને આપેલી સનંદો આપણુને કાયમ કરી આપી છે, તે સનંદોનો લોર્ડ કરઝન જેવા વાઇસરાયો કે બીજા તેનથી નાની પંક્તીના અમલદારો કંઇ મરડી મચડીને ખોટો અર્થ નહિ કરે તેની સંભાળ રાખવાનો અને જ્યાં પણ આપણા હકોને ઉતારી પાડવામાં આવતાં હોય, ત્યાં ચીવટાઇથી નીતી અને સુલેહ શાન્તીની રૂએ તે હકો મેળવવા માટે આપણે પ્રયત્નો કરવાજ જોઇએ. તેને માટે આપણે રાજ્યદ્વારી વિષયોના ખાસ અભ્યાસ કરવાની અને જે નરો, સુલેહ શાન્તી જાળવી આપણી ઉન્નતી કરવા માટે મયત્ન કરે છે, તેઓની બાજુમાં એક પગે ખડા રહેવાની પણ આપણી ફરજ છે, અને જ્યાં પણ એકત્ર લોહીથી તેવી રીતે પોતપોતા વચ્ચેના નાના કલેસોને બાજુએ મુકી ઉભા રહીશું ત્યારેજ આપણી આપણે રાજ્યકર્તાઓની વચ્ચે આપણું સ્વમાન જળવાવાની આશા રાખવી. તે વગર આપણી હાલત કદીપણ સુધરવાની નથી. અને કહેવત છે કે.

**ન તીનમેં ન તેરમેં ન છપનકે મેળમેં**

તેમ ત્રીશંકુની પેઠે અધ્ધર લટકતાજ રહી જઇશું આવા મહત્વના રાજ્યદ્વારી સવાલોમાં કોઇ પણ જાતનો જ્ઞાતી ભેદ સમજ્યા વગર આપણા બીજા દેશ બાંધવોની સાથે આપણે હાથમાં હાથ મેળવી કાર્ય કરવાની ખાસ આવશ્યકતા છે.

## કેટલીક વ્યવહારીક સુચનાઓ. વધી ગયેલી રીત. ?

આપણામાં બીજી જ્ઞાતીઓની દેખાદેખી જોઇ કેટલાક વ્યવહારીક લગ્ન મરણાદીક પ્રસંગના રીતરીવાજો બહુ વધી ગયા છે. કે જે આપણા મધ્યમ સ્થિતીના ભાઇઓને પરવડી નથી શકતા તો ગરીબ ભાઇઓને તે ક્યાંથી પરવડી શકે, ! તેમાં આપણે ખાસ સુધારો કરવાની જરૂર છે, અને તે બાબતનો દાખલો આપણા ધનાઢયોએ બેસાડવો જોઇએ જ્ઞાતીના અગ્રેસરોએ જેની ગુંજાસ નહી હોય તેઓઓને સમજાવી તેઓ પાસે ન્યાતવરા આદી ખરચો કરાવવાપર ખાશ અંકુશ નાખવો જોઇએ.

## બાળલગ્ન અટકાયતની જરૂરીઆત.

આપણામાં હજુ બાળ લગ્ન મોટે અંશે પ્રચલીત હોવાથી જ્ઞાતી દીન પ્રતી દુરબળ થતી જાય છે મુસલમાની રાજયના જુલમના વખતમાં ભલે આપણે બાળ લગ્ન કરવાંની જરૂરીઆત ધારી હોય પણ હાલના રામરાજ્ય જેવા જમાનાંમાં તો આપણે આપની શુરવીર ઓલાદ પેદા કરવામાં કે, છોકરાઓ પાસેથી એકત્રીશ વર્ષનું અને બાળાઓ પાસેથી ઓછામાં ઓછા પંદરથી સોળ વર્ષનું બ્રહ્મચર્ય પળાવવુજ જોઇએ અને લગ્ન તેથી પહેલા ન થવા જોઇએ લગ્ન પસંદગીરીમાં પણ કચ્છી હાલાઇ કે ઘોઘારીનો જેટલો ભેદ આપણે મુકી દઇશું તેટલી વધારે સારી અને તંદુરસ્તી પ્રજા ઉત્પન્ન થઇ શકશે.

## એક પુરૂષને ને એક સ્ત્રી ?

હું પોતે તો એક પુરૂષને માટે એકજ સ્ત્રીના સીદ્ધાંતને માનનારો હોવાથી હયાત હોય, તેપર બીજી સ્ત્રી કરવા બાબતમાં

સમ્મત થઇ શકું એમ નથીજ અને એક કરતાં વધારે સ્ત્રીઓ કરના-રાઓના ગ્રહસંસાર પણ કેવા દુ:ખરૂપ પસાર થાય છે. તે આપણે સારી રીતે જાણતા હોવાથી આવી જાતના લગ્નો તેમજ બુઢાઓ નાની બાળકીઓ સાથે લગ્ન કરી તેઓનો ભવ બોળે છે, તેનો તો આપણે મજબુત હાથે અટકાવવાના ભગીરથ પ્રયત્નો આદરવા જોઇએ.

## કેટલી નાલેશી કેમ અટકે ?

આપણામાં કદી કદી જીવતા ધણી મુકી સ્ત્રી બીજે જાય છે એવા જે નામોશી ભરેલા દાખલાઓ વીશે સાંભળીએ છીયે, તે દાખ-લાઓની તપાસ કરશો તો તેઓ કેવળ કજોડાને આભારી માલુમ પડશે માટે જો આપણે કજોડાં બાળલગ્ન અને વૃધ લગ્નોને અટકાવશું તો આવી જાતના ખેદકારક દાખલાઓ પોતાની મેળે નષ્ટ થઇ જશે.

## જ્ઞાતીના અગ્રેસરોની ફરજ.

જ્ઞાતીના અગ્રેસરોએ જ્ઞાતીમા તડ વધારવા કરતા આવી જાતના જ્ઞાતીનુ ભલુ કરવાના કાર્યો તરફ પોતાની વૃતી દોડાવશે. તો આપણી જ્ઞાતી ફરીથી પોતાની અસલ સ્થિતિ પર આવવામાં કસી મુસ્કેલી નડે એમ નથી. અને તે કાર્ય તેઓ કોનફરેન્સો ભરી તેમાં એકઠા કરી અરસપરસ છુટથી વિચારોની આપ લે કરી જ્ઞાતી ભલાના ઉપાયો યોજી કરી શકે એમ છે

તેઓએ જ્યાં જ્ઞાતી ભલાનો સવાલ આવે ત્યાં પોતાની અં-ગત લાગણીઓને કેવળ બાજુએ મૂકી દેવી જોઇએ, અને તેઓથી દોરવાઇજવુ નહીજોઇએ,તેમ જ્ઞાતી ભલાનાકાર્યો કરવામાં માનઅપમાનનો પણ કશો વિચાર કરી તેની ખોટી માયામાં પણ લાપટાવું નહી જોઇએ

## કબીરે કહ્યું છે કે

" માયા તજી તો ક્યા ભયા,માન તજા નહિ જાય;
માને બડે મુનીવર ગજે માન સબનકો ખાય,
માન તજે તો ક્યા ભયા મનકા તમા ન જાય
સંત બચન માને નહી, તાકુ હરી ન હોય સહાય "

માટે મારી જ્ઞાતી આઓને એક વખત ફરીથી એવી ખાસ અરજ છે કે જ્ઞાતીના અગ્રેસરોએ કોઇ પણ જાતની પક્ષાપક્ષીઓ ઉભી કરી જ્ઞાતીની બરબાદી કરાવવા કરતાં તેઓનો સંપ જળવાય એવી જે અમુલ્ય સલાહ મલી હોય તેનો અમલ કરવા માટે કદી પોતાના અંગત વિચારોનો પણ ભોગ આપવો પડતો હોય તો તે પણ આવી જ્ઞાતીમાંથી કુચાલ કહાડી નાંખશે અને ઇશ્વર ખરેખર તેમાંજ રાજી રહેશે.

## આપણી જ્ઞાતિના અગ્રેસરોનો મોભો કેમ નથી જળવાતો.

જ્ઞાતીના અગ્રસરોએ પોતાનો માન ટેક અને મોભો જળવાતી રાખવામાટે દરેક જ્ઞાતીભાઇ પછી તે ગમેતેવો ગરીબ કે તવંગર હોય પણ તેની સાથે સજ્જનતાથી વરતી તેને દરેક જાતના જ્ઞાતીના હિસાબ કીતાબો બરાબર નીયમીત રીતે રાખી જ્ઞાતીના પઇસાની વ્યવસ્થા જ્ઞાતીભાઇઓના લાભ માટે તેઓનીજ સમ્મતીથી થાય એવી ગોઠવણ કરવાની સાથે, જો નીયમીત પોતાના હિસાબે અને રીપોર્ટો છપાવી બહાર મુકશે, તો હું તમોને ખાત્રી આપુછું કે તેજ જ્ઞાતીના અગ્રેસરો જ્ઞાતીમાં માનની સાથે પુજાશે.

## બીજી જ્ઞાતોની દેખાદેખીનો ચેપ.

આપણી જ્ઞાતિમાં જુના વખનથી વિધવા વિવાહ પ્રચલીત છે. પણ આજકાલ આપણા લોકો તે અસલનો રિવાજ કે જે આપણા વડીલોએ ઘણીજ મોટી દીરઘદ્રષ્ટી અને સમજણ વાપરીને બાંધેલો છે, તે રીવાજ ને ભાટીયા વાણીયા અને બ્રામ્હણો જેવી જ્ઞાતીઓ; કે જેમાં એ રીવાજ પ્રચલીત નથી. તેઓની ખોટી દેખાદેખી કરીને તેના ઉપર જેવી અટકાયત નાખતા જઇએ છીએ, તેવી કોઇ પણ જાતની અટકાયત નાખવા જોઇતી નથી તેમ વિધવાઓના પુન લગ્નને કોઇપણ રીતે ઉતારી પાડવો પણ જોઇતો નથી આપણા વડીલોએ તે રીવાજ ધરમ સાચવવાનાં અને નીતીને ઉંચ હાલતે પહોંચવાના ઉદેશથી બાંધેલોછે, તેની ઉત્પતીનો નમો કવિતાંમની નીચે લખેલી સાખી ઉપરથી જોઇ શકશો.

લુહાણાની ન્યાતમાં, નો તો આગળ ચાલ,
વિધવા તો પણે નહી, ન્યાત ધણી બેહાલ—
સમજ કંઇ શેઠ આ ટાણે.—ટેક.
ન્યાત શેઠની દીકરી બાળક વિધવા જેહ,
સમજુ ડાહી તે ખરી, કામે પીડાઇ તેહ—સમજ ૧
વશ થઇને તે કામને, રમી જારૂ છુપાઇ;
પેટે દાહાડા તો રહયા, તારે બહુ ગભરાઇ—સમજ. ૨
મનમાં તો અકળાઇ તે, પણ હત્યા નહી કીધ
રડી પડી જઇ બંધુકને જેને દીલાસો દીધ=સમજ. ૩
તે બોલી “ આ બાન્ધરે, વિધવા દુઃખ અપાર,”
“તે પીડમાં પડી બાપડી, પાપ કરે બેસુમાર”—સમજ ૪

"પરણે વિધવા બાળકી, અનાચર લોપાય:
"સુખ સંસાર ભોગવે, આશીષ બહુ દેખાય"—સમજ ૫
બ્હેનપણે સાંભળી, સમજ્યો મનમાં ભાઇ
'બ્હેને દાટજ વાળીઓ' બોલ્યો તે ગભરાઇ—સમજ. ૬
વ્હાલ તેનું બહુ બ્હેનશું તેથી દાઝયો છેક,
પણ ક્રોધ મન સમાવાને બ્હાર ધરયો વિવેક—સમાજ ૭
બ્હેન વદન દયામણું તરૂણી તેજ અપાર,
કહાપણમાં તો નહીં મણા નીરખ્યાં વારંવાર—સમજ ૮
ચિંતા પડી મનમાં વશી, રોમ રોમ બહુ શોક.
બ્હેન બંધુ બહુ એક કોટ રોયાં મુકી પોક—સમજ. ૯
વળતી ધીરજ ધારીને, આણી હીંમત અંદ
વચન આપીઉં બ્હેનને, રડતી રાખી રંક—સમાજ ૧૦
પીતા કને બંધુ જઇ સમજાવ્યો બહુ પેર,
શેઠ પીંગળ્યા આખરે પ્રથમ ઉઠયા રીસભેર—સમજ ૧૧
ન્યાત બોલાવી તે સમે, સહુને જુહાર કીધ,
પુનર્વીવાહના લાભ તે ઝાઝા કરયા પ્રસીધ—સમજ ૧૨
ભાષણ સુંદર ઓચરયું વિસ્તારી કરી વાત.
કરૂણા રસ ઉપજાવીયો, ન્યાત રડી એક વર—સમજ ૧૩
પોતાની કહી વારતા, આણી આંસુ આંખ
ત્યમ ત્યમ સહુ દુખથી, ભરયા વીગાર દુખેરાંક—સમજ ૧૪
સહુ મળી નીશ્ચય કેરવ્યો શાસ્ત્ર પ્રમાણે થાય,
પુનર્વીવાહ વિધવા તણો લેશ, લેશ નદોષ કહેવાય—સમજ ૧૫
એ પ્રમાણે ન્યાતમાં શેઠે કીધી પહેલ;

જેને આશીષ હરઘડી વીધવા દે છે રહેલ-સમજ ૧૬

શેઠ તણું શુભ નામતો, વિસરી છું હું હાલ;
ધન્ય ધન્ય એ શેઠને કહુ છું ધરી બહુ વ્હાલ-સમજ ૧૭

લુહાણાનો શેઠીઓ જેણે કાહાડી પહેલ.
વીધવા બંધન છોડાવ્યો નામ અમરભાણુ વ્હેલ-સમજ ૧૮

ધન્ય બ્હેન ને ભાઇની, સાચી પ્રીતી જેહ,
ધીરા વીરા વીરતે, જાણે જીવે હજી તેહ-સમજ ૧૯

એ રીવાજ ધર્મ શાસ્ત્રો સમ્રતીઓ અને પુરાણોના વખતથીજ ચાલ્યો આવે છે, તે કોઇપણ રીતે હલકી પકતી ઉપર ઉતરી ન પડે પણ ધર્મ શાસ્ત્રોની આ ગ્નાતીનુસાર પ.ળવામાં આવે તેવો પ્રયત્ન આપણે કરવો જોઇએ કે જેથી જે બીજી ગ્નાતીઓ કે જેમાં તે રીવાજ નહી હોવાના કારણે જે અનીતી અને આઘોર પાપ થાય છે, તેઓ પણ તેવા રસ્તાથી ટળે, થોડાજ વખતપર તમારા જોવામાં આવ્યું હશે કે કેટલીક ઉચ્ચ બ્રાહ્મણ ગ્નાતીઓ એ પણ એ રીવાજ પસંદ કરી બાળ વિધવાઓને ધર્મ શાસ્ત્રની આગ્ના અનુસાર પુનઃ લગ્ન કરવી છુટ આપી છે જે ભાટીઆ ગ્નાતીએ આજથી પાંત્રીશ વરસ પર એક પુનઃ લગ્ન જોવા જનારને પણ ન્યાત બહાર કાઢી દીધો હતો, તેમાં એકાદ દોઢ વરસની અંદર લગભગ ૧૨ પુનઃ લગ્નો થયાછે, અને મારે તમારા મનપર જે બાબત ઠસાવવાની છે તે એટલીજ કે તે લગ્નો "લે તારો સાડલો અને આપ મારો સુંદલો" નો ખ્યાલો ઉપર ઉતારી નાખવા નહી જોઇએ ' પણ તે પવિત્ર ગાંઠથી જોડાયેલા રહેવા જોઇએ અને શાસ્ત્રમાં કહ્યુ છે તેમ—

**तथा नित्यं यत यातां स्त्री पुसौ तुं कृताक्रियौ**
**यथा नभिचारतां तौवियुक्तवितरेतरम**

અર્થાત " સ્વામી અને ભારયાએ એવો યત્ન કરવો કે તેઓ પરસ્પર વિમુકત ન થાય " શાસ્ત્રમાં વધારે કહ્યું છે કે—

**सन्तुष्टो भार्याय भर्ताभर्वा भार्यपात यैवच**
**यस्मिन्नव कुल नित्य कल्याणं तत्रनै धुरुवं**

અર્થાત " જે કુળમાં સ્વામી ભાર્યાથી અને ભાર્યા સ્વામીથી નિત્ય સંતુષ્ટ રહે છે તે કુલમાં નીશ્ચિત કલ્યાણ થાય છે." આવી ઉચ્ચ ભાવનાઓ આપણે લગ્ન પુન લગ્ન સ્થીતીને ઉચ્ચાતાએ આણીને અને નીતીના બોધ વચનોનું પુરૂષ સ્ત્રીઓને શીક્ષણ આપીનેજ પ્રાપ્ત કરાવી શકીશું માટે આપણે બીજાઓનુ જે સારૂં હોય તે ગ્રહણ કરવુ અને ખોટી દેખાદેખીમાં પડી આપણા વડીલો જે વિચારશીલપણાથી સમસ્ત ન્યાતો ભેગી કરી આચાર વિચાર બાંધી ગયા છે તેનો કાંઇ પણ રીતે તીરસ્કાર કરવો ઉચ્ચીત નથી,

### કોન્ફરન્સો ભરવાની ચાલતી પ્રચલીતતા.

આજકાલ આપણે જુદી જુદી જ્ઞાતિની કાનફરન્શો ભરાવવાની હકીકતે સાંભળીએ છીએ. તથા વાંચીએ છીએ. પ્રથમ શરૂ- આત શોશીયલ કોનફરન્સ ઉપરથી થવા બાદ. વણીકો. જઇનો. પારસીઓ, ભાટીયા આ જુદી જુદી જ્ઞાતિના બ્રાહ્મણો ગરાસીઆઓ વગેરેએ પોતેની જ્ઞાતિની ઉન્નતી કરવા અરથે પોતાની કોનફરન્સો ભરી છે. અને તેઓને જોઇને આપણે પણ તેકાર્યનેમાટે તૈયાર થયા છીએ.આ કોન્ફરન્સો આપણે માટે

કંઇ આજકાલની ઉત્પત્તી નથી આપણા વડીલો પણ અગાઉ દેશ તેડા અને ખ ચ્યા કરતા અને જુદા જુદા દેશના ભાઇઓને એકઠા કરતા હતા; અને જ્ઞાતિની આબદી પર વિચાર કરતા હતા તે પણ તે વખતની કોન્ફરન્સોજ હતી. તેની તમો ઉંડી તપાસ કરશો. તો તમોને વધારે અને વધારે માહીતી મળતી જશે. અપણે હાલ ત્યારે આપણી અસલથી જે રીતી ચાલતી આવે છે. તેની ફરીથી હાલના સમયના રૂપમાં જાગ્રત કરીએ છીએ.

## ફતેહમંદ કેમ થવાય

અને તે કારયમાં જો પુરણ લાગણીથી મંડયા રહીશું તો ફતેહ મેળવવી મુશકેલ નથી. આ કારય કંઈ આપણી આ વરસે ત્રણ દીવસ કોન્ફરન્સ મળશે. તેથી કંઇ પુરણ થવાનું નથી. તેને માટે અને આપણા ભાઇઓના વિચારો ખીલવવા માટે, આપણી ઉમરતી ઓલાદે હમેશ આખે વરસ સુધી ચાલુ પ્રયત્નો કરવાજોઇશે તે ઉપરથીજ હમેશ જાગ્રતી રહી ફતેહ મેળવાશે.

## જાહેર છાપાનો આભાર

હું તમોને એહેશાન જણાવવું જોઇએ કે. આપણીઆ કોનફરન્સને ફતેહમંદ બનાવવામાં જાહેર છાપાએ પણ કંઇ આપણને થોડી મદદનથી કરી. તેમાં આ ચીજ હાલના જમાનામા અપણા માટે નવી હોવાથી તેની તરફેણ અને વિરૂધમા છુટથી ટીકા થઇ છે. અને તેમાથી સાર જણાઇને બહાર પડયો છે અને તે સાર અપણે ગ્રહણ કરવો એ આપણી પવિત્ર ફરજ થઇ પડે છે.

કમીટીએ તમારી સભાનું કામ નીયમીત રીતે ચાલે તે માટે જે વિદ્વાન

પ્રમુખની ચુંટણી કરેલી છે. તેને લગતો ઠરાવ તમારી સમક્ષ રજુ કરવામાં આવશે જેને તમો હરખથી વધાવી લેશો એવી આશાથી એક વખત ફરીથી તઓને અભિવંદન આપી હું મારી જગા લેવાની તમારી પાસેથી રજા લઉં છું.

ઓ શાન્તી. શાન્તી. શાન્તી.

---

## પ્રમુખ નીમવાની દરખાસ્ત.

મી૦ ગોપાળજી રામજીએ જણાવ્યું કે રીસેપ્શન કમીટીના માનવંતા પ્રમુખ શેઠ દામોદરદાસ ગોરધનદાસ સખાડવાળા અને બીરાજમાન થએલા ડેલીગેટ બંધુઓ, ભગીનીઓ અને સદગ્રહસ્થો આપણી લોહાણા ગ્નાતીની આ મહેલી પરીષદના પ્રમુખ માટેની દરખાસ્ત કરવાની રીસેપ્શન કમીટીએ મને જે તક આપી છે તેને માટે હું પોતાને મહદ ભાગ્યશાળી સમજુ છું આજે કેટલાક વરસોથી આપણી ગ્નાતી કોનફરન્સના દર્શનો ઉત્સુક પુરૂશોમાંનો હું પણ એક ગ્નાતી ભાઇ હોવાથી એ કોનફરનસમાં એકત્રે બીરાજેલા આપ સર્વ ભાઇઓના દર્શનની મારા હૃદયમાં આનંદની ઉરમીઓ છુટે છે અને તેને તેને લીધે મારૂ શરીર હર્ષથી પ્રફુલીત થવાથી મારાથી કાંઇ અવ્યવસ્થા બોલાઈ જવાય તે માટે મારી આપ સર્વ બંધુઓ પ્રત્યે ક્ષમા યાચના છે. મારા કરતાં કોઇ વીદવાન ને ભાવી પ્રમુખના વીશેષ પરીચયવાળા ગ્રહસ્થ ખચીત આ દરખાસ્તને વધારે ઇનસાફ આપી શકતે પણ આ કોનફરન્સ માટે પ્રથમ પ્રયાસ કરનાર અમો કચ્છી ભાઇઓની મળેલી પ્રથમ સભાનું પ્રમુખપદ વરીલો ઉપસ્થીત હોવા છતાં દ્રષ્ટ બની સ્વીકારનારને હમણાંની દૃષ્ટતા પ્રમાણમાં એકજી લાગે છે, ( તાલીઓ )

ગૃહસ્થો જે પુરૂષને માટે આપ સાહેબને સંમતી લેવા હું અત્રે ઉભો થયો છું તે પુરૂષની તમને ઓળખાણ આપવાની શું આવશકતા છે. મી૦ મુસરજી આણંદજી તન્ના બી. એ એલ. એલ. બી. નું નામ આજકાલ સર્વ લોહાણા ભાઇઓનો ઘરગતુ શબ્દ થઇ પડયો છે. નાનપણમાં તેઓના પીતાશ્રી કમ નસીબે વહેલા સ્વર્ગવાસી થતાં અને તે સમયે મી૦ તન્નાની સ્થીતી સામાન્ય હોવા છતાં વિદ્યાપાર્જન કરવા તરફ તેમનામાં ઉત્કટ ખંત ઉત્સાહ અને દ્રઢાગ્રહ હોવાથી પ્રથમ બી, એ. અને ત્યાંરે પછી એલ એલ. બી. ની પરીક્ષાઓ માન ભરેલી રીતે પસાર કરી અને અત્રેની કોર્ટમાં પોતાનો વકીલાતનો ધંધો ચાલુ કર્યો. જેમાં તેમની ચાલાકીત થઇ દીર્ઘદ્રષ્ટી અને પ્રમાણીકપણું દીપી નીકળવાથી ભાવનગર રાજ્યના મંત્રીઓએ તેમને પોતાના રાજ્યમાં ખેંચી લીધા અને આંજથી સુમારે ૨૨ વર્ષ ઉપર મહુવા જેવા વીશાળ અને વેપારી અગત્યવાળા મહાલખાતે ન્યાયાધીશની જગ્યાપર તેમની પ્રથમ નેમણુક કરી. ત્યાં કામઅંગે બહોળી પ્રીતી સંપાદન કર્યાબાદ કુંડલા ન્યાયધીશ અને ત્યાર પછી ખુદ ભાવનગર શહેરમાં ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ થયા એમ ઉતરોતર પોતાની ચાલાકી અને પ્રમાણીકપણાથી ઉંચે ચઢતાં હાલ ઘણી મુદતથી તેઓ શ્રી ત્યાંના લોકપ્રીય દીવાન મી૦ પ્રભાશંકર પટણીના પર્સનલ આસીસ્ટંટનો જોખમ ભર્યો ઓધો ભોગવે છે, દરમ્યાન રાજ્યના વીશ્વાસુ કામો ઉપરાંત ખુદ હજુર કોરટમાં અથવા પ્રીવીકાઉનસીલના જુડીશીયલ આસીસ્ટંટ તરીકે તેમને કામ કરવું પડે છે.

ભાવનગર જેવા એક નમુનેદાર તરીકે ગણાતાં રાજ્યમાં રહી અડગ ધૈર્ય અને પ્રમાણીકપણું સાચવી સંપેલ એવા એક ધીરવીર

ગ્નાતી હીતચીંતક અને વિદ્વાન પુરૂષ આપણી આ મહાન પ્રથમ પરીષદના પ્રમુખ પદને માટે મારા અને હું ધારું છું કે આપણા બંધુઓના અભીપ્રાય પ્રમાણે પુરેપુરા લાયક છે. પ્રીય બંધુઓ રાજ્ય નો કારભાર ફતેહમંદીથી ચલાવવામાં કાંઇ સંપૂર્ણ લાયકાત સમાપ્ત થતી નથી, પણ તેમની ખરેખરી યોગ્યતા તો તેઓ શ્રી આપણી ગ્નાતીના બાળકોને ઉંચ પ્રકારની કેળવણી લેવામાં જે જે પ્રકારની મુશ્કેલીઓ તઈ છે અને તેના પરીણામે આપણા ભાઇઓ વધારે આગળ વધી શકતા નથી તે બાબદનો પોતાને અનુભવ મળવાથી. આપણા ભાઇઓને કેળવણીમાં આગળ વધારવા જાહેર તેમજ ખાનગી રીતે પુષ્કળ મદદ આપે છે. તથા ગ્નાનીતાં હીત ઉત્તમ પ્રકારે જળવાય અને આપણી ગ્નાતી ઉન્નત દશાને શી રીતે પ્રાપ્ત થાય તે માટે પોતે નીરંતર પ્રયાસ કર્યા કરેછે.

ગ્રહસ્થો હું જાણું છું કે આપણી સમક્ષ અત્રે બીરાજમાત થયેલા અને મેં ટુંકમાં વર્ણવેલા ગુણ અલંકૃત નરના વચનામૃતનું પાન કરવાને આપ સર્વે ભાઇઓ અતી ઉત્કંઠીત હોવાથી આપ સાહેબોને વધારે વખત ખોટી નહી કરતાં હું દરખાસ્ત કરૂં છું કે શ્રી. મુરારજી આનંદજી તન્નાને આ કોનફરન્સના પ્રમુખ તરીકે નેમવા અને તે દરખાસ્ત મારી ખાત્રી છે કે આપ સર્વે બંધુઓ તાળીઓની ગરજનાથી વધાવી લેશો અને પરમાત્માની કૃપાથી મને પૂર્ણ ભરોંસો છે કે એઓ ભાઇ તે પદ સ્વીકારી આપણી આ મહાન પ્રથમ પરીષદનું કાર્ય નિર્વીઘ્ને પાર ઉતારી આપણુ ઉપર ઉપકાર કરશે. (તાળીઓ.)

મી૦ ત્રીભોવનદાસ ભુલાભાઇએ મહંત શ્રી હરીબાપા જલારામજીની ઓળખાણ કરાવતાં જણાવ્યુ કે તેઓ વીરપુરના મહારાજ શ્રી જલારામજી કે જેઓ જલાના અલા તરીકે ઓળખાય છે તેઓની ગા-

દીના વારસ છે તેઓ આ દરખાસ્તને ટેકો આપશે. (તાળીઓ.)

એ પછી ભગત શ્રી હરીભાઈ જલારામજીમાં દરખાસ્તને ટેકો આપતાં મી. તન્નાના ભલા ગુણેની સ્તુતી કરી હતી

ઉપલી હરખાસ્ત હાજર રહેલાઓએ તાલીઓના અવાજો વચે સાર કરી હતી અને મી. તન્નાએ તાલીઓના ભારે ગડગડાટ વચે પ્રમુખની ખુરશી લીધી હતી.

એ પછી દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાએથી તન્નાને પ્રમુખને ચાંદ પહેરાવ્યો હતો એ મી. તન્નાએ તાલીઓના અવાજ વચ્ચે પ્રમુખ સ્થાન લીધું હતું.

અતરે કોન્ફરન્સ બપોરે ચાપાણી લેવા માટે ઉઠી હતી.

બપોરે કોન્ફરન્સનું કામ ફરીથી શરૂ થતાં, ફોટોગ્રાફર મી. હીરા વેલાભાઈએ ફોતો લીધો હતો અને—

---

અધ્યક્ષ

## મુરારજી આણંદજી તન્નાનું ભાષણ.

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वंदे परमानन्दमाधवम् ॥**

---

**માન્યવર માનનીય બંધુઓ તથા સૌજન્યસંપન્ન સુશીલ બ્હેનો.**

દેશ દેશાવરનાં સુપ્રસીદ્ધ લોહાણા જ્ઞાતીબંધુએ અગ્રેસરો વિદ્વાનો

વક્તાઓ વિચારકો શુભચીંતકો વીગેરેની મોહમયી મુંબાઇ નગરીમાં એકત્ર થએલી આ પ્રથમ મહાન પરીષદના પ્રમુખપણાનું અપૂર્વ અને અનુપમ માન આ દીન દાસને આપવાની આપ સર્વેએ કૃપા કરી છે તે માટે અત્યંત આભારી છું પ્રમુખપદની દરખાસ્ત મુકનાર શ્રીયુત સદ્‌ગૃહસ્થ શેઠ મોશળજીભાઇએ મને ઉદ્દેશીને માન અર્હ શબ્દ ઉચ્ચાર્યા છે ને જે મહાન વિશેષણો વાપર્યાં છે. તે યદ્યપી મારીમીથ્યાભિમાનની વૃત્તિને ઉત્તેજિત કરનારાં છે, તથાપી વસ્તુત, એ સર્વ અતિશયોક્તિ ભરેલાં છે અને હું તેને પાત્ર નથી સાચા મહાપુરૂષોનું એક સ્વભાવિક લક્ષણજ એ છે કે પોતાની મહત્તા છુપાવી રાખી પોતે મહત્તાનો અસ્વીકાર કરી અન્ય લઘુ પુરૂષોને ગુરૂત્વનું આરોપણ કરી મોટા કરી બતાવવા આ નીયમને અનુસરીને મારા માટે જે કહ્યું છે તે માટે તેમનો પણ આભારી છું.

(૨) ઇશ્વરકૃપાથી આપણી બ્હોળી જ્ઞાતીમાં એવા અનેક અગ્રગણ્ય નરરત્નો બિરાજે છે. કે જેઓ મુકાબલો ન થઇ શકે તેટલે બધે અધિક અંશે મારા કરતા વિશેષ પ્રતિષ્ઠાવાન વિદ્યવાન બુદ્ધિવાન, નીતિવાન વિનયવાન સંપત્તિવાન, પરોપકારી વયોવૃદ્ધ, કાર્યકુશળ, અનુભવી, ઉદારચરિત, અને બીજા અનેક ઉત્તમ સદ્‌ગુણોથી સુયોજીત હોઇ, સમગ્ર જ્ઞાતિસમૂહને આભૂષણરૂપે શોભાવેછે; તેઓમાંના કોઇ સદ્‌ગૃહસ્થની આ ઉચ્ચ સ્થાને યોજના થઇ હોત, તો વ્યવહારદૃષ્ટિનો યોગ્યતા વધારે જળવાત અને કાર્યસિદ્ધિનો માર્ગ વધારે સરલ થાત. છતાં અનુભવ તથા જ્ઞાનની અલ્પતા, બુદ્ધિ તથા ખગની સૂક્ષ્મતા, પ્રતિષ્ઠા તથા સંપત્તિનો અભાવ એ વિગેરે અનેક અપૂર્ણતાઓપ્રતિ લક્ષ ન આપતાં આપ મુરબ્બીઓએ આ નમ્ર સેવકનેજ આ અપ્રતિમ માન આપવાનું

પસંદ કર્યુંછે, એ મારા પ્રત્યેના આપ સર્વના અપરિમિત સ્નેહ, અનન્ય મમતા, તથા અપૂર્વ કૃપાજનિત પક્ષપાતનુંજ પરિણામ છે એમ હું નિશ્ચય પૂર્વક માનું છું આ કૃપા આ મમતા અને આ સ્નેહને માટે યોગ્ય શબ્દોમાં ઉપકાર માનવા હું સમર્થ નથી માત્ર એટલુંજ કહી સંતોષ માનુંછું કે આપે એનાયત કરેલી પદવીને હું ગર્વ ઉત્પન્ન કરે તેવી અપૂર્વ, અપ્રતિમ, મૂલ્યવાન તથા દુર્લભ લેખુંછું અને એને માટે જીવિતપર્યંત હું આપનો ઋણી રહીશ.

(૩) પ્રિય બંધુઓ, આવી ગંજાવર મહા સભાના અધ્યક્ષપણાની જુમ્મેદારી કાંઇ ન્હાની સુની નથી મારા જેવા સાધારણ માણસના ગજા ઉપરાંતનું એ કામ છે છતાં–

**न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ।**

અર્થાત સત્કર્મપરાયણ પુરૂષ કદી પરાજયને પામતો નથી એ મહાન ભગવદ્‌વાક્યને પ્રમાણ ગણી કર્તવ્યબુદ્ધિને વશ થઇ આપ સર્વ મુરબ્બીઓની આજ્ઞાને હું આધીન થયોછું, અને એ ભાર ઉપાડવાનો સ્વીકાર કરવાનું મેં સાહસ કર્યુંછે, તે એવી ઉમેદથી કે કોનફરન્સના નિયામકો, જ્ઞાતિના અગ્રેસરો, હાજર થયેલા વિદ્વાનો તથા અન્ય સર્વ ભાઇઓ મારા દોષોને તથા અપૂર્ણતાઓને સુધારી લઇ શુદ્ધ અંતઃકરણથી અને ભ્રાતૃભાવથી નિરંતર મારી સહાયતામાં રેહેશે; અને મારી સદરહુ ઉમેદમાં મને નિરાશ નહિ કરો એવી આપને સવિનય પ્રાર્થના કરૂંછું સ્વજ્ઞાતિનું દાસત્વ તો મેં લાંબા સમયથી સ્વીકાર્યુંછે, અને આજના પ્રસંગથી એ દાસત્વનું બંધન અધિક બળવાન બનેછે. આપે સોંપેલું કાર્ય વિકટ છે, પણ મારી અલ્પ શક્તિ પ્રમાણે બનતી સેવા કરીશ.

(૪) આ સંબંધે મારે આપ મુરબ્બીઓ પાસે એક ફરીઆદ

નોંધાવવાની છે. મુંબઇમાં કોનફરન્સ ભરાયછે માટે મુંબાઇ બહારના કોઇ ગૃહસ્થને પ્રમુખસ્થાન આપવું એ વિચારથી આ યોજના થઇ છે ને મુંબઇ બહારના ગૃહસ્થ તરીકે મને પસંદ કર્યોછે, એવી કાંઇક વાત મારે કાને આવી છે. જો એમ બન્યું હોય તો મારે વિનયપૂર્વક પણ દૃઢતાથી કેહેવાની જરૂર છે કે હું પણ મુંબઇનિવાસીજછું, અને મુંબઇના હાલાઇ લોહાણા મહાણા મહાજનનો એક ગરીબ અગભૂત અને સેવક છું. મારો એ હક ભૂતકાળમાં મેં કદી છોડી દીધો નથી, વર્તમાન કળમાં છોડી દેતો નથી, ને ભવિષ્ય કાળમાં છોડી દેવાનો નથી જેમ બીજા કેટલાક ભાઇએ ધંધાર્થે મદ્રાસ, મલબાર, કલકત્તા, ઝંગબાર, આફ્રીકા વિગેરે સ્થળે જાયછે છતાં તેમનો એ હક છીનવી લેવામાં આવતો નથી, તેમ હું પણ ધંધાર્થે માત્ર થોડી મુદતને માટે ભાવનગરમાં નિવાસ કરૂં છું, નોકરીનો સમય અલ્પ કાળમાં સમાપ્ત થયે પાછો મુંબઇમાંજ સ્થાયી નિવાસ થવાનો છે, એટલે મારો એ હક છીનવી ન લેવાની મહાજન પ્રતિ મારી માન પૂર્વક પ્રાર્થના છે. અલબત જો થોડી મુદતને માટે બહાર નિવાસ છે એ વાતથી કોનફરન્સના નિયામકોએ પોતાના મનને સંતોષ આપ્યો હોય તો તેમાં મારે કાંઇ કેહેવાનું નથી.

(૫) પ્રસ્તુત કાર્યનો પ્રારંભ કરતાં પેહેલા શરૂઆતમાંજ કહેવાની જરૂર છે કે મહા પ્રતાપી બ્રિટીશ શેહેનશાહતના શીતળ છત્ર તળે આપણો આ આર્ય દેશ એક બાજુથી પરરાજ્યના તથા પરમુલકના હુમલાઓ અને બખેડાઓથી સુરક્ષિત થયો છે તેમ બીજી બાજુથી અંદરઅંદરના કલહ, કુસંપ અને કાપાકાપીથી મુક્ત થયોછે. એ અદ્દલઇનસાફી શેહેનશાહતના રાજ્યમાં સર્વ પ્રજા પોતાપોતાનો ધર્મ સ્વતંત્ર

નાથી પાળી શકેછે, પોતપોતાનો ધંધો નિયબંતાથી ચલાવી શકેછે, પોતપોતાના જાનમાલનું સ્વસ્થતાથી રક્ષણ કરી શકેછે, તથા પોતપોતાની ઉન્નતિનાં સાધનો સ્વેચ્છાનુસાર શોધી શકેછે આવા જગવિખ્યાત શેહેનશાહતની ઉમદા ઉદાર અને કૃપાળુ રાજ્યનીતિને પરિણામે આપણા દેશમાં કેળવણીનો અજોવાળો પ્રસ્તાવ થયોછે, વેપારઉદ્યોગની વિશેષ ખીલવણી થઇછે હુન્નરકળાની આવશ્યકતા તરફ લક્ષ દોરાયું છે. રાજ્યભક્તિ અને શાંતિરક્ષણની મર્યાદામાં રહીને જાહેર છાપાદ્વારા તેમજ જાહેર મંડળોદ્વારા રાજ્યકીય, સાંસારિક, ધાર્મિક, વ્યવાહરિક આદ્યોગિક વિગેરે દરેક પ્રકારના વિષયોની ચર્ચા ચલાવી વિચારોનો અદલોબદલો કરવાની તથા જ્ઞાન મેળવવાની અમૂલ્ય તકો પ્રાપ્ત થઇછે, ખરી રીતે જોઇયે તો આજના આપણા આ ભવ્ય મેળાવડાનું મળવું એ પણ સદરહુ ઉદાર રાજ્યનીતિના અમલમાં પ્રાપ્ત થયેલી કેળવણીનું અને તદનુસાર થએલા વિચારવિકાસનું એક સ્વાદિષ્ટ ફળ છે અને ટુંકામાં કહીએ તો પુરાણોક્ત રામરાજ્યને અનુસરતાં સર્વ સુખો અનુભવવાને આપણે ભાગ્યશાળી થયા છીએ. આવી મહાપ્રતાપી ઉદાર અને કૃપાળુ શેહેનશાહતનો અમલ આપણા દેશ ઉપર યાવચ્ચંદ્રદિવાકરો રહો અને નામદાર શેહેનશાહ બહાદુરને તથા સેહેનશાહ બાનુને અને તેમનાં રાજ્યકુટુમ્બને દીર્ઘાયુષ્ય સાથે સર્વ પ્રકારની રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થાઓ એવી શ્રી જગન્નિયંતા સર્વ શક્તિમાન પરમેશ્વર પાસે હું સવિનય પ્રાર્થના કરૂંછું, અને મારી ખાત્રી છે કે, આપ સર્વ એક મને તેમાં સામેલ થશો.

(૧) વિદ્વાન લેખક એડમન્ડ બર્કે કહ્યું છે કે, " પ્રજા વેપારવણજ કરવામાં કુશળ છે, તે રાજ્યદ્વારી બાબત માં ભાગ લેતી નથી,

ને તોફાનમસ્તીમાં સામેલ રહેતી નથી, કેમકે તે સમજે છે કે દેશની શાંતિમાંજ તેનો અભ્યુદય છે ને રાજ્યની સુવ્યવસ્થમાંજ તેની સલામતી છે. ” આ સુપ્રસિદ્ધ લખાણની સત્યતા આજના આપણા આ પવિત્ર સંમેલનથી સંપૂર્ણપણે સિદ્ધ થાય છે. આપની લોહાણા કોમ મુખ્ય ભાગે વેપારવણજના અગર વેપારવણજ સાથે સંબંધ રાખતા અથવા તેને મળતા ધંધામાં રોકાએલી છે, અને આજપર્યંત આપણી જ્ઞાતિના કોઇ ભાઇએ અનિચ્છનીય રાજ્યકીય ચળવળમાં લેશ પણ ભાગ લીધો હોય અગર તેમાં સામેલ થયો હોય એવું એક પણ દ્દષ્ટાંત મારા જાણવામાં નથી. એ વાતનો અને મગરૂરી સાથે નોંધ લેતાં મને આનંદ થાય છે. તથાપિ આ પરિષદ્‌માં કોઇ પણ રાજ્યકીય વિષય ચર્ચવાનો નથી, આ પરિષદ્‌નો હેતુ કોઇપણ રાજ્યકીય બાબતને સંબંધ રાખનારો નથી, આ પરિષદ્‌નો ઉદ્દેશ તો માત્ર જ્ઞાતિની ઉન્નતિને અર્થે ઔદ્યોગિક, સંસારિક, વ્યવહારિક, નૈતિક તથા કેળવણીને લગતી બાબતો ચર્ચવાનો છે, એ વાત શરૂઆતથીજ સ્પષ્ટ કરવામાં કોનફરન્સના નેતાઓએ ઘણું ડાહાપણ અને દીર્ઘ દૃષ્ટિ વાપર્યાં છે.

(૭) પૂજ્ય બંધુઓ, આજે આપણી લોહાણા જ્ઞાતિ પરત્વે સૂર્યનો ઉદય થયો હોય એવો અભાસ થાય છે; આ પચરંગી પાઘડી ફેંટા પેહેરીને, એક મતથી, એક દીલથી, એક ચિન્તવનથી, સમગ્ર જ્ઞાતિના અભ્યુદયની યોજનાંના વિચાર ચલાવવા અર્થે એકત્ર થએલા, જુદા જુદા દેશના, જુદી જુદી શાખાઓના, જુદી જુદી પ્રવૃત્તિઓના, કચ્છી, ઘોઘારી, હાલાઇ વિભાગોના વૃદ્ધો, યુવાનો, બાળકો, અગ્રેસરો પંડિતો, વિદ્વાનો, ધનવાનો ધનહીનો નિઃસાધનો, જુના વિચારવાળા

નવા વિચારવાળા મધ્યમ વિચારવાળા, એવા સર્વ પંક્તિના જ્ઞાતિબંધુના આવડા મોટા ભવ્ય તથા ગંભીર સમુદાયના દર્શનથી મારા હૃદયમાં જે અપૂર્વ અપરિમિત આલ્હાદની ઊર્મિઓ ઉભરાઇ રહી છે, તેનો યથોચિત્ ચીતાર આપવાને વાણી અસમર્થ છે. આપ સર્વે ભાઇઓ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપીને, અતિ પરીશ્રમ વેઠીને તથા પદરનાં નાણું ખર્ચીને અત્રે પધાર્યા છો અને આપના મુખ ઉપર અલૌકિક ઉલ્લાસ તથા આનંદ પ્રત્યક્ષ રીતે પ્રગટ થાયછે. એ સઘળાથી સીદ્ધ થતી આપની જ્ઞાતિ ભક્તિની તીવ્ર લાગણી માટે તથા એક સંપ થવાની સ્પષ્ટ થતી વૃત્તિ માટે હું આપને અભીવંદન કરૂ છું. અને આપને સવીનય વિનંતી કરૂ છું કે એવીજ ઉત્તમ લાગણીઓ તથા વૃત્તિઓ લક્ષમાં રાખીને વ્યક્તિવિશેષના તથા રાગદ્વેષનાં કારણોને કોરે મુકીને, સમગ્ર જ્ઞાતિહીતની એક સામાન્ય નેમ તરફ નજર રાખીને ઘટતી ગંભીરતાથી, સુનેહથી અને એક સંપીથી આ પ્રવીત્ર પરીષદ્નું શુભ કાર્ય ચલાવવામાં સામેલ થશો.

(૮) આપ સર્વના જાણવામાંજ છે, કે આ કોનફરન્સનો આરંભ એ કાંઇ એક દીવસનું વા એક વર્ષનું વા એક માણસના પ્રયાસનું પરીણામ નથી સુમારે પંદર વર્ષ પહેલાં માત્ર વીશ ઉત્સાહી ભાઇઓની એક સભાએ રાજકોટમાં લોહાણા બોર્ડીંગ હાઉસની સ્થાપના કરી ત્યારથી સમગ્ર જ્ઞાતીની કોનફરન્સના વિચારના બીજનું અંકુર ઉત્પન્ન થયું એમ કહીએ તો ચાલે ત્યારબાદ વીરપુરમાં પૂજ્ય ભક્ત શ્રી હરીબાઇ જલારામને ત્યાં પોરબંદરમાં શ્રીયુત્ ભાઇ ગોવિંદજી ડાહ્યાભાઇને ત્યાં અને રાજકોટમાં શ્રીયુત્ ભાઇ ગોરધનદાસ લાધાભાઇને ત્યાં ન્હાના ન્હાના સો બસો માણસોના મેળાવડા થયા હતા, પણ પછી એ

પ્રવૃત્તિ બંધ થઇ ગઇ હતાં એટલું તો ફળ થયું કે નીરાધાર બાળકોને કેળવણીનાં સાધનો કરી આપવા તરફ તથા તેનાં અંગનાં ન્હાનાં મોટાં મંડળો સ્થાપવા તરફ જુદા જુદા સ્થળોમાં જ્ઞાતિ ભાઇઓની વૃત્તિઓ જાગૃત થઇ અમરેલી પાસે ફતેહપુર ગામે એકવાર આસપાસનાં ગામોનાં ભાઇઓની એક કોનફરન્સ ભરાઇ હતી મહી રેવાના પ્રદેશમાં પણ એકાદ કોનફરન્સ ભરાયાનું સાંભળ્યું છે. પરંતુ એ બન્ને પણ ન્હાની અને સ્થાનિક હતી વખત જતાં આવા મોટા પાયા ઉપર સમગ્ર લોહાણા કોનફરન્સ ભરવા વિષે ચારે પાસથી ઇચ્છાઓ પ્રદર્શિત થવા માંડી ન્યુસ્પેપરોમાં ચર્ચાપત્રો આવવા લાગ્યાં ; ખાસ જ્ઞાતિ માટે લખાતાં માસીકો તથા ન્યુસ્પેપરોએ જન્મ લીધો કરાંચીના કેટલાએક ઉત્સાહી ભાઇઓએ તો એ સ્થળે પ્રથમ કોનફરન્સ ભરવાનાં આમંત્રણો સુદ્ધાં કહાડયાં ભાવનગર ખાતે રાજકોટમાં પણ કંઇક અંશે કોનફરન્સ ભરવાની ઇચ્છા બતાવવામાં આવી. પણ સઘળી બાબતોનો સમગ્ર વિચાર કરતા સમજુ અનુભવી અને દીર્ઘદર્શી સજ્જનોની સલાહ એક મતે એમજ પડી કે જ્યાં આપણી જ્ઞાતીના ત્રણે બાગોની સૌથી વધારે કૃપા છે જ્યાં આપણા જ્ઞાતી બંધુઓ ઉપર ઇશ્વરકૃપાથી લક્ષ્મીદેવીની સૌથી વધારે કૃપા છે, જ્યાં આપણી જ્ઞાતીના શીરોછત્રરૂપ મોટા મોટા મીલમાલેકો, પ્રવીણ વેપારીઓ પ્રતિષ્ટિત નાણાવટીઓ સદ્ધર્મના સેવકો વ્યવહાર કુશાગ્ર કાર્યવાહકો, માનપ્રદ પદ્વી ધારણ કરનારાઓ બુદ્ધિમાન શેઠીઆઓ અનુભવી અગ્રેસરો, સમજદાર હિતચિંતકો પરોપકારી જ્ઞાતીભક્તો ગુણવાન લેખકો, છટાદાર વક્તાઓ વિદ્વાન વકીલો બારીસ્ટરો, દાકતરો, એન્જીનીઅરો એ આદી મહા પુરૂષોનો વાસ છે એવી વિશાળ મોહમયી મુંબાઇ નગરીમાંજ જો પ્રથમ કોનફરન્સનો પ્રાયો

નમાય તોજ તેના ચિરાયુષ્યની ખાત્રી થાય અને તોજ તેની કાર્યસિદ્ધિ માટે સાનુકૂળતા મળે આ સલાહને અનુસરીને મુંબાઇના મહાજનના માનવંતા અગ્રેસરો પાસે એ વાત પત્રદ્વારા તેમજ રૂબરૂ વાતચીતમાં મુકવામાં આવી અને જો કે તેઓ સર્વેએ એ વિચારને પસંદ કરી પોતાની પૂર્ણ દીલાસોજી દર્શાવી તોપણ કેટલાક અનીવાર્ય કારણોને લીધે એ વીચાર અમલમાં મુકવામાં અણધાર્યો વિલંબ થયો અને છેવટે આપણે આજે આ મહા સભાના દર્શનથી પવિત્ર થવાને ભાગ્યશાળી થયા છીએ તેનું માન મુંબાઇનિવાસી આપણા કચ્છી ઘોઘારી તથા હાલાઇ મહાજનના અગ્રેસરોને ઘટે છે. અને તેમની જ્ઞાતી ભકિત તેમની પરોપકાર બુદ્ધિ તેમની કાર્યદક્ષતા તેમનો ઉત્તમ બંદોબસ્ત, તેમની નિરાભિમાનતા એ સર્વને માટે આ કોનફરન્સ તેમની આભારી છે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપીને તથા વેપાર ધંધો ચૂકીને આ પરીષદ્‌ની વ્યવસ્થા કરવા એ મહાજનોએ તથા તેમની કાર્યવાહી કમિટીઓએ જે અથાક પરીશ્રમ લીધોછે તથા મોટી મોટી રકમોના ખર્ચ કર્યા છે તે માટે આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે હું તો એટલું કહી શકું છું કે પરમ કૃપાળુ પરમેશ્વર તેમને એનો બદલો આપશે.

(૯) કોનફરન્સના ઉદ્‌ભવના આ ટુંકા વૃત્તાન્તમાં એક ઉપયોગી પુરૂષને વિસારી દઇ અન્યાય કર્યોછે, એમ આપને કદાચ લાગશે પણ તેમ નથી રા. રા. શ્રી કાનજી ઓધવજી હિંડોચાનું નામ કોનફરન્સના કોઇ પણ હિતેચ્છુથી વિસરી શકાય તેમ નથી. એ નામ તો લોહાણા કોનફરન્સના દફતરમાં કાયમને માટે સોનેરી અક્ષરે કોતરાએલું રહેશે. સજ્જનો વિદ્યાદેવી તેમજ લક્ષ્મીદેવી એ બંન્નેની પ્રસાદીથી

એનસીબ હોવા છતાં, એ ભાઇએ પોતાની તન્દુરસ્તીની પોતાના ધંધાની પોતાના પૈસાની તથા માનાપમાનની દરકાર રાખ્યા વિના અનેક કષ્ટો વેઠી વર્ષો સુધી દેશ દેશાવરમાં ફરી કોનફરન્સ સંબંધી વિચારોને કેટલા બધા ઉત્તેજિત કર્યા છે તે આપ સર્વના જાણવામાં છે. જ્ઞાતિની ડિરેકટરી કરવાનો પણ એ ભાઇએ પ્રયાસ કર્યોછે એ ભાઇની જ્ઞાતિ સેવાનું તો ખરી રીતે માપ જણાઇ શકે એમ નથી અને વસ્તુત; જોઇએ તો આ કોનફરન્સનું ઉત્પાદક કારણ તો એ ભાઇજ છે, એ ભાઇ એજ આપણને આજનો શુભ દિવસ દેખાડયોછે, એટલે એ ભાઇનેજ આપણને આજનો શુભ દિવસ દેખાડયોછે. એટલે એ ભાઇને એનું સંપૂર્ણ માન ધટેછે વિદ્વત્તા ધન આદિ બળવાન શક્તિઓની સહાયતા વિના પણ સચોટ શ્રદ્ધાથી અસંકુચિત આગ્રહથી અને નિરપેક્ષ સ્વાર્થત્યાગથી પુરૂષ કેટલું મોટું કાર્ય સાધી શકે છે, તેનો આ એક મૂર્તિમાન દાખલો છે. એ ભાઇની સેવાની કદર કરીને તેમને એક સુવર્ણનો ચાંદ એનાયત કરવાનો અને એક નાણાંની થેલી ભેટ આપવાનો કોનફરન્સ કમિટીએ જે નિશ્ચય કર્યોછે તે સર્વાંશે સ્તુતિપાત્ર છે. અને એ ચાંદનો ખર્ચ પોતાના પદરથી કરનાર શ્રીયુત્ શેઠ ખીમજી દયાળની ઉદાર વૃત્તિ તથા ગુણગ્રાહકતાને સેંકડો ધન્યવાદ ધટે છે.

(૧૦) માન્યવર મિત્રો કોનફરન્સ ભરવાના વિચારને ઉદ્દેશીને કેટલીએક દિશાએથી એમ સાંભળવામાં આવ્યુંછે કે આપણી લોહાણા જ્ઞાતિ કેળવણીમાં, જ્ઞાનમાં, કળાકૌશલ્યમાં, વિચારવિકાસમાં, કાર્યવાહીપણામાં એક સંપીમાં અનેક અને વિષયોમાંએટલી બધી પછાત છે કે હજી તે આવી પરીષદ ભરવાને પરીપકવ નથી, અને એનો સમય હજી આવ્યો નથી આ આ ક્ષેપ લાવનારાઓને પ્રથમ તો માનપૂર્વક એ સવાલ પુછવો જોઇએ કે, આપના કહેવા

પ્રમાણેની સ્થિતિ સત્ય છે એમ તકરારને ખાતર કબુલ કરીએ. તોપણ શું હાથ જોડી ઘરને ખુણે બેસી રહે પોતાનીમેળે ઉકત સ્થિતિ સુધરી જશે અને ઉક્ત પછાતપણું ટળી જશે એવી આપ ઉમેદ રાખોછો; બીજી અગર વધેલી કોમના દાખલા લઇને ઉકત વિષયોમા આપણા ભાઇઓ વેહેલા આગળ વધે અને ઉકત પછાતપણું દૂર થાય એવા ઉપાયો યોજવાનું શું દરેક સમજુ ને ડાહ્યા જ્ઞાતીબન્ધુનું કર્તવ્ય નથી? ને છેતો એ કાર્ય સાધવાને સારૂ આવી પરિસદ કરતાં શ્રેષ્ઠ સાધન બીજું કયું છે. !

(૧૧) પરંતુ કોનફરન્સને માટે આપણા હજી પરિપકવ અને તૈયાર થયા છીએ કે નહી એ પ્રશ્નનું ખરેખરૂં અને સંપૂર્ણ સમાધાન તો આ આજના ભવ્ય મેળાવડાથીજ થઇ જાય છે, કચ્છી, ઘોઘારી. હાલાઇ એ ત્રણે વિભાગના સર્વ પંક્તિના ભાઇઓથી એક દીલથી. એકમતથી એકસંપથી, જ્ઞાતી સુધારણાનું કામ કરવા અર્થે લાંબી મુસાફરી કરી આટલી મોટી સંખ્યામાં અત્રે પધારી કોનફરન્સના કામમાં ભાગ લેવા માટે જે ઉમંગને ઊત્સાહ બતાવ્યો છે, તેજ સીદ્ધ કરી આપેછે, કે કોનફરન્સ ભરવાને આપણી જ્ઞાતી પરીપકવ નથી એમ કહેવાનો માર્ગ નથી પ્રિય બંધુઓ હું આપને એમ પુછું છું કે બ્રાહ્મણ, વૈસ્ય કાયસ્થ ભણસાળી. કણબી. પાટીદાર, એ વિગેરે ઉંચી તથા મધ્યમના જ્ઞાતીઓની વાત બાજુ ઉપર રાખતાં પણ મોચીઓની કોનફરન્સ કોળીઓની કોનફરન્સ ! ભીલ્લોની કોનફરન્સ ! ઢેઢઓની કોનફરન્સ ! અને ગુજરાતમાં ગોલાઓની કોનફરન્સ ! અને હજામોની કોનફરન્સ ! ભરાય છે, તો શું આપણે એ ઉતરતી જ્ઞાતીઓ કરતાં પણ વધારે પછાત છીએ એમ માનવા આપ તૈયાર છો ? હું

નથી ધારતો કે આ વિષય પરત્વે આર્થ. વિશેષ કોઇ કહેવાની જરૂર હોય લોહાણા જ્ઞાતીનો અભ્યુદય ભલે ન થાય લોહાણા ભાઇઓને કેળવણીના લાભ ભલે પ્રાપ્ત ન થાય તેઓ ભલે મુર્ખ રહે બીજી સમાન દરજ્જાની જ્ઞાતીઓ કરતાં લોહાણા જ્ઞાતી ભલે પશ્ચાત પડી જાય તેની આજ છે, એના કરતાં પણ વધારે અધોગતી ભલે થાય–આવી બુદ્ધિપૂર્વક ઇચ્છા કોઇ પણ લોહાણા ભાઇની હોય એમ માનવાની હું સાફ ના પાડું છું અને એવી માન્યતાને આધારે મારી ટુંકામાં વિનતી એટલીજ છે કે પ્રત્યેક જ્ઞાતી બંધુની—પછી તે વૃદ્ધ હો યુવાન હો કે બાળક હો, ધનવાન હો નીર્ધન હો કે રંક હો શેઠ હો નોકર હો કે મજુર હો, વેપારી હો અમલદાર હો કે વકીલ હો સાક્ષર હો કે નીરક્ષર હો કે અજ્ઞાન હો શ્રેષ્ઠ હો મધ્યમ હો કે કનીષ્ઠ હો —એ દરેકની એક સરખી ફરજ એ છે કે આ પરીષદ્‌માં અંતઃકરણ પૂર્વક ભાગ લેઇ પોતાના તન મન ધનથી જેટલી બને તેટલી સહાયતા કરવી એટલુંજ નહિ પણ જે ભાઇઓ શ્રીમંતાઇમાં શેઠાઇમાં અગ્રેસરપણામાં વેપારરોજગારમાં, માનાધીકારમાં, રાજ્યાધીકારમાં, વિદ્યાધીકારમા, પંડીતાઇમાં, નીતીવત્તામાં, ધર્મપરાયણતામાં, બુદ્ધિબળમાં અપર હરકોઇ વિષયમાં બીજા ભાઇઓ કરતાં શ્રેષ્ટ આગળ વધી ગયેલા અને અગ્રણી હોય, તેમની તો આવા કાર્યમાં પ્રવૃત્તિ કરવાની વિશેષ ફરજ શાસ્ત્રમા ફરમાવી છે. કેમકે સૃષ્ટિનો નીયમજ એવો છે કે **यद्यदाचरतिश्रेष्ठस्तत्तदेवेतरोजनः। स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥** અર્થાત શ્રેષ્ટ અને મહાન પુરૂષો જેવું આચરણ કરે છે તેનો દાખલો લેઇને અન્ય પુરૂષો તેમની પાછળ પાછળ ચાલી તેમના જેવુંજ આચરણ કરતાં શીખે છે. એટલે જે પ્રમાણમાં અને જેટલી જેની શ્રેષ્ટતા

અને મહત્તા તેજ પ્રમાણુમાં અને તેટલી તેની જનહીતનાં સત્કર્મોમાં આગળ પડતો ભાગ લઇ જનસમુહને સન્માર્ગે સંચરવાનો દાખલો બેસારવાની શાસ્ત્રીકીન જુમ્મેદારી છે પ્રમાદ આલસ્ય અભિમાન અલ્પાવકાશ અગર એવાંજ બીજા કારણોને લીધે કદી કોઇ એમ મને વાળવા માગે કે કરવાવાળા તો બીજા ઘણા છે હું એકલો ભાગ નહી લઊં તો શું અટકી પડવાનું છે તો કાર્ય તો પોતાના નીર્મીત ધર્મ પ્રમાણે તો થવાજ કરશે તો એ પણ ઉચીત નથી. શ્રેષ્ટતા, મહત્તા, અગ્રેસર પણા અને ઐશ્વર્યના અંગમાં રહેલી ઉપરોકત જુમ્મેદારીની મર્યાદા એવી સાંકડી છે એમ સમજવું નહી કેમકે સૃષ્ટિમાત્રના નીયામક સર્વશક્તિમાન સર્વાંશે સંપુર્ણ ત્રિલોકના નાથ આપોઆપ શ્રી ભગવાન જે કે શ્રેષ્ટ કરતાં પણ શ્રેષ્ઠ અને ઇશ્વરના પણ ઇશ્વર છે, તે પોતે પણ પોતાની એ જુમ્મેદારીનો સ્વીકાર કરે છે. અને પોતે ત્રીલોકમાં કાંઇ કર્તવ્ય કર્મ ન છતાં કાંઇ અપ્રાપ્ત કરવાનો પ્રસંગ ન છતાં માત્ર જનકલ્યાણને અર્થે પોતે કૃપાવંત થઇ કર્મ કરવામાં પ્રવર્તે છે પોતે શ્રી મુખેજ કહે છે, કે—

કેટલીક બધી આ મોટાઇ ! કેટલી બધી આ પ્રભુતા ! કેટલી બધી આ કૃપાવંતતા કેટલી બધી આ લોકવત્સલતા ! કેટલી બધી આ સ્વજન ભક્તિ ? મારા ઇશ્વરવાદી ભક્તિપરાયણ ભાઇઓ ગણુસ જાતનાં દૃષ્ટાંતની અને માણુસ જાતના ઉપદેશની આપ ગમે તેટલી ઉપેક્ષા કરો પણ ખુદ સર્વેશ્વર જગતપિતાની આ આજ્ઞાને આપ અવશ્ય માનનીય ગણુશો તેના આ ઉપદેશને આપ સર્વાંશે સ્વીકાર શો અને તેના આદર્શોનું આપ દૃઢતાથી અનુકરણુ કરશો એવી મારી નમ્ર પ્રાર્થના છે રસ્ક્ વૉલ્ડો ટ્રાઇન નામનો પ્રસિદ્ધ તત્વવેત્તા કહે છે

" The greatest greatness and the only true greatness in the world is unselfish love and service and self devotion to one's fellow-men ": એટલે કે પોતાના જાતભાઇઓપ્રતિ નિઃસ્વાર્થપ્રેમ અને ભક્તિપરાયણતા તથા તેમની નિરપેક્ષ સેવા, એજ આ સંસારમાં મોટું અને સાચામાં સાચું ઐશ્વર્ય છે.

(૧૨) કેટલાંએક સંભવિત શંકાઓનું સમાધાન આસ્થળે કરવું અનુકુળ પડશે, કહેશે તે? અમારા શેહેરની વસ્તીને અનુકુળ લાગતો હોય એવો કોઇ જુનો રિવાજ કહાડી નાખવાનું કોનફરન્સ કેહેશે તો? અમારી અનુકૂળતા પ્રમાણે અમે કણબી વિગેરે કોમ સાથે પાણી-વ્યહાર રાખતા હોઇએ તે બંધ કરવાની કોનફરન્સ ફરજ પાડશે તો? મૃત્યુ પછવાડે દેખા દેખીથી મોટે ખર્ચે જમણવાર કરવાનો રિવાજ બંધ કરવાની કોનફરન્સ ફરજ પાડશે તો? અથવા યુવાન માણસના મૃત્યુ પાછળ તો જમણવાર નજ કરવો એવો પ્રબંધ કરશે તો! વેવીશાળ તોડીને કન્યા બીજે આપી દેવાનો રિવાજ કહાડી નાખવાનું કોનફરન્સ કેહેશે તો! કન્યા વિક્રયનો ચાલ તજી દેવા કોનફરન્સ ધારો ઘડશે તો? એક ધણી જીવતો પરણીલી સ્ત્રી બીજાના ઘરમાં બેસે એ રિવાજ છોડીદેવાનો કોનફરન્સ આગ્રહ કરશે તો! એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી કરવાનો ચાલ નાબુદ કરવાની કોનફરન્સ ફરજ પાડશે તે! પરણેલાં સ્ત્રી પુરૂષ ધરની જેને સંતતી હોય એવી વિધવાએ ઘરઘરણું કરવું નહિ એવો કોનફરન્સ ધારો ઘડશે તો! અમુક ઉમ્મરે પોહોંચ્યા પછીજ બાળક બાળકીઓનાં લગ્ન કરવાં. તથા અમુક ઉમ્મર ઉપરના વૃદ્ધ પુરૂષોએ લગ્ન નકરવાં એવો કોનફરન્સ કાયદો કરશે તો!

વેવીશાળને પ્રસંગે આપવાના પલ્લાં અથવા ચડાવવના દાગીના બાબતમાં કોનફરન્સ કાંઇ પ્રબંધ કરશે તો ? ફટાણું એટલે અમર્યાદ ગીતો ગાવાનો ચાલ કોનફરન્સ બંધ કરશે તો! શુભ અવસરયોગે ખારેક, સોપારી નાંળીએરને બદલે રોકડ નાણું આપવાનો વધી પડેલો રિવાજ કહાડી નાખવાનું કોનફરન્સ કેહેશે તો ? કન્યા વિક્રયનો ચાલ તજી દેવા કોનફરન્સ ધારો ઘડશે તો ? એક ધણી જીવતો છતાં પરણેલી સ્ત્રી બીજાના ઘરમાં બેસે એ રિવાજ છોડીદેવાનો કોનફરન્સ આગ્રહ કરશે તો ? એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી કરવાનો ચાલ નાબુદ કરવાની કોનફરન્સ ફરજ પાડશે તો ? પરણેલાં સ્ત્રી પુરૂષ પરસ્પર ખુશાથી છુટાછેડા કરે એ વહિવટ નિર્મૂળ કરવા કોનફરન્સ કાનુન કરશે તો ? પેહેલા ઘરની જેને સંતતિ હોય એવી વિધવાએ ઘરઘરાગ કરવું નહિ એવો કોનફરન્સ ધારો ઘડશે તો ? અમુક ઉમ્મરે પોહોંચ્યા પછીજ બાળક બાળકીઓનાં લગ્ન કરેલાં તથા અમુક ઉમ્મર ઉપરના વૃદ્ધ પુરૂષોએ લગ્ન ન કરવાં એવો કોનફરન્સ કાયદો કરશે તો ? વિવાહ વેવીશાળને પ્રસંગે આપવાનાં પલ્લાં અથવા ચડાવવાના દાગીના બાબતમાં કોનફરન્સ કાંઇ પ્રબંધ કરશે તો ! ફટાણું એટલે બીભત્સ ગીતો ગાવાનો ચાલ કોનફરન્સ બંધ કરશે ? શુભ અવસરોએ ખારેક સોપારી નાળીએરને બદલે રોકડ નાણું આપવાનો વધી પડેલો રિવાજ કહાડી નાખવાનું કોનફરન્સ કેહેશે તો ? લગ્ન વિગેરે માંગલિક પ્રસંગે રામજણીઓના નાચ ન કરવાનું કોનફરન્સ કેહેશે તો ? કચ્છી ઘોઘારી હાલાઇ એ ત્રણે વિભાગોમાં પરસ્પર કન્યા લેવા દેવાનો વ્યવહાર છુટથી કરવા વિષેનો કોનફરન્સ કાયદો કરશે તો ? કચ્છી ભાઇઓને ઘોઘારી ભાઇઓને અગર હાલાઇ ભાઇઓને અમે ન્યાતનું નોતરૂં દેતા નથી તે દેવા-

ની કોનફરન્સ ફરજ નાખશે તો ? જમણુવારમાં અબોટીઆં પહેરીને આવવું એવો કાયદો કોનફરન્સ કરશે તો ? લગ્નાદિ સંસ્કારો બરાબર શાસ્ત્ર વિધિથી કરવાનો કોનફરન્સ આગ્રહ કરશે તો ? અમારા પુરાતની અને પૂજ્ય ગોર જે શારસ્વત બ્રાહ્મણો તેને વિદ્યાભ્યાસના કામમાં તથા શસ્ત્રોક્ત વિધી પુર્વક કર્મકાંડ કરાવવાનું શિક્ષણ લેવાના કામમાં મદદ કરવાની કોનફરન્સ આજ્ઞા કરશે તો ? અથવા એ લાગાની રકમમાંથી કાંઇ હિસ્સો કોનફરન્સ માગશે તો ? અથવા એ લાગામાં કાંઇ કમીજાસ્તી કરવાનું કેહેશે તો ? મહાજનના ઉપરીપણાનુ કામ બાંધેલા ધારાધોરણસર અને વ્યવસ્થિતરીતે ચલાવવાનું કોનફરન્સ અમને ફરમાણુ કરશે તો ? અમારી પરંપરાથી ચાલતી આવેલી શેઠાઇમાં કોનફરન્સ કોઇ પ્રકારની દખલગીરી કરશે તો ? અમારા ગામનાં તેત્રીસ તડાં છે તે સર્વે એ એકત્ર થઇ જવું એવી કોનફરન્સ ફરજ પાડશે તો? મહાજનનું કામ એક વ્યક્તિથી ન ચલાવતાં કમિટીથી ચલાવવાની કોનફરન્સ ફરજ પાડશે તો ? અમે અમુક માણુસને વિનાવાંક અથવા વિના તપાસે અથવા અધુરી તપાસે ન્યાત બહાર મુકયો તે બાબતમાં કોનફરન્સ અમને ઠપકો આપશે તો ? અમુક માણુસની સ્ત્રી ઘર વસાવતી નથી તેની ફરીઆદ અમે સાંભળી નથી અથવા સાંભળવામાં ઢીલ કરી છે તે બાબતમાં કોનફરન્સ ઠપકો આપશે તો ? મૈયત પાછળ રડવાકુટવાનો તથા મોં વાળવાનો ચાલ કોનફરન્સ બંધ કરાવશે તો ? મૈયત પછવાડે પેહેરામણી આપવાનો ચાલ મુકીદેવાનું કોનફરન્સ ફરમાન કરશે તો ? અમારાં છોકરા છોકરીઓ નિશાળે મોકલવાની અંગ્રેજી ભણાવવાની કોનફરન્સ ફરજ પાડશે તો ? વિદ્યાભ્યાસ, વેપાર અગર પર્યટનને અર્થે પરદેશગમન કરનાર ભાઇની સાથે છુટથી પંક્તિવ્યહાર રાખવાનું

કોનફરન્સ ફરમાન કરશે તો ? બોર્ડીંગોને મદદ કરવાની અગર લોહાણા-
મિત્ર તથા લોહાણા સમાચારના ગ્રાહક થવાની કોનફરન્સ ફરજ પાડશે
તો ? આવતા વર્ષની બેઠક અમારે ગામે ભરી તેનો ખર્ચ અમારે
ઉપાડવો એવી ફરજ કોનફરન્સ નાખશે તો ? આવી શંકાઓ લાવવાનો
અને આવી આવી ભીતીઓ રાખવાનો તો અવકાશ કોનફરન્સના કુશળ
કાર્યવાહકોએ રેહેવા દીધો નથી, કેમકે તેમણે ગંભીર ડહાપણ અસાધા-
રણ દીર્ઘદૃષ્ટિ તથા સવેળાની સમયસૂચકતા વાપરીને શરૂઆતથીજ
એવો સરક્યુલર પ્રસિદ્ધ કર્યો છે કે કોઇ વકતાના વિવેચનમાં પણ શહેર
કે પ્રગણાના શેઠીઆઓ અથવા અગ્રેસરો તરફથી ચાલતા વહીવટ કે
રિવાજ વિષે અથવા કોઇ અમુક વ્યક્તિના ગૃહસ્થ કે ગૃહસ્થોના કામ-
કાજ સંબંધી અંગત ટીકા વા આક્ષેપ કરવાની બાબત નજ આવવી
જોઇએ તોપણ પુનરપિ હું આપને અરજ કરૂંછું કે આ સભામાંથી ગેર-
હાજર રહેલા કોઇ ગૃહસ્થોના મનમાં કદી ભૂલથી અગર સમજફેરથી
એવી કાંઇ શંકાઓ ઉત્પન્ન થવા પામતી હોય તો તે કહાડી નાખવાનો
આપ મેહેરબાનીથી પ્રયાસ કરશો. કોનફરન્સના હેતુઓ શું શું છે,
તેમાં શું શું કાર્યો કરવાના છે, તેમાં શું શું ઠરાવો થઇ શકશે, અને
તેના અધિકારની મર્યાદા કેટલી છે, એ સર્વ વસ્તુઓનું સવિસ્તર વિ
વેચન આ ભાષણમાં હવે પછી આવશે પરંતુ અત્રે તો હું માત્ર એટ
લુંજ કેહેવા માગુંછું કે કોઇ ગામ શહેર કે પ્રગણામાં ચાલતા રીતરિવાજ
અગર વહિવટમાં ફેરફાર કરવાની ફરજ પાડવાનો આ કોનફરન્સનો અ-
ધિકાર નથી, કોઇ કર કે લાગા નાખવાનો અગર તેમાં વધઘટ કરવાનો
કે હિસ્સો માગવાનો આ કોનફરન્સનો અધિકાર નથી, કોઇનીશેઠાઇમાં
અગ્રેસરપણામાં અગર હુકમા દખલગીરી કરવાનો આ કોનફરન્સનો અ-

ધિકાર નથી, કોઇ મહાજનને માટે કાયદાકાનુન બાંધવાનો અગર તેના ચાલતા ધારાધોરણ કે વ્યવસ્થામાં ફેરફાર કરવાનો આ કોનફરન્સનો અધિકાર નથી કોઇ મહાજન, શેઠ અગર અગ્રેસર ઉપરની અંગત ફરી આદો તથા આક્ષેપોમાં ઉતરવાનો આ કોનફરન્સનો અધિકાર નથી, કોઇ તડાંની તકરારમાં પેસવાનો આ કોનફરન્સનો અધિકાર નથી, આપણા પુજનીય શ્રીસારસ્વત બ્રાહ્મણોના ગોરપદામાં, મનાતા હકોમાં અગર તેમને અપાતા લાગાટકામાં વચ્ચે આવવાનો આ કોનફરન્સનો અધિકાર નથી કોઇ મહાજન શેઠ અગર અગ્રેસરને ઠપકો આપવાનો અથવા તેના વહિવટમાં વ્યવસ્થામાં ઇનસાફમાં કે બીજા કોઇ કામમાં ખામી કહાડવાનો આ કોનફરન્સનો અધિકાર નથી.

અને ટુકામાં કહીએ તો ફરજની રીતે બંધનકારક થાય એવા કોઇપણ કાયદાકાનુન કે ઠરાવો કરવાનો આ કોનફરન્સનો અધીકાર નથી. ઉપરોકત અધીકાર તો જ્યાં જ્યાં જેના જેના જેવા અને જેટલા છે ત્યાં ત્યા તેના તેના અને તેટલાજ રેહેશે એ સંબંધે સંપુર્ણ નિર્ભયતા રાખવી. કોનફરન્સનો ઉદેશ તો માત્ર એટલોજ રેહેશે. એ સર્વ સ્થળે વસનારો સમગ્ર જ્ઞાતિસમાજના ચુનંદા અને ચતુર સજ્જનોનું સંમેલન કરી કુસંપનો વિશ કરવાનો સંપની અભિવૃદ્ધિ કરવાનો. તથા પરસ્પર પ્રીતિ વધારવાનો માર્ગ ખુલ્લો કરી આપવો. અને સમસ્ત જ્ઞાતિમંડળને સર્વસામન્ય તથા લાગુ પડતી હોય એવી ધર્મિક નૈતિક. સાંસારિક. વ્યવહારિક ઔદ્યોગતિ અને કેળવણીની બાબતો વિષે વિચાર ચલાવી સર્વાનુમતે અભ્યુદયને વિઘ્નકારક જણાય એવી ખામીઓ અને રીત- રિવાજો તરફ, તથા ઉન્નતિને સહાયકારક જણાય એવી વસ્તુઓ યોજનાઓ અને સુધારાઓ તરફ. અત્રે એકઠા થએલા ભાઇઓનું. ધ્યાન

ખેંચવું. અને તેમાંથી પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પોતપોતાની પાત્રતા પ્રમાણે અને પોતપોતાની ઇચ્છા પ્રમાણે સાર વસ્તુને ગ્રહણ કરવાનીતથા અસાર વસ્તુનો ત્યાગ કરવાની સૌને તક આપવી. કે જેથીકરીને જ્ઞાતિ-સુધારણાતથા જ્ઞાતિ ઉન્નતિનાં કાર્યો તરફ ભાઇઓની લાગણીઓ જાગૃત અને ઉત્તેજીત થાય. અને જેમનીમરજીહોય તેમને સન્માર્ગે પ્રેરણાથાય. એક બે દૃષ્ટાંત આપવાથી આ વાત વધારે સ્પષ્ટપણે સમજાશે. ધારો કે કોનફરન્સમાં બાળલગ્ન બાબતની ચર્ચા થઇ. ને સૌનો મત એમ થયો કે ન્હાની ઉમ્મરનાં બાળકોના ગળામાં લગ્નની ધોંસરી નાખવાથી તેમની શરીરસંપત્તિ બગડેછે. તેમના માનસિક વિકાસનો પ્રતિરોધ થાયછે. તેમનો સંસાર દુઃખરૂપ થાયછે. અને તેમની પ્રજા દુર્બળ થાયછે. તો એ સબંધે કોનફરન્સમાં તો માત્ર એટલોજ ઠરાવ થશે કે ઉકત કારણોથી જ્ઞાતિહિતને ખાતર તેમજ બાળકોના પોતાના હિતને ખાતર તેમને ખાતર તેમને અમુક વય સુધી બ્રહ્મચર્ય પળાવવું સલાહકારક છે એવો આકોનફરન્સનો મત પ્રમાણે અમલ કરવાની કોઇ ન્યાતના ઉપર અગર કોઇ ભાઇના ઉપર ફરજ નાખવાનો અધીકાર નથી. એ ઠરાવ પ્રમાણે કેટલેહદરજ્જે વર્તવું તે પ્રત્યેક ભાઇની સ્વતંત્ર મુખત્યારીની વાત છે. પણ ધારો કે એ વિષયની ચર્ચા ઉપરથી અગર વકતાઓએ બતાવેલ વિચારો ઉપરથી અગર સૌ ભાઇઓના થયેલા એકમત ઉપરથી કોઇ ભાઇના મન ઉપર આવી સચોટ અસર થઇ કે "આ બધા દેશ દેશાવરના ડાહ્યા, ચતુર, સમજુ અને અનુભવી ભાઇઓ જે મત ઉપર આવ્યા છે તે સાચો લાગે છે. ન્હાનપણમાં બચ્ચાંઓને પરણાવી દેવામાં અમે પોતાના પગમાં પોતાને હાથે કુહાડો માર્યા બરાબર કરીએ છીએ, એમાં અમારાં બચ્ચાંઓને, અમારા કુટુંબને, અમારા કુળનેતથા

અમારી જ્ઞાતિને ઘણું નુકશાન થાય છે, આજ સુધી અમે અંધારામાં રહીને અમારો પોતાનો સ્વાર્થ સમજ્યા નહિ એ અમારી મોટી ભૂલ છે, અમારા હિતની આ વાત ઉપર અમારૂં લક્ષ દોરી અમારે ગળે ઉતારી તે માટે આ મહાદેવી કોનફરન્સનો આભાર માનવો જોઇએ, અમને તો એ વાતની સત્યતા હવે હાડોહાડ ઉતરી ગઇ છે, માટે અમે તો આજથી અમારા બાળકોને ભણાવીગણાવી મોટા કરશું, તેમના શરીરનો બાંધો મજબૂત થવા દઇશું, તથા છોકરાને ૧૮ વર્ષની ઉમ્મર પેહેલાં અને છોકરીને ૧૩ વર્ષની ઉમ્મર પેહેલાં કદી પણ પરણાવવાના નથી; એટલુંજ નહિ પણ અમારા ગામના મહાજનને પણ આ બાબતના ફાયદા બરાબર સમજાવી અમારા ગામમાં બધા એ પ્રમાણે વર્તે એવો ઠરાવ કરાવીશું"—આ પ્રકારની અસર જો કોઇ ભાઇના મન ઉપર થઇ, અને તે પોતાની સ્વતંત્ર મુખત્યારીથી ઉપરોક્ત રીતિએ વર્તવાનો નિશ્ચય કરે, તો તે તેની મરજીની વાત છે. અને કોનફરન્સ તો એટલે અંશે પોતાના કર્તવ્યનું સાફલ્ય થયું એમ માનશે. વળી એમ ધારો કે અત્રે એકત્ર થએલા દેશદેશાવરના ભાઇઓના રીતરિવાજો નજરે જોઇને, તેમના પ્રત્યક્ષ પરિચયમાં આવીને, તથા તેમની સાથે પરસ્પર વાર્તાલાપ કરીને, કોઈ ભાઇના મન ઉપર એવી સજ્જડ અસર થઇ કે, "લોહાણા જેવી શ્રેષ્ઠ જ્ઞાતિના અમે અંગભૂત હોવા છતાં અમારા આચારવિચાર તેને ઉચિત નથી, બીજા ભાઇઓના આચારવિચાર છે તે પ્રમાણે અમારે પણ સુધારા કરવા એ અમારા મનમાં વ્યાજબી લાગે છે, માટે અમે તો એવા નિશ્ચય ઉપર આવ્યા છીએ કે કાલથીજ જમણવારમાં અબોટીઆં પેહેરીને જવાનો, સરખી પંક્તિએ બેસી જમવાનો, અને બીજા શુદ્ધ આચાર પાળવાનો ઠરાવ કરીશું"—

તો તેમ કરવા તે ભાઇ મુખત્યાર છે, અને એમાં પણ કોનફરન્સ પોતાના પ્રયાસનું સાર્થક થયું માનશે. હું ઉમેદ રાખું છું કે આ ટુંક વિવેચનથી સર્વ ભાઇઓની ખાત્રી થઇ હશે કે કોનફરન્સમાં સામેલ થવાથ કોઇ ભાઇના હકકને, અધિકારને અગર સ્વતંત્રતાને કોઇપણ પ્રકારની હાના પોહોંચવાનો, અથવા તેમાં કોઇ રીતની ન્યુનાધિકતા થવાનો, તથા કોઇપણ જાતનું ફરજીઆત બંધન કોઇને માથે પડવાનો. ભય રાખવાનું કિંચિદપિ કારણ નથી.

(૧૭) સુજ્ઞ સ્વજનો, કેટલીક વાર એમ પણ પ્રશ્ન ઉઠાવવામાં આવ્યાનું સાંભળ્યું છે કે કોનફરન્સ ભરવાની શું જરૂર છે? કોનફરન્સ ભરવાથી શું ફળ? માત્ર ત્રણ દિવસના તમાશાને માટે આવડી મોટી રકમ શા માટે ઉડાવી દેવી? આ બધાના રદીઆ અમુક અંશે ઉપર આવી ગયા છે. પરંતુ વિશેષમાં કેહેવાની રજા લઉં છું કે સમૂહનાં જે કામ છે તે તો સમૂહથીજ સિદ્ધ થઇ શકે છે, એવાં કામ કોઇ એક યા થોડી ઘણી વ્યક્તિઓથી પાર ઉતારી શકાતાં નથી. કાથીના ફકત એક રેસામાં કાંઇ પ્રાબલ્ય હોતું નથી, એક ન્હાનું બાળક પણ તેને તોડી શકે છે ને પવનની રહેજ લેહેર આવતાં તે ઉડી જાય છે, પણ એવાજ અનેક રેસા એકત્ર કરી શીંદરી બનાવવામાં આવે ત્યારે તેનું જોર વધી જાય છે, અને જ્યારે એવી અનેક દોરડીઓને એકત્ર કરી જાડું દોરડું બનાવવામાં આવે છે ત્યારે તે એટલું બધું બળવાન બને છે કે મદોન્મત્ત હાથીને પણ બંધનમાં રાખવા તે સમર્થ થાય છે. આ દાખલા પ્રમાણે જ્યારે અનેક દેશોના ડાહ્યા સમજુ અને અગ્રેસર જ્ઞાતિભાઇઓ એકસંપથી એક બીજાની સાથે મળીને પરસ્પર પ્રીતિ રાખીને જ્ઞાતિજાતિના એક સામાન્ય નિશાનથી કાર્ય કરે ત્યારે

તેનું પ્રાબલ્ય કેટલું મોટું થાય, એ સ્હેજ સમજી શકાય એવું છે. આપણા જ્ઞાતિભાઇઓમાં આવો એકસંપ વધારવો, પરસ્પર પ્રતિ પ્રસન્નતા ઉત્પન્ન કરવી, એકબીજાના વિચારો જાણી બોધ લેવાની તક આપવી, પ્રસિદ્ધ અને વિદ્વાન પુરૂષોના પરિચયથી જ્ઞાન વધારવાનો માર્ગ ખુલ્લો કરવો, દેશદેશાવરના રીતરીવાજથી વાકેફ થઇ પોતાના રીતરીવાજમાં ઇષ્ટ અને રૂચિકર સુધારાવધારા કરવાની પ્રવૃત્તિ ઉત્પન્ન કરવી, જુદે જુદે સ્થળે આચાર વિચારમાં ભિન્નતા હોય તો તેની સમાનતા કરવાની લાગણીઓ ઉત્તેજીત કરવી, જ્ઞાતિસમૂહનાં કામો લોકમાન્ય અને સુવ્યવસ્થિત ધારા ધોરણો પ્રમાણે ચલાવવાની રૂચિ ઉત્પન્ન કરવી, કોઇ સ્થળે સંકુચિત વિચારોનું અસ્તિત્વ હોય તો તેનો વિકાસ થવાનું સાધન આપવું, સમગ્ર જ્ઞાતિમાં કાંઇ હાનિકારક અશાસ્ત્રિય અગર અમર્યાદ રિવાજ પ્રચલિત હોય તો તે બંધ કરવાનો બોધ આપવો, કળાકૌશલ્ય, વિદ્યા, હુન્નર ઉદ્યોગ વિગેરેની કેળવણીના ફાયદાનું જ્ઞાન ઉત્પન્ન કરી તેને ઉત્તેજન આપવાની પ્રેરણા કરવી, હાલમાં કેટલેક ઠેકાણે ચાલતા તોફાની પવનના વેગમાં વગર વિચારે તણાઇ જઇને તથા દેશદ્રોહી અને રાજ્યદ્રોહી સ્વાર્થી સલાહકારોના પંજામાં વિના સમજે સપડાઇ જઇને આપણા યુવકો આડે માર્ગે ઉતરી ન જાય તે માટે શ્રેયસ્કર ધર્મનીતિના જ્ઞાનની આવશ્યકતાનું તથા સ્થાપિત રાજ્ય ધોરણો પ્રતિ અને ગુરૂઓ તેમજ વડીલોના શાસનો પ્રતિ સન્માનની નજરે જોવાની જરૂરીઆતનું ભાન કરાવવું, અને એકંદરે ઉન્નતિનાં સાધનો શોધવાનું મથન કરવા તરફ જાગૃતિ કરવી —આ અને આને મળતા કોનફરન્સના મુખ્ય અને મોટામાં મોટા હેતુઓ છે. જો ઉપરોક્ત વસ્તુઓ ઇચ્છવા યોગ્ય ન હોય તો કોનફ-

રન્સ ભરવાની જરૂર નથી, જો અભ્યુદય અર્થે એ વસ્તુઓ ઇચ્છવા યોગ્ય હોય તો કોનફરન્સ ભરવાની જરૂર છે.

(૧૪) તુરતનું અને નજરે દેખાય એવું ફળ પ્રાપ્ત થાય તોજ કોનફરન્સ ભરી કામની છે, એમ પણ કેટલાએક કહેછે. પણ તે યથોચિત નથી: કેમકે એવી ઉમેદ રાખવી એ કુદરતના તેમજ પરમેશ્વરના નિર્ણિત થએલા નિયમથી વીરૂદ્ધ છે. સર્વ કોઇ સમજેછે કે બીજ વાવવાની સાથે તુરતજ વૃક્ષ ઉગી શકતું નથી, તુરતજ ફળની ઉત્પત્તિ થઇ શકતી નથી; દ્રશ્ય માન ફળની પ્રાપ્તિ તે માટે તો યોગ્ય સમય સુધી જળસીંચન આદિ ક્રિયાઓથી બીજનું તથા તેમાંથી ઉદ્ભવતા કુમળા વૃક્ષનું સંભાળપૂર્વક પોષણ કરવું પડેછે કર્તવ્યશૂન્ય જનાવરો તથા તોફાની પવન આદી વીઘ્નોથી તેને નુકસાન ન પોહોંચે તે માટે કાળજી પૂર્વક તેનું રક્ષણ કરવું પડેછે, નીરૂપયોગી ઝાડઝાંખરાં કંટકાદી તેની વૃદ્ધિને વીરોધ કરતાં હોય તો તેને નિર્મુળ કરી ખસેડવાં પડે છે અને વખતો વખત તેની પુષ્ટીને માટે યથોચીત ખાતર વિગેરે સામગ્રીથી તેને સહાયતા કરવી પડે છે. વૃક્ષને પણ પોષી મોટું કરવામાં આ પ્રકારે પરીશ્રમ લેવો પડે છે અને તેમાંથી ફળ પ્રાપ્ત થતું નજરે જોવા સારૂ યથોચીત સમય સુધી રાહ જોવી પડે છે, માટે એવા વૃક્ષનું બીજ વાવવાની પ્રવૃત્તિજ કરવી એમ કોણ સમજુ માણસ કહી શકશે? એમ હોય તો તો આ સૃષ્ટિનું એકે કર્મ કરવાપણું રહેજ નહી અને મનુષ્ય માત્રે અકર્ત્તાજ રહેવું એમ ઠરેછે. જે કે સર્વમાન્ય શાસ્ત્રોનાં સુપ્રસિદ્ધ શાસનોનું ઇચ્છાપૂર્વક ઉલ્લંઘન કર્યા સમાન થાય જુઓ શ્રીમદ્ ભગવદ્ગીતમાં શ્રીકૃષ્ણ ભગવાન શું આજ્ઞા કરેછે ? " **नियतं कुरु कर्म त्वं कर्मज्यायो ह्यकर्मणः ।**

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचार ॥ मा ते संगोस्त्व कर्मणि॥** ઇત્યાદિ વાક્યોમાં એજ ઉપદેશ છે કે કર્તવ્ય કર્મ તો પ્રત્યેક મનુષ્યેઅવશ્ય કરવુંજ જોઇએ, અકર્તા રહેવું એ મનુષ્યને યોગ્યનથી

(૧૫) સાર એ છે કે આમાં દૃશ્યમાન ફળપ્રાપ્તિ માટે અધિરાઇ રાખવી એ સમજુ અને ડાહ્યા પુરૂષને માટે ઉચિત નથી વળી ખરી રીતે જોઇએ તો શાસ્ત્રની આજ્ઞા તો એવી છે કે "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**" અર્થાત મનુષ્યનો અધિકાર માત્ર કર્તવ્ય કર્મો કરવાનોજ છે તેનું ફળ થાય છે કે નહી થાય તોશું થાય છે કયારે થાય છે કેવું થાય છે એ વિગેરેનો અધીકાર તેનો નથી અમુક કાર્યકર્તવ્ય છે માટે તે અવશ્ય કરવુંજ જોઇએ અને તેની ફળ પ્રાપ્તિ સર્વ શકિતમાન જગન્નિયંતાના હાથમાં સોંપવી, એજ સત્પુરૂષનું શાસ્ત્રવિહીત આચરણ છે, મનુષ્ય જે કુટુંબ માં જન્મ ધારણ કરેછે તે કુટુંબના અંગભૂતો પ્રતિ લાલન પાલન પોષણ આદિ કર્તવ્ય કર્મો કરવાનું જેવી રીતે અને જેટલે અંશે તેને હોયછે, તેવીજ રીતે અને તેટલેજઅંશે મનુષ્ય જે જ્ઞાતીમાં પૂર્વ જન્મના સંસ્કારે લઇને જન્મ ધારણ કરેછે તે જ્ઞાતીના અંગભૂત ભાઇએ પ્રતિ પણ કર્તવ્ય કર્મો કરવાનું હોયછે! અને જે પ્રમાણમાં એ કર્તવ્ય કર્મો તે બજાવે છે તે પ્રમાણમાં તે ઋણમાંથી મુકત થાય છે અને કર્તવ્યમાંથી જેટલું તે મુકેછે તેટલા પૂરતો નવા ઋણનો ભાર તેને શિર વધે છે જોકે પુનર્જન્મમાં સહિત તેનો વેઠવો પડેછે. માટે મારા પ્રિય બંધુઓ ફળની આસક્તિ રાખ્યા વિના કર્તવ્ય કર્મો કરવામાંજ આ મનુષ્ય દેહનું સાર્થક છે,

(૧૬ ભાઇઓ, મેહેરબાની કરીને મારા આ કથનનો અર્થ એમ ન માની લેશો કે આપવિત્ર સમારંભ ફળરહીત રેહેવાનું છે. હું આ ભાષણની શરૂઆતમાં બીજા પ્રસંગમાં ભગવદ્‌વાકયનો આધાર બતાવી કહી ગયો છું તેમ કોઇપણ સત્કર્મ વિફળ તો કદી જતુંજ નથી અર્થાત યોગ્ય સમયમાં તેનું ફળ તો પ્રાપ્ત થવાનુંજ એ નિશ્ચય છે, પણ આપણી આ કોનફરન્સને અંગે તો ફળપ્રાપ્તિનાં દર્શન માટે એટલા બધા ઉંડા શાસ્ત્રીય વિષયમાં ઉતરવાના અગર એટલી બધી રાહ જોવાની જરૂર પડે તેમ નથી. આ સમારંભનું મોટું ફળ તો આજેજ અહિંયાં દૃશ્યમાન થાય છે. પોતપોતાના કામધંધા પડતા મુકીને અનેક પ્રકારની અગવડો વેઠીને ખર્ચની દરકાર ન કરતાં સેંકડો માઇલની મુસાફરી અનેક પ્રકારની દૂર દેશાવરના તેમજ નજીકના અને ખુદ મુંબઇના આ ભવ્ય સભામાં બિરાજેલા કચ્છી, ઘોઘારી તથા હાલાઇ ભાઇઓ જ્ઞાતિઉન્નતિ તથા જ્ઞાતિ સુધારણાના એકદિલી નિશાના માટે એક સંપથી. એક મતથી, એક સરખા ઉત્સાહથી. એક સરખા ઉમંગથી આટલી મોટી સંખ્યામાં એકત્ર થયાછે, એજ આ કોનફરન્સનું પ્રથમ સ્વાદિષ્ટ ફળ છે એમ હું માનું છું પ્રિય બંધુઓ, જમણવારના પ્રસંગ સિવાય અન્ય કોઇ પ્રસંગે આટલા બધા ભાઇઓ એકઠા થયેલા આપે કોઇવાર જોયાછે તો પછી એમ કબુલ કર્યા વિના ચાલતું નથી કે આ એકદિલી આ એકસંપી આ એકમત અને એકત્રતા, આ ઉમંગ આ ઉત્સાહ એ બધું કોનફરન્સનુંજ ફળ છે અને આપ માત્ર થોડો વિચાર કરસો તો જણાશે કે એ ફળ કાંઇ ન્હાનુંસુનું નથી એ ફળનું મૂલ્ય બહુ ભારે છે સંસારમાં એકસંપી, એકદિલી અને એકમતનું કેટલું મોટું માહાત્મ્ય છે અને તેનાથી કેવાં મોટાં અને સાંકડી દૃષ્ટીએ અસા

ધ્ય દેખાતાં હોય એવાં કામો પણ પારપડી શકેછે એ આપને કહેવાની જરૂર નથી.

(૧૭) આ સિવાય બીજા પણ અનેક ઇચ્છિત ફળો આ ત્રણ દિવસની બેઠકમાંજ આપને સ્વતઃ દૃષ્ટિગોચર થશે એટલે તેનું વર્ણન કરી આપનો વધુ વખત રોકવા હું માંગતો નથી મારે આ વિષય પરત્વે તો હવે માત્ર એટલુંજ કહેવાનું રહે છે; અને તે હું ખાત્રીપૂર્વક હિમ્મતથી અને અતિશયોકિત વિના કહી શકું છું કે આજે આ કોનફરન્સરૂપી કલ્પવૃક્ષનું આપે જે બીજ વાવ્યું છે તેને પાળી પોષીને જતન કરશો તો આજે જેનું આપણને સ્વપ્નુ પણ નથી એવાં સેંકડો આનંદદાયક ફળો એમાંથી ઉત્પન્ન થશે જેમજેમ એ વૃક્ષ પુષ્ટ થતું જશે તેમ તેમ પછી અધિકાધિક મિષ્ટ ફળો પ્રગટ થતાં જસે અને આપણી પાછળ આવનાર ભાઇઓ તથા હવે પછી ઉત્પન્ન થનાર પ્રજા આજના શુભ મુહુર્તમાં રોપાએલ આ શ્રેયસ્કર પાયાને માટે આપણને હજારો ધન્યવાદ તથા શુભાશિષો આપસે આપ ખાત્રીથી માનજો કે આ મહા પવિત્ર સંમેલન નિમિત્તે ખર્ચેલો એક એક પૈશો લાખ લાખ રૂપિયાની કીંમતથી કામ કરસે.

(૧૮) પ્રિય બંધુઓ ઉપરના વિવેચનથી સમજાયું હસે કે કોનફરન્સથી જ્ઞાતિઅભ્યુદય તથા જ્ઞાતિઉન્નતિનાં ઘણાં ઘણાં, મોટા અને ઉપયોગી કાર્યો સિદ્ધ થસે એમાં શક નથી પણ તે સાથે એટલું યાદ રાખવાની જરૂર છે કે બધાં કાર્યો એકદમ એક દિવસમાં કે એક બેઠકમાં પાર પાડી દેવાની અપેક્ષા રાખવી એ આકાશકુસુમવત છે. બાળક ન્હાનું હોઇ રમકડાં રમતું હોય તે અવસ્થામાં

તેને સ્ટીમએન્જીન કે વિજળીનું કારખાનું અથવા હવાઇ વિમાન સોંપ્યું હોય તો એ બાળકનો વિનાશ થાય છે; પણ એજ બાળક પુખ્ત થઇ અનુભવ મેળવી બુદ્ધિની પરિપકવતા પામી મ્હોટું થાય છે ત્યારે એજ સ્ટીમએન્જીન, એજ વિદ્યુત શક્તિ અને એજ વિમાનને માણસ જાતના ઉપયોગના ઉત્કૃષ્ટ કામોમાં યોજી મહાન કાર્યો કરવાની પાત્રતા તેનામાં આવે છે. ગમે તેવી સુંદર અને સુખકર હવેલી હોય તોપણ તેના માળ ઉપર જવા સારૂ જો એકદમ છલંગ મારવાનો પ્રયાસ કરીશું તો આપણેજ ભોંય ઉપર પછડાઇ ઇજા પામીશું ને હાંસીને પાત્ર થઇશું, પણ જો કુદરતના નિયમ પ્રમાણે પગથીએ પગથીએ ચડશું તો યોગ્ય સમય થયે હવેલી ઉપર પોહોંચી હરેક પ્રકારનાં સુખ અને આરામ સંપાદન કરી શકીશું. ઇમારત બાંધવામાં સૌથી અગત્યનો ભાગ પાયાનો હોય છે, પાયાની પૂરતી કાળજી રાખ્યા વિના એકદમ ઇમારત ચણવા જઇશું તો સઘળું કડડભુસ કરીને હેઠું પડશે, પણ જો પાયા બરાબર રીતે ગેડવી, એક ચોમાસાના પાણીથી તેને મજબુત થવા દઇ પછી તેના ઉપર એક પછી એક ક્રમવાર માળ ચણીશું તો પાંચ માળનું ભવ્ય મંદિર બનાવી શકીશું. એક કવિએ કહ્યું છે કે—

Steadily, Stoadily, step by step,
Up the venturous builders go,
Carofully placing stono upon ston,
Thus the loftiet temples grow.

અર્થાત આવા કામમાં અધિરાઇ કે ઉતાવળ કામ આવતાં નથી. મ્હોટાં મ્હોટાં કામોની શરૂઆત હમેશાં ન્હાનીજ હોય છે. કવિ ડ્રાઇડન

કહે છે તેમ "Mighty things from small, beginnings grow." મારા ઉત્સાહી ભાઇઓને મારી ખાસ વિનતિ છે કે આપનો પ્રયાસ, આપનો ઉત્સાહ અને આપની ઇચ્છાઓ સર્વ જ્ઞાતિહિતને માટેજ છે એમાં શંકા નથી, પણ ઉત્સાહ એવી વસ્તુ છે કે જેને અમુક મર્યાદા ઓળંગવા દઇએ તો તે દુરાગ્રહનું સ્વરૂપ ધારણ કરે છે, એ અનુભવસિદ્ધ વાક્યનું આપ અવશ્ય મનન કરશો. આ કોનફરન્સના પવિત્ર સમારંભમાં પ્રવેશ કરતાં દેવમંદીરની માફક, ક્રોધ, માયા, માન, લોભ, ઇર્ષા, કલહ, મિથ્યાભિમાન વિગેરે શત્રુઓને મંડપની બહારજ મુકીને આવસો અને શાંતિથી એકસંપથી તથા એકદિલથી આ ઉપયોગી કાર્યમાં ભાગ લેશો આ હજી આપણું પેહેલું પગથીયું છે બલકે હજી તો પાયોજ છે, વાત એ કદાપિ વિસરી જશો નહીં, કોનફરન્સમાં આપને વધુ માન મળે અગર એછું, આપની પસંદગીનો સવાલ બહાલ રહે યા રદ જાય આપની મરજી સિવાયનો સવાલ કદી મંજુર રહે તો પણ એ વાતની અસર મન ઉપર ન રેહેવા દેતાં દુરાગ્રહનો ત્યાગ કરી, ચિત્તની શાંતિ રાખી બહુમતને માનનીય ગણશો તથા કોનફરન્સના કામને કોઇ રીતે હાનિ કેમ ન પોહોંચે અને તે દ્રઢીભૂત તથા દીર્ઘાયુષી કેમ થાય એવો એકજ નીશાનો મન આગળ પેહેલો રાખી બીજી સર્વ વસ્તુઓ બીજી સર્વ ઇચ્છાએ તથા બીજા સર્વ હેતુઓ કરતાં તેને અગ્રણી અને વધારે અગત્યનો ગણશો. આવા સામાજીક કાર્યોના પ્રથમારંભમાં યોગ્ય સીમાથી બહાર ગયેલો ઉત્સાહ ( જેને અંગ્રેજીમાં overzeal કહે છે ), તથા તજ્જનિત દુરાગ્રહ, અને દુરાગ્રહમાંથી ઉત્પન્ન થતો ઉત્તાપ, એજ સર્વ વિઘ્નોનું મૂળ અને કાર્યસિદ્ધિને હાનિ પોહોંચાડનાર હોય છે. માટે મારા વિદ્વાન

અને માન્યવર ભાઇઓ, હું પુનરપિ આપને વિનયપૂર્વક પ્રાર્થના કરૂં છું કે—"**प्रत्युहः सर्व सिद्धीनामुत्तापः प्रथमः किल। अति-शीतलमप्यम्भः किं भिनत्ति न भूभृतः**"॥ એ હીતોપદેશના પ્રસિદ્ધ વાક્યને સ્મરણમાં રાખી દુરાગ્રહરૂપી દુસ્મનોનો તો આ સભામાં અવસ્ય પ્રવેશ થવા દેશો નહી મનુષ્ય માત્ર અપૂર્ણ છે ભૂલ કરવાનો પાત્ર છે સંપુર્ણ તો એક જગન્નિયંતા પરમેશ્વરજ છે, આ કોનફરન્સના કાર્યવાહકો પોતે સંપૂર્ણ કે ભૂલ રહિત હોવાનો દાવો રાખતા નથી પરંતુ આપ સૈ વિદ્વાન ભાઇઓને ઉચીત એ છે, કે અમુક વક્તાએ કરેલા ભાષણમાં અમુક વસ્તુ ખોટી કહી છે પ્રમુખે અમુક રૂલીંગ કર્યું તે ન્યાય પુર્વક નથી સબજેક્ટ કમીટીએ અમુક વિષય મંજુર ન રાખ્યો એ અયોગ્ય કર્યું છે. અમુક વક્તાને બોલવાની પરવાનગી ન આપી એ અઘટીત કર્યું છે—એવી એવી દોષદ્રષ્ટિથી ન જોતાં પ્રમુખે સબજેક્ટ કમીટીએ તથા અન્ય કાર્યવાહકોએ પોતપોતાની બુદ્ધિને અનુસરીને જે જે કાર્ય કર્યું હોય તેમાંથી સાર વસ્તુ જેટલી જણાય તેટલા હંસવત્ ગ્રહણ કરવા પ્રયત્ન કરવો સબજેક્ટ કમીટીમાં અવશ્ય કરીને અનુભવી વયોવૃદ્ધ વિદ્વાન ડાહ્યા અને ચતુર પુરૂષોજ નીમાશે એટલે એ કમીટીના નીર્ણયો સંબધે તો મારી ખાસ આગ્રહપૂર્વક આપને વિનંતી છે કે તેમનાં ઉક્ત લક્ષણોના માનને ખાતર કોનફરન્સના બંધારણના સ્થાયીપણાને ખાતર તથા સભાના કામનાં નીયમીતતાના રક્ષણને ખાતર એ નીર્ણયોને પવિત્ર ગણી તે તરફ પુજ્ય બુદ્ધિથી જોવા મેહેરબાની કરશો અને કોનફરન્સના મંડપમાં સર્વત્ર એક મત, એક સંપ, એક રીતી ને એકત્રતાને આધીન રહી કોઇ પ્રકારનો મતભેદ મનદુખ કલહ કોઇ થાય એવું કારણ ઉત્પન્ન થવા

દેશો નહી મીલ્ટનની વાણી સ્મરણમાં રાખશો કે—

" Who best c n suffer, best can do;
Best reign, who first hath well obeyed."

અર્થાત જેની સહન શકિત સૌથી વધારે હોય છે, તે સૌથી ઉત્તમ કાર્ય કરી શકે છે અને જે શરૂઆતથી અધીકારીઓના શાસનોને આધીન થતાં શીખ્યો હોય તે પરીણામે ઉત્તમમાં ઉત્તમ રાજ્યાધીકાર ચલાવવા સમર્થ થાય છે વળી કોઇ એક વા અનેક વ્યકિતઆને અપમાન થાય કોઇ એક વા અનેક ગામના મહાજન ઉપર આક્ષેપ આવે કોઇ એક વા અનેક ભાઇઓની લાગણીને દુઃખ કરે. એવી કોઇ પણ વસ્તુ વાકય શબ્દ અથવા ધ્વની પણ આ સર્વ સામાન્ય સભામાં આવવા દેશો નહી આ સમાજમાં ન્હાના મ્હોટાનો ગરીબ તવંગરનો ઉત્તર દક્ષિણનો કચ્છ કાઠીઆવાડનો વિદ્વાન અવિદ્વાનનો બળવાન દુર્બળનો હાલાઇ ઘોઘારીનો અગર એવો કોઇ પણ ભેદભાવ આવવો ન જોઇએ આપણે સૌ ભાઇઓ મુળ એક બાપના દીકરા છીએ અને આ મંડપમાં આપણે સર્વ સમાનજ છીએ એક કરતાં બીજો અધિક છે, એવું છેજ નહી એ દ્દષ્ટિબિંદુથી શાંત ચીત્ત રાખીને કામ કરવાનું છે શ્રીમાન, બુદ્ધિવાન, વિદ્વાન બળવાન તથા ગુણવાન ભાઇઓની તો એ બાબતમાં વિશેષ ફરજ છે કેમકે " વડાને વીકાર હોયજ નહી. "

(૧૯) હરેક કામ વિઘ્ન વિનાનું હોતું નથી. હરેક પુષ્પ કંટક રહિત હોતું નથી તેમ હરેક માર્ગ સીધો સપાટ વા સરલ હોતો નથી મોટાં કામોમાં તો વળી મોટાં વિઘ્નો હોય છે. એક વિદ્વાન કાવ્યકાર કહે છે કે ' On greatest actions greatest dangers feed. " આપણે જે સ્થળે જવું છે, ત્યાં પોહોંચાવવા માટે એવો

રોડ જેવી શીધી સપાટ, અને પ્રકાશવાળી સડક બાંધી રાખેલી નથી; રસ્તામાં કોઇ ઠેકાણે મોટર ચાલી શકે એવો માર્ગ હશે તો કોઇ ઠેકાણે બળદનું ગાડું પણ અટકી પડે એવું આવસે કોઇ ઠેકાણે ઝાડઝાંખરાં કંટકાદીક નડશે તો કોઇ ઠેકાણે ખાડા ખાબોચીઆં વચ્ચે આવશે, કોઇ ઠેકાણે નદી નાળાં આડાં આવશે તો કોઇ ઉચાં ઉંચાં વિકટ પર્વતો ઓળંગવા પડસે કોઇ ઠેકાણે લુંટારા રસ્તો રોકી બેઠેલા મળશે તો કોઇ ઠેકાણે ઠગ લોકોની જાળ પાથરેલી જણાશે કોઇ ઠેકાણે જીવીતને માટે જરૂરનાં અન્નજલાદીનો અભાવ દેખાશે તો કોઇ ઠેકાણે જંગલી જનહિંસક જનાવરેનો ત્રાસ ભય પમાડશે પરંતુ મારા ભાઇઓ એવાં એવાં વિઘ્નોથી ભય પામી આપણે કર્તવ્ય શુન્ય થવાનું નથી ડાહ્યા સમજુ અને બુદ્ધિમાન સજ્જનોનું લક્ષણ એ છે કે કર્તવ્ય કર્મો આ ડાં ગમે તેટલાં અને ગમે તેવાં વિઘ્નો હોય તો પણ તેને ક્રમેક્રમે ગ્યોગ્ય ઉપાયોથી દુર કરી પોતાના કાર્યમાં ધૈર્યથી ખંતથી અને નીશ્ચયથી મચ્યાજ રેહે છે, કહ્યું છે કે—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचै
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

અર્થાત્ આવનાર વિઘ્નથી ડરી જઇને કાર્યનો આરંભન કરવો અ. થવા આવી પડેલા વિઘ્નથી પાછા હઠીને આરંભેલું કાર્ય પડતું મુકવું એ ઉત્તમ પુરૂષોને લક્ષણ નથી માટે આપણું સૌનું કર્તવ્ય એ છે કે વિરૂદ્ધતાનો ત્યાગ કરી દ્રવ્યવડે બુદ્ધિવડે, બાળવડે તથા બીજાં જે જે

સાધનોની જરૂર હોય તો તે સાધનોવડે સર્વ વિઘ્નોનો વિનાશ કરી અથવા તેનાથી આપણું રક્ષણ કરી, કાર્યની ઉત્તમ ઉપર યોગ્યતાં ઉપર તથા ઇશ્વરની પરમ કૃપા ઉપર ભરોસો રાખી ઇચ્છિત પોહોંચતાં સુધી તથા ઇચ્છીત કાર્ય સંપૂર્ણ થવા સુધી હિમતથી ખાંતથી દ્દઢતાથી તથા નિશ્ચયથી તેની પાછળ મંડયા રેહેવું દ્દઢ નિશ્ચયવાળા તથા હિમ્મતવાળા માણસને ગમે તેટલાં દુસ્તર દેખાતાં હોય એવા કામ પણ અસાધ્ય નથી એક કવિ કેહેછે કે,–

"Obstructions too may crowd your path,
In threatening stern array,
Yet flinch not, fear not; they may prove,
Mere shadows in your way."

(૨૦) વળી આ કાર્યને આપણે પરોપકાર અથવા પરમાર્થના કામ તરીકે ભલે ગણીએ પણ વસ્તુસ્થિતિથી બારીક નજરે જોતા આ કાર્ય આપણા પોતાના પરમ સ્વાર્થનુંજ છે. કેમકે આપણા હાથ પગ વિગેરે જેમ આપણા શરીરનાં અંગ તથા ઉપાંગો છે, તેમ આપણે દરેક ભાઇઓ આપણી સમસ્ત જ્ઞાતિસમાજરૂપી પુરૂષનાં અંગો તથા ઉપાગો છીએ આપણા હરકોઇ એક અંગને ઇજા થાય અગર તેમાં ખોડ રહે તો તેનું દુઃખ અને તેની અસર જેમ આખા શરીર ઉપર થાયછે, તેવીજ રીતે આપણી જ્ઞાતિરૂપી હરકોઇ એક અંગ વાઉપાંગને અર્થાત હરકોઇ જ્ઞાતિબંધુને કાંઇ ઇજા થાય, તેનામાં કાંઇ ખામી રેહે, તેની કાંઇ અવનતિ થાય, તો તેનું દુઃખ તથા તેની અસર આપણી સમગ્ર સમાજને અવસ્યથવાની કોઈ વ્હાલાઇ ભાઇ નિરાશ્રિત હોઇ દુઃખ થતો હશે તો કચ્છી ભાઇઓને તે માટે એક સરખી રીતે શરમાવાનું

છે કોઇ ઘોઘારી ભાઇ આચારવિચારમાં પછાત હશે તો તેની અહિતકારક અસરે હાલાઇ ભાઇઓ ઉપર પણ થવાનું કોઇ કચ્છી ભાઇ કેળવણીમાં પછાત રહી ધંધા વિનાનો હસે તો તેનું પરિણામ ઘોઘારી ભાઇઓને પણ એક સરખી અસર કરશે માટે ભાઇઓ આ દ્રષ્ટિથી જોઇ પરસ્પરનો રાગદ્વેષાદિનો ત્યાગ કરી એક સંપથી ને એકમતથી આ સમગ્ર સમાજના હિતના કામમાં પ્રવર્તો એવી મારી પ્રાર્થના છે.

(૨૧) મિત્રો, કોનફરન્સ ભરવાના યોગ્યાયોગ્યતાના વિષય ઉપર કંઇક વિસ્તારથી બોલી આપનો વખત મેં બહુ રોકયો છે તે માટે ક્ષમા કરશો, પણ આપણો આ શરૂઆતનો સમારંભ છે, તથા એ વિષયની ચર્ચા જાતજાતનાં સાધનોથી, વિધવિધ પ્રકારનાં પુરાવા તરફથી રંગબેરંગી સુચનાઓના વેષ્ટનથી, અને અનેક પ્રકારના ગુંચવાડા તથા શંકાઓ ઉત્પન્ન કરે એવા પ્રકારથી થઇછે, તેથી તે સંબંધી સવિસ્તર સ્પષ્ટતા કરવાની મને જરૂર જણાઇ વાસ્તવિક રીતે જોઇએ તો એ સઘળા ચર્ચાકારો,—પછી તે સ્વજ્ઞાતિ હોય વા પરજ્ઞાતિ હો વૃદ્ધ હોવા યુવાન હો સાક્ષર હો વા નિરક્ષર હો, મિત્ર હોવા શત્રુ હો—એ સર્વનો એક સરખો ધન્યવાદ આપું છું કેમકે તેમણે કોનફરન્સ પ્રતિ વિશેષ જાગૃતિ થવાનાં સાધનો ઉત્પન્ન કર્યા એટલે અંશે આપણને આપણા કાર્યમાં સહાયતા કરી, એટલુંજ નહીં પણ ઉક્ત વિષયને સર્વ દિશાએથી તપાસવાની તેની યોગ્યાયોગ્યતાનું બારીકીથી નિરીક્ષણ કરવાની તથા તેને વિઘ્ન કરનારાં ભયનાં કારણોથી વેળાસર ચેતવાની આપણને તક આપી. એટલે અંશે આપણાં સમારંભને વિશેષ બળવાન બનાવ્યું અને આપણી કાર્યસિદ્ધિમાં સરલતા કરી આપી વિદ્વાન લેખક બર્ક કહેછે તેમ " He, that wrestles with us, strengthens

our nerves and sharpens our skill. "

(૨૨) કોનફરન્સમાં વિચારવાના વિષય ઉપર હવે હું આવું છું. પેહેલો અને અગત્યનો વિષય કોનફરન્સના બંધારણ બાબતનો નજરે પડે છે. કોનફરન્સનું બંધારણ કેવું રાખવું તેમાં ચર્ચવાના વિષયોની હદ કેવી રીતે બાંધવી તેમાં આવનાર ડેલીગેટોની સંખ્યાનો નિયમ શું કરવો ડેલીગેટો મોકલવાનો હક દરેક શેહેર તથા ગામને કયા પ્રમાણમાં આપવો લોહાણુબોર્ડીંગો વિશે તેજક મંડળો મિત્રમંડળો ગ્રેજ્યુએટો, તથા ન્યુસ્પેપર ચોપાનીઆના એડીટરોને ડેલીગેટો મોકલવાના હક કયા ધોરણથી આપવા કોનફરન્સનું સ્થાયીપણું નિભાવવા માટે શું નિયમો કરવા નિયમિત મુદતે જુદેજુદે સ્થળે કોનફરન્સનીબેઠકો થાય અને માટે તે કવી રીતે યોજના કરવી કોનફરન્સનો પ્રમુખ નીમવાનો શું નિયમ કરવો ને તે અધિકાર કોને કોનફરન્સની જુદીજુદી બેઠકો દરમ્યાન તેનું જાથુકનું સામાન્ય કામ તથા પત્રવ્યવહાર ચલાવવા સારૂ સ્ટેન્ડીંગ સેન્ટ્રલ કમિટી કયા, કેવી રીતે કેટલા મેમ્બરોના અને કેવા અધિકારવાળી નીમવી તેના ખર્ચનો કેવી રીતે બંદોબસ્ત કરવો ડેલીગેટો તથા વીઝીટરોની ફી લેવા બાબત શું નિયમ કરવો, આ અને આને મળતા સવાલોનો એ વિષયમાં સમાવેશ થસે કોનફરસનો ખર્ચ મુંબઇના મહાજને તો પોતાની મોટાઇના પ્રમાણમાં બહુ મોટો કર્યોછે, પણ હવે પછી ભરાનારી કોનફરન્સોમાં થનાર ખર્ચ કેણે કરવો તથા તેને નિયમિત હદમાં શી રીતે લાવવો એ પણ આપણે વિચારવું પડશે. વળી આ ડીસેમ્બર માસમાં બીજી ઘણી કોનફરન્સનો મળે છે અને એક સાથે સઘળી સભાઓના વખત આવવાથી ઘણા ભાઇઓને અગવડ આવેછે એ કારણથી તેમજ આપણા જ્ઞાતિભાઇઓ મુખ્ય ભાગે વેપારી વર્ગના હોઇને આ વેપારની

મોસમના સમયમાં કોનફરન્સના કાર્ય ઉપર પૂરતું લક્ષ આપવામાં મુશ્કેલી આવે એ કારણથી કોનફરન્સની બેઠકો ભરવાને માટે કોઇ બીજા સમય ઠરાવવા બાબત પણ આપણે વિચાર કરવાનો રેહેશું આ બધી બાબતો ઉપર આપ પુખ્ત અને બારીક વિચાર કરી દીર્ઘ દૃષ્ટિ વાપરી યથોચિત નિર્ણય ઉપર આવસો એવી ઉમેદ છે.

(૨૩) હાલના જમાનામાં સઘળા દેશોમાં રાજ્ય તરફથી મુદત મુદતે વસ્તીની ગણત્રી કરવાના કામ પાછળ મોટી રકમના ખર્ચ કરવામાં આવે છે, તેનો હેતુ એવો છે. કે પોતાના તાબામાં રઇયતની સંખ્યા કેટલી છે. તેમાં સ્ત્રી પુરૂષો કેટલાં છો તેમની શરેરાશ ઉમ્મરનું પ્રમાણ કેટલું છે તેમનામાં કેળવણીનો પ્રચાર કેટલો છે તેમની હુન્નર કળા ઉદ્યોગ સંબંધી યોગ્યતા કેટલી છે તેમના ધંધારોજગારની સ્થીતી કેવી છે, વિગેરે વિગેરે બાબતો જાણવામાં આવે કે જેથી કરીને એ વસ્તુઓમાં જે અહીતકર વસ્તુઓ હોય તેનો ત્યાગ કરવાનો, હીતકર વસ્તુઓ હોય તેને ઉત્તેજન આપવાના તથા ખામીઓ હોય તે પુરી પાડવાના ઉપાયો યોજવાની રાજ્યને સરલતા થાય આ પ્રમાણે આપણી સમસ્ત કોમની પણ વિસ્તારપૂર્વક ગણત્રી થઇ એક ડિરેક્ટરી બનાવવામાં આવે, તો તે સર્વને લાભદાયક થાય. ભાઇ હિંડોચાએ આ બાબતમાં પોતાના ગજા પ્રમાણે પ્રયાસ કર્યો હતો, પણ સઘળા દેશ દેશાવરોની સમસ્ત કોમને માટે યોગ્ય ધોરણસર અને વિસ્તારપૂર્વક હકીકતનો નોંધ થાય, એવી યોજના થવાની જરૂર છે. પેહેલી નજરે આ કામ મુશ્કેલીવાળું અને ખર્ચાળ દેખાશે. પણ બારીક વિચાર કરશો તો માલુમ પડશે કે એમાં મુશ્કેલી તો છેજ નહીં, અને ખર્ચ કાંઇ થાય

તો તે ઉત્તમ પરિણામના પ્રમાણમાં કેરળ નજીવા જેવો છે. કોનફરન્સની સ્ટેન્ડીંગ કમિટીને એ કામ સોંપવામાં આવે, અને તેમની તરફથી છપા-એલાં પત્રકો દરેક શેહેર તથા ગામના મહાજનના અગ્રેસરો ભરી મોકલે મુશકેલી સઘળી દૂર થાય છે ને ખર્ચનું પ્રમાણ પણ ઘણું ઓછું તો થઇ જાય છે. પત્રકો કેમ ભરવાં તેની સમજૂતી આપવા સારૂ ઉપ-દેશકો મોકલવા પડે, તો તેમ કરવાને હરકત નથી. સાથે સાથે કોન-ફરન્સના ઉત્તમ હેતુઓ સમજાવી તેની તરફ વધારે સુદઢ લાગણીઓ ઉત્પન્ન કરવાનું કામ પણ એ ઉપદેશકો કરી શકશે. એમાંથી થનાર ફાયદાની મહત્વતા ગણત્રીમાં લઇ આપ આ યોજનાની શકયતા ઉપર પૂર્ણ લક્ષ આપશો એવી ઉમેદ છે. આપણે કોણ છીએ આપણી ઉત્પત્તિ શું છે, આપણા પૂર્વજોની સ્થિતિ શું હતી ઇત્યાદિ બાબતોની શોધ થઇ આપણી કોમનો ઇતિહાસ પ્રસિદ્ધ થવાની પણ જરૂર છે.

(૨૪) જ્ઞાન, વિદ્યા, કેળવણી, એ સવાલ સૌથી વધારે મહત્વનો છે. માણસ અને પશુ એ બન્નેને એક સરખી રીતે શરીર હોય છે, આંખ, કાન, હાથ, પગ આદિ ઇંદ્રિઓ હોય છે, અન્ન જળ માટે ક્ષુધા તૃષા હોય છે. આરામથી થતા સુખની અને રોગાદિથી થતા દુઃખની લાગણીઓ હોય છે, પણ આ બધી સમાનતા છતાં એક મુખ્ય અને મોટામાં મોટો ભેદ એ છે કે માણસમાં વિદ્યાભ્યાસની, જ્ઞાન સંપાદન કરવાની પાત્રતા છે, જે કે પશુઓમાં નથી. માટેજ કહેવતમાં કહ્યું છે કે- **विद्याविहीन पशुः** અર્થાત્ માણસે વિદ્યા સંપાદન ન કરી હોય તો પછી તેનામાં અને પશુમાં કાંઇ તફાવત રહેતો નથી. સાર અસાર, કર્તવ્ય અકર્તવ્ય, પુણ્ય પાપ એ વિગેરે સમજવા સારૂ મનુષ્યને જ્ઞાનની અતિ આવશ્યકતા છે, અને

જેનામાં એ નથી તે મનુષ્યજ નથી એમ સમજવું જોઇએ. મનુષ્ય માત્રને પરમકૃપાળુ પરમેશ્વરે જન્મથીજ બુદ્ધિરૂપી હીરાની બક્ષિસ આપેલી છે પછી એ, હીરાને ખાણમાં માટી સાથે ભળેલો રહેવા દઇ પથ્થર સમાન તેનો ઉપયોગ કરવો, વા તેને વિદ્યાભ્યાસ, સ્વજનસંગ વિગેરે ઉત્તમ સાધનો વડે ઘસી સાફસુફ કરી ચળકતો બનાવી અમૂલ્ય બનાવવો, એ પ્રત્યેક માણસના પોતાના હાથમાં છે. કહ્યું છે કે

**सर्व द्रव्येशु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।**
**अहार्यत्वादनर्घ्यत्वादक्षय्यत्वाच्छ सर्वदा ॥**

અર્થાત્ કોઇથી જે ચોરી ન શકાય, કોઇ દિવસ જેનો નાશ થઇ ન શકે, વાપર્યાથી જેમાં ઘટાડો ન થઇ શકે, એવું ઉત્તમમાં ઉત્તમ ધન મેળવવાની પાત્રતા પ્રભુએ માણસને આપી છે, છતાં જો તે નિર્ધન રહેવાનું પસંદ કરે, તો તેના જેવો ભાગ્યહીન કોણ? ભાઇઓ, વિદ્યાભ્યાસની આવશ્યકતા, તથા તેના ફાયદા વિષે હવે બે મત રહ્યા નથી, એ વિષય પરત્વે સર્વ દેશોમાં ઘણું ઘણું લખાઇ ગયું છે ને બોલાઇ ગયું છે. અને આ કોનફરન્સમાં પણ બીજા વકતાઓ એ સંબંધે બોલવાના છે, એટલે હું એ વિષે લંબાણથી વિવેચન કરી વિના કારણ આપનો વખત રોકવા માગતો નથી. પણ એ વિષય સંબંધી બે ત્રણ વસ્તુઓ ઉપર ખાસ લક્ષ ખેંચવાની જરૂર છે, તે વિષે આપને થોડું કેહેવાની ઇચ્છા રાખું છું.

(૨૫) પેહેલી વાત એ છે કે વ્યવહારિક કેળવણી આપણે ગમે તેટલી લઇએ, બી. એ. થઇએ. એમ. એ. થઇએ, વકીલ, બારિસ્ટર, ડાક્તર વા ઇજનેર થઇએ, મોટી મોટી મીલો ચલાવતાં શીખીએ વા રાજ્યકારભાર કરીએ.—પણ જ્યાંસુધી ધાર્મિક અને નૈતિક કેળવણીના

ઉત્તમ સંસ્કારોથી બુદ્ધિ સુવ્યવસ્થિત થએલી ન હોય, ત્યાંસુધી મનુષ્યત્વની સાર્થકતા નથી. બુદ્ધિની દૃઢતા—શાંતિનું સુખ—સ્નેહની સરળતા—સ્વભાવની સૌજન્યતા સારાસારનો યથાયોગ્ય વિવેક—સત્યાસત્યની વાસ્તવિક સીમા—સુખ:દુ:ખ સંપત્તિવિપત્તિ આદિ પ્રસંગે ચિત્તની સમાનતા:—ભિન્નભિન્ન મતો, ભિન્નભિન્ન વિચારો, તથા ભિન્ન ભિન્ન ધર્મો પ્રતિ સહિષ્ણુતા:—ધન. અધિકાર, વિદ્વત્તા, પાંડિત્ય, ઐશ્વર્ય ઇત્યાદિ શ્રેષ્ઠતાને પ્રસંગે નિરભિમાનતા,—માતાપિતા, ગુરૂઓ, વડીલો, વિદ્વાનો, અનુભવીઓ તથા અગ્રણીઓ પ્રતિ નિર્વિકલ્પભક્તિ,—સ્થાપિત્ત રાજ્ય, સ્થાપિત ધોરણો. તથા સ્થાપિત ધારા પ્રતિ સપ્રેમ પૂજ્યભાવ—કુટુંબીઓ, પાડોશીઓ, જ્ઞાતિબંધુઓ ગ્રામબંધુઓ, દેશબંધુઓ તથા સમગ્ર જનસમાજ પ્રતિ શુદ્ધ વાત્સલ્ય,—કનિષ્ઠ, દરિદ્રી, દુ:ખપીડિત, અનાથ, સાધનહીન તથા નિરાશ્રિત પ્રતિ નિરપેક્ષ દયા,—આ અને આવીજ બીજી ઉચ્ચ સદ્વર્તનની અત્યાવશ્યક વસ્તુઓ, ધર્મનીતિની કેળવણીના સંસ્કારોનો રંગ બુદ્ધિ ઉપર ચઢયા ઉપર પ્રાપ્ત થઇ શકતી નથી દ્રવ્ય, અધીકાર. વિદ્વત્તા, કીર્તિ અને વળી આરોગ્યતા કરતાં પણ સદ્વર્તનનું મુલ્ય અધીક છે, એમ એક વિદ્વાન લેખકે કહ્યું છે કે તે સત્યજછે, પ્રસીદ્ધ તત્ત્વવેત્તા સ્માઇલ્સ લખેછે, કે " The crown and glory of life is character it is the noblest possossion of man ", અર્થાત સદ્વર્તન એ જીવિતમાં ઉત્તમોત્તમ સાધ્ય વસ્તુ છે, અને એના કરતાં વધારે ઉમદા કોઈ વસ્તુ હોઇ શકે નહીં. ટુંકામાં સદ્વર્તન વિના મનુષ્યત્વ વ્યર્થજ છે એમ સમજવું. અને ઉચ્ચ સદ્વર્તન સંપાદન કરવા અર્થે ધર્મનીતિની કેળવણીની અપેક્ષા છે. સંનીતિની કેળવણીને અભાવે મનુષ્ય. કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સ-

ત્યાદિ વિકારોના પંજામાં સપડાઇ જઇ, સારાસાર સમજ્યા વિના દુઃસંગતિ અને દુર્વ્યસનોને વશ થઇ, પોતે અપાર દુઃખ પામેછે, અથવા સ્વાર્થી, રાજ્યદ્રોહી અને દેશદ્રોહી શત્રુઓના પાશમાં ફસાઇ જઇ એવા એવાં પાપકર્મોમાં જોડાયછે કે જેનાં અનિષ્ટ પરિણામો આખા દેશને તથા સમગ્ર જન સમાજને વેઠવાં પડેછે. માટે આપણ સર્વને યોગ્ય છે કે આપણાં બાળકોને બચપણથીજ સદ્વર્તનનું ઉત્તમ શિક્ષણ આપવું. ધર્મનીતિનાં સિદ્ધાંતોના ચિરસ્થાયી સંસ્કારો રોપવાનો યોગ્ય સમય કૌમારાવસ્થામાંજ છે, કેમકે કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળી શકે છે. એક ફ્રેંચ લેખક કહે છે. "Cnildhood is the timo for forming a character, the first impressions being the deepest anb the most lasting". બાલ્યાવસ્થામાં જો એ મહા પવિત્ર સંસ્કારો નો રંગ નહીં ચડાવાય, તો સંભવિત એ છે કે અન્ય અનિષ્ટ પ્રકારનો કાળો રંગ તેના કુમળા મગજરૂપી વસ્ત્ર ઉપર ચડી જશે, અને ને ઉતારી શ્વેત રંગ ચડાવવાનો પ્રયાસ કરીએ કેટલો મુસ્કેલ છે, ને સૌ જાણે છે, સાર એ છે કે બાળકોને વ્યવહારીક કેળવણીની સાથે સાથેજ બલકે તેના કરતાં પણ પેહેલાં ધર્મનીતીની કેળવણી આપવાની જરૂર પ્રાથમીક ઉચ્ચ હુન્નરઉદ્યોગની કળાકૌશલ્યની વિગેરે વ્યવહારિક કેળવણી માટે તો આપણી શાણી અને માયાળુ બ્રિટીશ સરકારે પાઠશાળાઓ, મદ્રેશાઓ, સ્કુલો, કોલેજો ઇત્યાદી સાધનો કરી આપ્યાં છે. પણ આ સેંકડો મતમતાંતરના અને પારવિનાના પંથપંથના દેશમાં કોઇપણ એક વા અનેક ધર્મનું શિક્ષણ સરકારી સાર્વજનીક નીશાળોમાં દાખલ કરવાનું તો દેખીતા કારણોને લીધે અશક્ય છે માટે પ્રત્યેક સમજુ માબાપનું કર્તવ્ય છે કે પોતપોતાના ઘરમાં

વા યથોચીત મંદીરોમાં પોતાનાં બાળકોને ધર્મનાં સિદ્ધાંતોની મજબુત અને સુદૃઢ છાપ બેસે એવી યોજના કરવી તેમજ ખાનગી નીશાળોમાં આપણી બોર્ડીંગોમાં અને એવાંજ બીજાં ખાતાંઓમાં ધર્મ તથા નીતી એ બન્નેનું શીક્ષણ ફરજીઆત આપવાની ગોઠવણ થવી જોઇએ જુદા જુદા ધર્મો તેમજ જુદા પંથો એ એકજ સ્થળે પોંહોંચવાને માટે જુદી જુદી સ્થિતિ પરત્વે યોજેલા જુદા જુદા માર્ગો સમાન છે એટલે એ બધામાં દ્રઢતા, સ્નેહ, શાંતી, સમાનતા, સહિષ્ણુતા, નીરભીમાનતા, દયા વિવેક વાત્સલ્ય, આદી નીતીનો બોધ તો મુખ્ય ભાગે એક સરખોજ હોય છે, માટે સાર્વજનીઓ શાળાઓમાં પણ એવી સર્વ સામાન્ય નીતીનું શિક્ષણ દાખલ કરવામાં હરકત નથી. અને એ વિષય હાલમાં આપણી શાણી સરકારે ધ્યાન ઉપર લીધા છે, એ ઘણા સંતોષની વાત છે.

(૨૬) બીજી વાત આપણા ધ્યાન ઉપર લાવવાની તે એછેકે આજનો સમય વેપાર વણજનો હુન્નર ઉદ્યોગની અને કળાકૌશલ્યનો છે સાંસારીક તેમજ રાજ્યકીય ઘણાં કારણોને લીધે આપણો દેશ એ વિષયોમાં પછાત પડી ગયો છે જેનું પરીણામ એ આવ્યુ છે કે દેશમાં રીદ્રતા વધી છે, ભીક્ષુક વર્ગ વધ્યો છે, નીરૂદ્યમતા વધી છે, તથા દુદીક્ષાદ ભુખમરી કાપની અસર વધારે સખત લાગવા માંડીછે, આ સંબંધી બીજા વક્તાઓ બોલશે એટલે મારે તો ફક્ત એટલુંજ કેહેવાનું છે કે વ્યવહારીક કેળવણીના અંગમાં ઔદ્યોગીક કેળવણીની પણ ખાશ આવશ્યકતા છે ન્યાય મુર્તી બ્રિટીશ સરકાર તરફથી એ બાબતમાં યથોચીત ઉત્તેજન આપવામાં આવે છે, ખરૂં પણ મુખ્ય આધાર આપણા પોતાના ઉપર છે, આપણેજ આપણા બાળકોને એવા ઉદ્યોગની કેળવણી

મેળવવાની યોજનાઓ કરી તેના માર્ગ ખુલ્લા કરી આપવા જોઇએ.

(૨૭) ત્રીજી વાત સ્ત્રીકેળવણીને લગતી છે. અને આ વાતમાં આટલું મહત્વ સમાએલું છે કે તે વિષે બે બોલ કેહેવાની જરૂર ધારૂછું છોકરીઓને ભણાવી શું કરવું છે. તેમને કયાં કમાવા જવું છે તેમનું કર્તવ્ય તો ઘરકામમાં અને પ્રજોત્પત્તિમાંજ સમાપ્ત થાયછે આમ કેહેનારાઓનો જમાનો ઘણે ભાગે જો કે હવે જતો રહ્યોછે. તોપણ હજી આપણી જ્ઞાતિમાં એવા મતના પણ કેટલાક પુરૂષો નીકળશે એમ માનું છું. ભાઇઓ સ્ત્રીઓને કમાવા જવાની જરૂર નથી એ મારે માન્ય છે ઘરકામ અને પ્રજોત્પત્તિ એ તેમના મુખ્ય કર્તવ્ય છે એ પણ મારે માન્ય છે. પણ તેમને કેળવણીની જરૂર નથી એ વાત હું તો આગળ વધીને કહું છું કે બાળકો કરતાં પણ બાળાઓને કેળવણી આપવાની વધારે અગત્યતા છે કેમકે હું એમ માનું છું કે એક બાળક વિદ્યાહીન વા બુદ્ધિહીન રેહેશે તો તેનો એકલાનોજ સ્વાર્થ બગડશે, પણ એક બાળા વિદ્યાહીન તથા બુદ્ધિહીન રેહેવાથી એક આખા કુટુમ્બના સ્વાર્થને હાનિ પોહોંચશે. આ વાતની સત્યતા સમજવા માટે બહુ લાંબો વિચાર કરવો પડે એમ નથી. જુઓ કે આજની બાળા તે ભવિષ્યની માતા છે, ન્હાનાં છોકરાંઓને પાળીપોષી મ્હોટાં કરવા, બચપણનાં દુઃખદરદોથી તેમને બચાવવાં, ધર્મનીતિના સંસ્કારો તેમનાં કુમળાં મગજમાં રેડી દ્રઢીભૂત કરવા, આ બધા એ માતાનાં કર્તવ્ય કામ છે, જેટલે અંશે તે અશિક્ષિત અને અજ્ઞાન હશે તો એ કર્તવ્યો બજાવવામાં તે અપૂર્ણ રેહેશે, ને બીલકુલ કેળવણીના સંસ્કાર વિનાની હશે તો એ કર્તવ્યો બજાવવામાં તદ્દન અશક્ત નીવડશે, એટલે કે તેની પ્રજાનો સ્વાર્થ સચવાશે નહીં. આપણાં છોકરાંઓ ન્હાનપણમાં તો નિ-

શે કરીને ઘરમાં માતાના સહવાસમાંજ રેહેછે. અને એને એ વયમાં ધર્મનીતિના તથા સદ્વર્તનના જે સંસ્કારો ઠસાવી શકાયછે, તે ચિરસ્થાયી રેહેછે, બાળકોનાં કુમળાં મગજને સન્માર્ગે પ્રેરવામાં ગૃહશિક્ષણથી જેટલું થાયછે, તેટલું શાળાના શિક્ષણથી કદી બની શકતું નથી. વળી ગૃહકાર્ય સારી રીતે બજાવવું, ગૃહખર્ચનો સાધારણ હિસાબ રાખવો, બીમારી વખતે યથોચિત માવજત રાખવી, ઘરમાં સાફસુફ તથા સુઘડતા રાખવી, આરોગ્યતાના નિયમો પાળવા તથા પળાવવા—આ બધું શું સ્ત્રીઓનું કર્તવ્ય નથી? ને એ બધું અશિક્ષિત સ્ત્રીઓ યોગ્યરીતે કરી શકશે, અગર કરી શકેછે એમ આપે જોયુંછે? વિલાયતાદિ દેશોમાં સ્ત્રીઓ પોતાનાં બાળકોનું કેવી રીતે જતન કરેછે, તેમની કેળવણીને માટે કેટલી બધી કાળજી રાખેછે, તેને ઉછેરવામાં કેવી કેવી કુશળતા વાપરેછે, એ વિગેરે જેણે નજરે જોયું હોય, અગર વાચ્યું કે સાંભળ્યું પણ હોય તેને તો એ બાબતમાં કાંઇ કેહેવાની જરૂરજ ન રહે, પણ હવે તો ઇશ્વર કૃપાથી આપણા દેશમાં, અને કંઇક અંશે આપણી જ્ઞાતિમાં પણ સ્ત્રીઓને વિદ્યાભ્યસ કરાવવા ભણી વલણ થયુંછે, એટલે સુશિક્ષિત અને અશિક્ષિત સ્ત્રીઓના ગૃહકારભારમાં, તેમની સુઘડતામાં, તેમનાં બાળકોની નીતિરીતિમાં; ચપળતામાં અને કેળવણીમાં, તેમના ગૃહની સુખશાંતિમાં, તેમના પતિના સંતોષમાં, ઇત્યાદિ અનેક વસ્તુઓમાં એ બન્ને અવસ્થા વચ્ચેનો તફાવત જોવાની તથા અનુભવવાની ઘણાને તક મળેછે. વિશેષ ન કેહેતાં આપણાં શાસ્ત્રોના દાખલા જોઇએ તો સ્પષ્ટ દેખાઇ આવેછે કે તે વખતે સ્ત્રીકેળવણીનો પ્રચાર સર્વત્ર હતો, જેનાં માત્ર નામ લઇ તથા ચરિત્રો સાંભળી આપણી સ્ત્રીઓ આજે પવિત્ર થાયછે. એવી અસંખ્ય પતિપરાયણ સતી સ્ત્રીઓ આ આર્ય દેશમાં

થઇ ગઇછે, કે જેઓ શાસ્ત્રમાં, ધર્મમાં, નીતિમાં, વિદ્યામાં, કળાકૌશલ્યમાં, હિમ્મતમાં, અને રાજ્યકારભારમાં પણ પ્રવીણતા પામેલી હતી. જુઓ ઉદ્ધવગોપીના સંવાદમાંથી શું દેખાયછે? એ સંવાદમાં ગોપીઓનું યોગશાસ્ત્રનું તથા ભક્તિનું જ્ઞાન કેટલું બધું ઉચ્ચ જણાઇ આવેછે? અફસોસની વાત છે કે આજે આપણા પુરૂષવર્ગમાં પણ હું એટલું જ્ઞાન જોતો નથી. મારા માનવંતા મુરબ્બીઓ, આ વિષય એટલો મહત્વનો છે, અને તેના ઉપર એટલું બધું ,વિવેચન થવાની જરૂર છે કે પુસ્તકોનાં પુસ્તકો લખીએ તોપણ તેનો અંત આવે નહીં. પરંતુ લંબાણ બહુ થયુંછે મેં આપનો અમૂલ્ય વખત બહુ લીધોછે, આપને લગભગ થકવ્યાછે એમ મને લાગેછે, અને હવે આપની કૃપાનો અને ધીરજનો વધુ ગેરલાભ લેવો એ ઉચિત નથી. તથાપિ આ વિષય સમાપ્ત કરતાં પેહેલાં એટલું તો કેહેવાની રજા લઉંછું કે આપણી હાલની અવનતિનું મુખ્યમાં મુખ્ય, મોટામાં મોટું અને પેહેલામાં પેહેલું કારણ સ્ત્રીકેળવણીનો અભાવ એજ છે. જ્યાંસુધી આપણી સ્ત્રીઓ સુશિક્ષિત નહીં થાય ત્યાંસુધી આપણી પૂર્ણ ઉન્નતિ થઇ શકશે નહીં, આપણાં બાળકોને યથોચિત ગૃહશિક્ષણ મળવાના મહાન સાધનની ખામી રહેશે, આપણા ગૃહસંસારના ક્લેશકલહને પુષ્ટિ મળ્યા કરશે, આપણા તનમનની આરોગ્યતામાં વિઘ્નો નડયા કરશે, અને સર્વ અવનતિનાં બીજરૂપ હાનિકારક રિવાજો એમને એમ રેહેશે, બલકે વધારે પ્રબળ થશે.

(૨૮) પણ આ વિષય સંબધે યાદ રાખવું જોઇએ કે બાળકોની અને બાળાઓની કેળવણીનો પ્રકાર એક સરખો હોઇ શકે નહીં બાળાઓને સ્ત્રીઉપયોગી કેળવણી વિશેષ રીતે આપવાની જરૂર છે. સ્ત્રીમાંથી સ્ત્રીપણું જતું રહે એવી કેળવણી તેમને આપવી એ ઉચિત

નથી. આપણાં શાસ્ત્રોમાં સ્ત્રીને પુરૂષના અર્ધાંગના અને સર્વોત્કૃષ્ટ સલાહકાર ગણીછે આપ વિચાર કરો કે સ્ત્રી સુશિક્ષિત ન હોય તો અર્ધાંગના અને વળી સર્વોત્કૃષ્ટ સલાહકાર શી રીતે બની શકે? પણ કેળવણી એવી ન હોવી જોઇએ કે જેને પરિણામે એ તત્વોનો વા એ ગુણોનો નાશ થાય એ ઉત્તમ તત્વો નષ્ટ ન થાય તે માટે ન્હાની ઉમ્મરમાં કન્યાના માતાપિતાએ તથા ઉમ્મરે પોહોંચ્યા પછી તેના પતિએ ખાસ કાળજી રાખવી જોઇએ એને માટે સ્ત્રીકેળવણીમાં ધર્મનીતિના વિષયોનું વિશેષ પ્રાધાન્ય હોવાની આવશ્યકતા છે એક સ્ત્રી લેખકે કહ્યુંછે કે આપણી કુમારીકાએ વિદ્યા સંપાદન કરી પતિમંદિરનેજ સર્વ સુખનું ધામ માની, તેમાં નિવાસ કરનારી પદ્ધતિને પ્રભુ સામાન ગણનારી, આર્ય દેવાંગનાઓ બને એવી પદ્ધતિથી તેમને શિક્ષણ આપવું જોઇએ. (૧) પોતાની ચાલુ ભાષા, (૨) ધર્મપુસ્તકોની ભાષા, (૩) બની શકેતો સંસ્કૃતભાષા, (૪) અંકગણિત તથા વ્યાકરણ, સામાન્ય ભૂગોળ તથા ઇતિહાસ (૬) સાધારણ નામું. (૭) પાકશાસ્ત્ર (૮) ચિત્રકળા, (૯) સીવણ, ગુંથણ, ભરતકામ વેતરવું તથા ગુણવું, (૧૦) ધર્મનીતિના સદ્બોધયુક્ત સંગીત, (૧૧) આરોગ્યતા અને સ્વચ્છતાના નિયમો (૧૨) ગૃહવ્યવસ્થા. (૧૩) પતિ, શ્વશુરપક્ષ તેમજ પીએરપક્ષ પ્રતિના ધર્મો, આ વિષયો મુખ્ય ભાગે કુમારિકાનો શિક્ષણક્રમમાં આવવા જોઇએ. અને તે મુગ્ધાવસ્થાએ પેહોંચ્યા પછી ૧ બાળલગ્ન તથા બાળસંયોગનાં નુકશાન (૨) બ્રહ્મચર્યની આવશ્કતા, (૩) રજોદર્શન સમયે સગર્ભાવસ્થામાં તેમજ પ્રસવસમયમાં રાખવાની સાવચેતીઓ, (૪) બાળકોને પુષ્ટ બાંધાના, આરોગ્યતાવાન વિદ્વાન, સદ્ગુણી તથા સદ્વર્તનયુક્ત બનાવવાના નિયમો (૫) બાળકોનું કાળજીપૂર્વક રક્ષણ તથા શિક્ષણ, (૬)

ગૃહકાર્યમાં સુઘડતા અને કરકસર, (૭) અતિથિસત્કાર ઇત્યાદી વિષયોનું સંગીન જ્ઞાન આપવું જોઇએ; અને ઇશ્વરઇચ્છાને સદા આધીન રહી પોતાની સંપ્રત સ્થિતિમાં સંતોષ માનવાનાં તથા વિપત્તિ સમયે ધૈર્ય અને સહિષ્ણુતા રાખવાના સંસ્કારો તેનના મનમાં મજબુત ઠસાવી, પતિવ્રતાધર્મને સર્વથી ઉત્કૃષ્ટ ધર્મ ગણવાનું અને શ્વશુર પક્ષને આદર સહિત વશ રેહેવાનું શિક્ષણ તેમને મળવું જોઇએ.

(૨૯) આ ઉપરથી આપને જણાસે કે મારા નમ્ર મત પ્રમાણે કન્યાઓને શિક્ષણ આપવાની શાળાઓ જૂદી જોઇએ, તેમના શિક્ષણનાં ધોરણો જૂદાં જોઇએ તેમના શિક્ષકો ઉચ્ચ પદ્ધતિના હોવા જોઇએ અને બનતાં સુધી સ્ત્રીશિક્ષકોજ હોવી જોઇએ, અને સાધન રહિત કન્યાઓ માટે અન્નાશ્રોહતી, પુસ્તકોનો તથા અન્ય વસ્તુઓની બોર્ડીંગ જેવી સંસ્થાઓની સહાયતા જોઇએ. આ સંબંધે આપણાં પૂજ્ય માતુશ્રી દેવી કાનબાઇને તથા તેમના સુજ્ઞ સલાહકારોને હજારવાર ધન્યવાદ ઘટેછે પોતે વયોવૃદ્ધ, જૂના જમાનાનાં અને આધુનિક કેળવણીના અભાવવાળાં હોવા છતાં કન્યાકેળવણીનું સાધન કરી આપવા માટે કેટલી ઉદારતા તેમણે બતાવીછે! તેમની દેવી ઉદારતા તો બાળકોના કેળવણીની સહાયના કરવામાં તથા નિરાશ્રિત વિદ્યાલય સ્થાપવામાં પણ પોહોંચીછે. ધન્ય છે તેમની જ્ઞાનીભક્તિને ! બીજા શ્રીમાન ગૃહસ્થો, ગૃહિણીઓ તેમજ વિધવાઓને મૂર્તિમાન ઉદાહરણરૂપ બની તેઓ દીર્ઘાયુષી થાઓ અને નિરંતર આવાંજ સત્કર્મો કરવાની તેમણે પ્રેરણા થાઓ, એવી પરમકૃપાળુ પરમેશ્વર પ્રતિ પ્રાર્થના છે.

(૩૦ ) કેળવણીની જરૂર છે એમ મેં કહ્યું પણ તેનાં સાધનો વિષે હજી કાંઇ કહ્યું નથી. પુરાતન સમયમાં વિદ્યાભ્યાસની રીતિ એવી

હતી કે યજ્ઞોપવીતસંસ્કાર થાય એટલે છોકરો ગુરૂના આશ્રમમાં જઈ વાસ કરતો ત્યાં. બીજાસિષ્યો સાથે રહીને ગુરૂની સેવા કરતો બ્રહ્મચર્ય પાળતો, ઇચ્છિત વિષયોનું શિક્ષણુ લેતો ધર્મનીતિનાં સિદ્ધાંતો શીખતો અને સર્વસિદ્ધ થયા પછી ગૃહપ્રતિ પાછો આવાતો આ પદ્ધતિમાં મુખ્ય ફાયદા એ હતા કે યોગ્ય સમય સુધી બરાબર બ્રહ્મચર્ય જળવાતું તેથી બાળકોનાં શરીરનો બાધો મજબુત થઇ દીર્ધાયુષ્ય થતુ આમશ્રમમાં અને ગુરૂની સેવામાં રેહેવાથી નમ્રતા, નીરભીમાનતા, ઇત્યાદી સદગુણો દઢીભુત થતા ગુરૂના ઊત્તમ વર્તનના સહવાસથી સદ્વર્તનનાં અંકુરો મજબુત થતા ધર્મશાસ્ત્રનો અભ્યાસ સારો થતો અને અને બીજા શીષ્યોનો સંગ હોવાના કારણે દેખાદેખી તેમજ હરીફાઇથી ઉંચા પ્રકારનું શિક્ષણુ પ્રાપ્ત થતું આજના જમાનામાં નથી એ મહાનુભાવ ગુરૂઓ નથી એ પવિત્ર આશ્રમો. કે નથી એ શિક્ષણુની પદ્ધતિ. પણુ આશ્ચર્યની વાત એ છે કે આપણા દેશમાં દુર્ભાગ્યવશાત એ ઊત્તમ પદ્ધતીનો જ્યારે લોપ થયો છે ત્યારે યુરોપાદિ દેશો કે જેઓ અસલ આપણા કરતાં કેળવણી કળાકૌશલ્યાદિમાં પછાત હતાં ત્યાં એને મળતી પદ્ધતિએ મજબુત પાયા નાખ્યા ગજાવર રકમોને ખર્ચે ઉદારચરીત ગૃહસ્થોએ બોર્ડીંગ બાંધી છે પ્રત્યેક ઊપયોગી વિષયની ખાસ જુદીજુદી સંસ્થાઓ સ્થાપી છે દરેક વિષયમાં ખાસ પ્રવીણતા પામેલા શિક્ષા ગુરૂઓને હાથે શિક્ષણુ અપાય છે,—બાળકોની માવજત કરવામાં તેમનુ રક્ષણુ કરવામાં તેમને સદ્વર્તનને માર્ગે ચડાવવામાં તેમને નીયમીત રીતે કામ કરવાનો ક્રમ બતાવવામાં તથા અન્ય રીતે તેમની શારીરિક તેમજ માનસિક ઉન્નતીના ઊપાયો યોજવામાં ખાસ કુશળતા ધરાવનાર ઊપરીઓ એ સંસ્થામાંજ બાળકોની સાથે રહી તેમની દેખરેખ રાખે છે, પરીણામ એ થયુ છેકે

એ દેશો આજે વિદ્યાવૃદ્ધિમાં, સદ્વર્તનમાં, કાર્યકુશળતા, હુન્નર ઉદ્યોગમાં. શોધખોળમાં, કળાકૌશલ્યમાં વેપારરોજગારમાં, તથા અનેક વિષયોમાં ઘણા આગળ વધી ગયાછે આપણે પણ આવા દાખલાઓથી હવે જાગૃત થવું જોઇએ ઋષિમુનીઓના આશ્રમમાં જવું હવે બને એવું નથી તો તેને મળતાં જે સાધનો આધુનીક સમયને અનુસરીને એ દેશોમાં ઉત્પન્ન કરવામાં આવ્યાં છે અને જે આપણા દેશમાં ક્વચિત ક્વચિત ન્હાના મોટા પાયા ઉપર સ્થાપવાની શરૂઆત થઈ ચુકી છે, તેવાં સાધનો આપણે પણ યોજવાં જોઇએ એ આપણું કર્તવ્ય છે લોહાણા જ્ઞાતિ પરત્વે વિચારતાં આજથી પંદર વર્ષ ઉપર માત્ર ૧૫–૨૦ ઉદાર ભાઇઓની હિમ્મત અને ઉદારતા વડે રાજકોટમાં ઘણાજ ન્હાના પાયા ઉપર અને ફકત વાર્ષિક મદદના આશ્રયથી આવી એક સંસ્થા સ્થાપન થઇ એ સંસ્થાના સ્થાપનને પરીણામ તથા તેના વાર્ષિક મેળાવડાઓની અસરથી થયેલી જાગૃતીને લીધે આજપર્યંત એવી બીજી અનેક સંસ્થાઓ ઠેકઠેકાણે ઉભી થઈ છે, મુંબાઇની, કચ્છી, ઘોઘારી, હાલાઇ એ ત્રણ બોર્ડીંગો, પોરબંદરની બોર્ડીંગ, અમરેલીની બોર્ડીંગ ભાવનગર બોર્ડીંગ, જામનગરની બોર્ડીંગ. વડેદરાની બોર્ડીંગ, કરાંચીની બોર્ડીંગ ધોળેરાની બોર્ડીંગ જોડીઆ બોર્ડીંગ દ્વારકાની બોર્ડીંગ—એવી અનેક ઠેકાણે થઇછે, તે ખુશી થવા જેવું છે તદ્દુપરાંત વિદ્યોત્તેજક મંડળો. મિત્રમંડળો, નિરાશ્રિત મંડળો, કન્યાશાળાઓ આદી ઘણાં ઘણાં થયાં છે તે સર્વના સ્થાપકોને ધન્યવાદ ઘટે છે પણ ભાઇઓ આટલેથી બસ થયુ છે. એમ માનવાનું નથી. હજી પ્રત્યેક શેહેરોમાં અને પ્રત્યેક ગામમાં જ્યાં લોહાણા ભાઇઓનો નિવાસ હોય, ત્યાં આવી સંસ્થાઓ ઉભી થવાની અગત્યતા છે. એટલુંજ નહીં પણ હવે સમય એ આવી લાગ્યો. છે કે આ સર્વ

દેશ દેશાવરની સંસ્થાઓ, જેનો ઉદેશ તથા હેતુ એકજ છે. તે સઘળીનું સંમેલન થવાની, તેમની વ્યવસ્થા અમુક ધોરણ ઉપર ચલાવવાની, તથા તેમનામાં પરસ્પર સ્નેહ સંબંધની વૃદ્ધિ કરવાની આવશ્યકતા છે. કોઇ મધ્યસ્થ સેન્ટ્રલ સ્ટેન્ડીગ સંસ્થા સ્થપાય અને તેના નીતિમમાં રહીને આ સર્વ સંસ્થાઓ કામ કરે તો હેતુ જે સમાએલો છે તેમાં વધારે સરલતા થાય અને વધારે પુષ્ટિ મળે અર્થાત એવી કોઇ યોજના ગડી કહાડવી જોઇએ કે જેથી જેમ પ્રત્યેક ગામનું જળ પ્રથમ નજીકના નાળાં ને જઇ મળે છે; ત્યારબાદ નદીમાં જઇ બીજાં નાળાંઓના જળની સાથે ભળે છે. અને છેવટે મહાસાગરમાં જઇ સર્વ નદીઓ તથા સર્વ નાંળાંનું જળ એકત્ર થાય છે. તેવી રીતે એ સર્વ તથા હવે પછી ઉત્પન્ન થનારી સંસ્થાઓ એક બીજાના સંબંધમાં રહી એક બીજાની સહાયતામાં ઉત્તરોત્તર બાંધેલા ક્રમ પ્રમાણે પોતપોતાનુ કાર્ય કરે મારી કહેવાની વાત એ છે કે રાજકોટના બોર્ડીંગમાં ગુજરાતી ૭ ધોરણો સુધી ભણાવતા હોઇએ તો એટલાં ધોરણ ભણી રહ્યા બાદ તેમાંના છોકરાઓ અમરેલીની બોર્ડીંગમાં જાય અમરેલીમાં અંગ્રેજી ત્રણ ધોરણ ભણીને વડોદરા બોર્ડીંગમાં જાય વડોદરામાં મેટ્રીક્યુલેશન સુધી ભણીને કરાંચી બોર્ડીંગમાં કૉલેજનું શીક્ષણ લેવા જાય.—એવી રીતે પરસ્પર સંમેલન કરી સહાયતા કરવાથી કાર્યસાદ્ધિને ઘણો ફાયદો થશે આ યોજના ઉપર કહ્યા પ્રમાણે એક મધ્યસ્થ સ્ટેન્ડીંગ સંસ્થા સ્થપાયા વિના બનીશકે નહી. અને આ પ્રસંગે હું કહેવાની રજા લઉં છું કે હાલની જે સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે તે જો કે ઘણું સારૂં કરે છે, અને જ્ઞાતીની ઉત્તમ સેવા બજાવેછે, એમાં શક નથી તેપણ તેમાંની કોઇ સંસ્થામાં ખરેખરી જે ઉચ્ચ

યાને કૉલેજની કેળવણી ઐદ્યોગિક કેળવણી તથા હુન્નરકળાની એક પ્રની કેળવણી આપવાના સાધનોનું અગસ્તિત્ર કેવળ નથીજ એમ કહીએ તો ચાલે માત્ર એકજ સંસ્થા એવી છે કે જે આપણા ઉદાર ચરીત જ્ઞાતીભુષણ શેઠ દામોદરદાસ સુખડવાળાએ કરી આપેલા સાધન એકત્રડે કૉલેજીઅન વિદ્યાર્થીને મહીનેપંદર રૂપીઆની સ્કોલરશીપ આપી શકે છે મેરા પ્રિય ભાઇઓ આપ વિચરો કે કયાં પ્રત્યેક શેહેરમાં હજારોની સંખ્યામાં ગણાતા લોહાણાની સમગ્ર જ્ઞાતિ અને કયાં એક સ્કૅાલરશીપ અને । તે પણ પંદર રૂપાઆની. કે જે રકમમાં આજના જમાનામાં મોટા શેહેરની કોઇ કૉલેજનો ખર્ચ તો પુરો થાયજ નહીં. આજે દેશદેશાવરનો વિદ્વાન માનવંતા. અગ્રેસર. ઉદાર ચરીત્ર તથાપરોપ ભાઇઓના જ્ઞાતીહીતચિન્તાર્થે એકત્ર થયેલા એકસંપીસંમેલનની સાનુકુળતાનોલાભ લેઇ હું આપને વિનયપુર્વક એવી વિનંતી કરવા માગુછું કે આપ કૃપા કરી ને આ મારી નમ્ર સુચનાને અવસ્ય વિચારમાં લેશો. જ્ઞાતિ ભાઇઓના અભ્યુદયની માત્ર વાતો કરવાને બદલે જો તે સિદ્ધ થએલો જોવાની ખરેખરી ઇચ્છા. હોય—ઉંચી એટલે કૉલેજીઅન કેળવણી તથી સમયોચિત. ઉપયોગી ઐદ્યોગિક અને વિદ્યાહુન્નરની કેળવણીને અભાવે લોહાણા ભાઇઓની હજી પણ વધારે અવનતિ થશે એમ જો આપને ખાત્રી થઇ હોય—જ્ઞાતિના બાળકોને એવી કેળવણી લેવાનાં તથા ઉદ્વર્તન સંપાદન કરવાનાં સાધનો કરી આપવામાં જે પુણ્ય સમાએલું છે, તે બીજા બીજા સઘળાં પુણ્યો કરતાં ચઢીઆતું છે, એમ જો હવે આપને ગળે ઉતર્યું હોય—હું ઉપર વિગતવાર સમજાવી ગયો છું તેમ આવું કાર્ય કરવામાં આપણે પરોપકાર વા પરમાર્થ કરીએ છીએ એમ નથી પણ વાસ્તવીક રીતે આપણો સ્વાર્થજ સાધીએ છીએ એ વાત જો આપની નજરમાં વ્યાજબી લાગતી હોય—તો ઉચીત છે

કે આની યોજના અમલમાં લાલવા તરફ સત્વર આપનું લક્ષ દોડાવવું ભાઇઓ વિચાર કરશો તો આ યોજનામાં કાંઇ એવી ભારે મુસ્કેલી સમાએલી નથી ન્હાના મોટાં નાળાં નદીઓ તો હમણુાંજ અસ્તિત્વમાં છે, અને સમયને અનુસરીને તથા આ સંમેલનથી થએલી વિશેષ જાગૃતિને પરીણામે એવાં બીજાં પણ ઠેકોઠાણે ઉત્પન્ન થશે એમાં શક નથી, અને આ પ્રસંગે વિષય બહાર જઇને પણ જણાવવાની મને રજા આપશો કે એક બે નવી બોર્ડીંગો સ્થપાયાની આનંદદાયક હકીકત ઇશ્વિરેચ્છા તો આપણી આ કોનફરન્સની બેઠકમાંજ સાંભળવાને આપણે ભાગ્યશાળી થઇશું. પણ ખરેખરી ખામી હવે મહાસાગર રૂપી મધ્ય સંસ્થાની રહી છે, અને તે સારૂ બહુ બારીકીથી અને વિચારપૂર્વક ખોળ કરતાં મારી અલ્પ તથા નમ્ર દૃષ્ટિને તો અમારા આ મહા પ્રતાપી મહાનુભાવ મુંબઇ શહેર પાસેજ મહાસાગરનાં દર્શન થાય છે સર્વ ગ્રામોનું ગ્રામ તથા સર્વ નગરીઓનું નગર છે.—મુંબાઇમાં સર્વ દેશ દેશાવરોના સર્વ મત મતાંતરોના તથા સર્વ ધંધારોજગારના ભાઇઓનું સંમેલન છે,—મુંબઇમાં આર્ટસ કાલેજો મેડીકલ કાલેજો, ટેકનીકલ કાલેજો, વેટરીનરી કાલેજો, હુન્નર ઉદ્યોગની શાળાઓ, રસાયણ પ્રયોગની શાળાઓ, વિવિધ પ્રકારનાં કારખાનાંઓ, ઇત્યાદી સર્વ પ્રકારની ઇચ્છિત કેળવણી લેવાનાં સાધનો તૈયાર છે— અને આવી મહાન સંસ્થાઓનું ધારાધોરણુસર વ્યવસ્થા ચલાવવામાં નિપુણ સરકાર દરબારથી માનપદને પામેલા તથા વિદ્યાવલાસ, પરોપકાર ઉદારતા, વ્યવહારિક જ્ઞાન કાર્યવાહિપણું ઇત્યાદીમાં સર્વ કરતાં આગળ વધેલા એવા મહાન ગૃહસ્થોનો મુંબઇમાં નીવાસ છે, આ સર્વ સામગ્રીની સાનુકૂળીતા મુંબઇ સિવાય અન્ય કોઇસ્થળે દૃષ્ટિગોચર થતી નથી, વળી લક્ષ્મીદેવીની પ્રસન્નતા પણ મુંબઇમાંજ અધિક છે, અને મને

કહેતાં માન હર્ષ અને મગરૂબી ઉપજે છે કે સદ્‌ભાગ્યે મુંબાઇમાં વ-સતા આપણા મહાજનમાં જ્ઞાતીની ઉન્નતી કરવાની લાગણીઓ એ કામમાં સહાયતા કરવાની સદ્‌વૃત્તિઓ લોહાણા ભાઇઓને કેળવણીના લાભ આપવાની કાળજી તેમને વિદ્યા હુન્નર ઉદ્યોગાદીમાં આગળ વધેલા જોવાની પ્રબળઇચ્છા અને એકંદરે પરોપકાર તથા પરમાર્થનાં કામ પ્રત્યે પ્રીતીભાવ—આ સઘળા ગુણોએ મુંબઇના મહાજનમાં વિશેષ મજબુતાઇથી વાસ કર્યો છે, ઉક્ત ગુણગણોથી વિભુષિત લોહાણા ભા-ઇઓની સંખ્યા મુંબઇમાં એટલી મોટીછે, કે કોઇ નામ વીસરી જવાના ભયથી તેની ટીપ અત્રે આપવાની હું હિમ્મત કરતો નથી પણ ઉપ-રોક્ત વાતની સત્યતાની સાબીતીની જો જરૂર હોય તો જુઓ આભવ્ય મંડપ તથા તેના શણગાર પાછળ કરેલો ખર્ચ તથા વેઠેલો શ્રમ—બહાર ગામથી પધારેલા ભાઇઓની સરભરાનો ઉત્તમોત્તમ બંદોબસ્ત,—કોનફ-રન્સના કાર્ય પરત્વે દેખાતો અદ્વિતીય ઉમંગ તથા ઉત્સાહ—મોટા પાયા ઉપર ની બોડીંગો વાંચોત્તેજક મંડળોમીત્ર મંડળો કન્યાશાળાઓ દવાખાનાઓ, સુ તિકાગૃહ સસ્તાં ભાડાનાં મકાનોની સ્થાપના—આ સઘળાથી ઉપરોક્ત વાત નીર્વિવાદ રીતે સીદ્ધ થાય છે માટે જો કોઇપણ સ્થળે ઉપર કહ્યા પ્રમા-ણેની મધ્ય સંસ્થા સ્થાપવાની યથોચીત યોગ્યતા હોય તો આ અમારા મુંબાઇમાંજ છે; એ વિષે તો બે મત થશે નહી એમ હું માનું છું તો પછી મારી પ્રાર્થના એછે કે એવા હીતકર અને અવશ્યના કાર્ય માટે આ મહા પવિત્ર સમારંભના પ્રસંગ કરતાં બીજી કઇ વધારે મોટી તક મળશે! મુંબઇનું મહાજન પ્રત્યેક રીતે વડપણને તથા શોભાને પાત્રછેકોનફરન્સ ભરવાની પેહેલ કરવામાં પોતાનુ એ વડપણ અને એ શોભાને ઉજ્જવ-લિત કરી સમસ્ત જ્ઞાતીને સહાને માટે આભારી બનાવી છે અને હવે

આ ઉત્તમોત્તમ મહોત્સવને પ્રસંગે જો ઉપરોક્ત કાર્યની યોજના થશે તો એ વડપણમાં એ શોભામાં અને એ આભારમાં ઘણો વધારો થશે પ્રભુકૃપાથી અહીં કેટલાક ભાઇઓ એવા ઉદારચીત અને શક્તિવાન છે કે તેઓમાંથી હરકોઇ એક ગૃહસ્થ ધારે તો પોતે એકલાજ આ કાર્ય પાર પાડી શકે એમ છે પરંતુ હાલ તુરત ફરી તેમ ઇચ્છા ન હોય તો આ પ્રસંગે ફાળોકરી એક એવું ફંડ કરવું જોઇએ કે જેના વ્યાજમાંથી મુંબઇમાં યોગ્ય રથળે એક ઉચી કેળવણી માટેનું લોહાણા બોર્ડીંગ નીભાવી શકાય એ સંસ્થામાં કચ્છી, ઘોઘારી હાલાઇના કોઇ પ્રકારના ભેદભાવ વિના લોહાણાના છોકરાઓને મેટ્રીક પછીની ઉંચી કેળવણીને માટે રખાય તેમાંથી આર્ટસ કોલેજ મેડીકલ કોલેજ ટેકનીકલ કોલેજ, કેમીકલ લેબોરેટરી, વેટરીનરી સ્કૂલ વિગેરે હરેક પ્રકારની કેળવણી છોકરાઓને મળી શકે, વળી એમાંથીજ એન્જીનીઅરીંગ કોલેજને માટે તથા બીજા કોઇ હુન્નરઉદ્યોગને માટે મુંબઇ બહાર જનાર વિદ્યાર્થીને સ્કોલરશીપ આપી શકાય અને છેવટે એજ ફંડની ઉપજમાંથી મફત લાભ લેવા ન ઇચ્છનાર ઉમેદવારને લોન યાને પછી ભરી દેવાની શરતે ઉછીની રકમ આપી શકાય,—આવી રીતની યોજના થાય તો આપણી જ્ઞાતિમાં જે મોટામાં મોટી ખમી છે તે પૂરી પડે. હાલ તુરતને માટે વીશ પચીશ વિદ્યાર્થીઓનો નિભાવ થાય એટલી ગોઠવણથી શરૂઆત કરવામાં આવે તોપણ સંતોષ માનવા જેવું છે, કેમકે એકવાર આવી સંસ્થાનો પાયો નંખાયા પછી તે એટલી બધી પ્રીતિપાત્ર થશે કે આપોઆપ એમાં મદદો મળી દિનપરદિન વૃદ્ધિનેજ પામતી જશે, એમ મારી ખાત્રી છે. એનું એક ધારા પ્રમાણે ટ્રસ્ટ કરવું જોઇએ, અનેયોગ્યતાવાળા ટ્રસ્ટીઓ, કાર્યવાહક સેક્રેટરી આદિ અધીઃ

કારીઓ નીમાવા જોઇએ. સંક્ષેપમાં કહેવાનું કે ભલે આપણું ખાતું ન્હાનું હોય તોપણ સઘળી વ્યવસ્થા સદ્દગત પરોપકારી બાટીઆ શેઠ ગોકુળદાસ તેજપાળના બોર્ડીંગને મળતી થવી જોઇએ. આ યોજના જો આપ સર્વને રૂચતી હોય તો બહાર દેશાવરના તેમજ મુંબઇના ભાઇઓ પ્રત્યે મારી માનપૂર્વક વિનતિ છે કે આ કાર્યની તથા તેમાંથી નિપજનાર શુભ પરિણામની મહત્વતા નજરમાં રાખી પૂજ્ય માતુશ્રી કાનબાઇના દાખલાને પ્રમાણ ગણી, આપનો ઉદાર હાથ છૂટથી લંબાવવા કૃપા કરશો. મને પોતાને આવી સંસ્થાની જરૂરીઆતની તેમાંથી ઉત્પન્ન થનાર ચ્હાદિષ્ટ ફળની તથા જ્ઞાતિભાઇઓના અભ્યુદય અર્થ તેની યોગ્યતાની એટલી મજબુત ખાત્રી છે, કે જો આપ ફાળો કરવાનો નિશ્ચય ઉપર આવશો તો હું મારી નાણાં સંબંધી સ્થિતિ જાણનારને આશ્ચર્ય થાય એવી અને મારા ગજા કરતાં બમણી ત્રમણી રકમ ભરવા ખુશીથી તત્પર રહીશ. કેમકે હું અંતઃકરણપૂર્વક એમ માનું છું કે આવા પરોપકારી કાર્યમાં પૈસા નાખવો એ ભવિષ્યના સુખનું બીજ વાવવા સમાન છે, અને આ સંસારને અંતે મોટામાં મોટા ન્યાયાધિકારી જે પરમ કૃપાળુ પરમેશ્વર તેના ચોપડામાં આવી રીતે વાપરેલું નાણું વ્યાજ સહિત મારા ખાતાના જમે પાસામાં પડશે બંધુઓ આથી અધિક કહેવાને હું સમર્થ નથી.

(૩૧) આ સંબંધે કાંઇ ભૂલ અથવા સમજણફેર ન થવા પામે માટે એટલી પુનરૂકિત કરવાની જરૂર છે કે આ બાબતમાં કોનફરન્સ તરફથી કોઇ પ્રકારની ફરજ પાડવામાં આવેછે એમ માનશો નહીં કોનફરન્સનો હેતુ તો ઉન્નતિનાં સાધનો માત્ર સૂચવવાનો છે, પછી તે સાધનો હાથમાં પકડવાં કે નહીં એ આપણી મુખત્યારીનીવાતછે.

(૩૨) હાનિકારક રિવાજોના વિષય ઉપર આવતાં મારે અત્યંત ખેદ સહિત કહેવું પડે છે કે બીજી કેટલીક કોમોની સાથે આપણી કોમમાં પણ કેટલાક એવા અનુચિત, અધાર્મિક, અમર્યાદ, તથા અનિષ્ટ રિવાજો જડ ઘાલી બેઠા છે કે જે આપણા સુખનો નાશ કરેછે, કલેશની વૃદ્ધિ કરેછે, તન્દુરસ્તીને નુકસાન કરેછે, આયુષ્યને ટુંકું કરેછે, વિદ્યાભ્યાસમાં વિરોધ કરેછે, બુદ્ધિવિકાસને બાધ કરેછે, અને ટુંકામાં કહીએ તો અનેક રીતે ઉન્નતિને આડા આવેછે. વસ્તુતઃ જોઇએ તો અવિદ્યા અને અજ્ઞાનનુંજ એ પરિણામ છે, એટલે જેમ જેમ વિદ્યાની વૃદ્ધિ થતી જશે ને અજ્ઞાનનો નાશ થતો જશે, તેમ તેમ એવા અશ્રેયસ્કર રિવાજો પણ પોતાની મેળે દૂર થતાં જશે તથપિ આપણને ઉચિત છે કે આપણે ધીમે ધીમે અને હિમ્મતથી એ અનિષ્ટ બંધનોને તોડવાના પ્રયત્નો કર્યા કરવા અમુક રિવાજ પરંપરાથી અમારા બાપદાદાના વખતથી ચાલ્યો આવેછે અમે કેમ મૂકી દઇએ, આ તો આખા દેશમાં ફેલાયલો છે તે અમે એકલા શું કરી શકીશું આજ સુધી અમારો સંસાર એમને એમ ચાલ્યો જાયછે એમાં વળી સુધારો શું કરવો—આવા આવા સંકુચિત વિચારોથી આ વાતની અવગણના કરી કાઢી નાખવા જેવી નથી કેમકે પ્રિય બંધુઓ એક લેખકે કહ્યું છે તેમ એર્થાત બેડી ભલે સોનાની બનાવેલી હોય તો પણ તે બેડી તો છેજ ટરકી દેશની એક કેહેવત છે કે આવી હાનિકારક રૂઢીઓ એક જુલમી રાજાના જેવી હોય છે કે જે બુદ્ધિને ગુલામ બનાવી અંધકારના કેદખાનામાં પૂરી રાખી તેનો ઉપયોગ થવાનો અવકાશજ આપતી નથી માટે આપણી હાલની અવનત દશા દૂર થય, યથોચિત ઉન્નતિનો સમય પ્રાપ્ત થાય આજના અતિ વેગના જમાનાની શરતમાં બીજી આગળ

વધારે કોમોને મુકાબલે આપણે હાલ છીએ તે કરતાં પણ વધ- ધારે છાત ન પડી જઇએ—એવી જો આપણી ઇચ્છા હોય તો આપણે હવે આ બાબતમાં આપણી આંખ ઊઘાડવી ઘટેછે. અલબત હું કબુલ કરૂંછું કે સેકડો વર્ષોથી જડ ઘાલી બેઠેલા અહિતકર રિવાજો એકદમ નિર્મુળ થવા મુસ્કેલ છે એટલુંજ નહીં પણ કેટલીક વાર એમ પણ બનેછે કે આવી બાબતોનાં સુધારાનો પ્રયત્ન કરનાર માણસો ઊપર અણસમજથી તથા અજ્ઞાનથી પાયાવિનાના આક્ષેપો મૂકવામાં આવે છે. પણ સમજુ ડાહ્યા, અને હિતચિંતક ભાઇઓનું કર્તવ્ય એ છે કે આવી મુશ્કેલીથી અને આક્ષેપોથી પાછા હઠી ન જતાં ધારેલા કાર્યની ઊત્કૃષ્ટતા તથા તેમાંથી નિપજવાનાં શુભ પરિણામો ઊપર નજર રાખીને દ્રઢતાથી હિમ્મતથી તથા ખંતથી પોતાનો પ્રયાસ ચાલુ રાખવો.

(૭૩) પરંતુ આવા પ્રયત્ન કરનારાઓએ એક વાત નિરંતર લક્ષમાં રાખવાની જરૂર છે, તે એ છે કે સુધારા માટે જે જે ઊપાયો યોજવામાં આવે તેમાં કંઇ દ્વેશ તકરાર વા કુસંપ ઊત્પન્ન ન થાય એ વિષે ખાસ કાળજી રાખવી જોઇએ આપણા સુધારાના વિચારની સાથે મળતા આવતા ન હોય એવા માણસો પ્રતી પણ તિરસ્કારની નજરે જોવું નહી, વયોવૃદ્ધ માણસોનાં અનુભવસિદ્ધ વાકયો પ્રતી ઘટતી પૂજ્યબુદ્ધિનો ત્યાગ કરવો નહી કોઇપણ વ્યક્તિ અગર વ્યક્તિઓની ધાર્મિક વા બીજી લાગણીઓને દુઃખ કરવું નહીં, મહાજનના અગ્રેસરો શેઠીઆઓ તથ પ્રતિષ્ટિત પુરૂષોના અધીકારનુ અપમાન તો કદી થવા દેવુ નહી— આ વસ્તુઓ તો સૂત્રરૂપે ગોખી રાખવી જોઇએ કેમકે ભાઇઓ મારો નમ્ર પણ મજબુત મત એવો છે કે જનસમૂહની સામા થઇને કોઇપણ સુધારો યથોચીત રીતે થઇ શકવાનો નથી, ચિરસ્થાઇ સુધારો તો જન-

સમૂહને વચ્ચે રહીને તથા તેઓની સાથે સામેલ થઈનેજ સાધી શકાય છે પ્રસંગવશાત તેમના વિચારના વેગમાં આપણે તણાવું આપણા વિચારના વેગમાં તેમને તાણવા એમ ધીમે ધીમે તેમનું માન જાળવીને તથા તેમની પ્રીતિ સંપાદન કરીને અસર કરતાં કરતાં ધારેલાં કામ સારી રીતે પાર પાડી શકાય છે, નદીના પાણીના પુર વેગની સામા થઈ તેનેઅટકાવવા સારૂ કાંઈ આડ મૂકીશું તો તેને ખસેડી નાખી અથવા પોતાના વેગમાં તાણી જઈ સઘળું પાણી સમુદ્રમાંજ જતું રહેશે, ને જનસમૂહના ઉપયોગને માટે નકામું થશે પણ જો એજ પ્રવાહની સાથે રહી તેને યથોચિત સારણોમાં વાળી લઈશું તો અનેક જનહીતનાં કામો માટે એ પાણીનો ઉપયોગ કરી શકીશું.

---

લુહાણા હિતેચ્છુ ઓફીસમાં મળતાં પુસ્તકોની યાદી–

| | |
|---|---|
| રમણ ને રસિક.... .... .... .... .... .... | ૦—૮—૦ |
| વિષયાદેવી યાને ઝેરનો પ્યાલો.... .... .... | ૦—૮—૦ |
| ગોદાવરી. .... .... .... .... .... .... .... | ૦—૮—૦ |
| શ્રીનાથજીનું પ્રાગટ્ય .... .... .... .... .... | ૦—૮—૦ |
| સાબુ બનાવવાનો હુન્નર.... .... .... .... .... | ૦—૫—૦ |
| દીવાળી કે હોળી .... .... .... .... .... .... | ૦—૦—૬ |
| કીલી શેઠાણી .... .... .... .... .... .... .... | ૦—૪....૦ |

ઉપરનાં પુસ્તકો ઘણાંજ વાંચવા લાયક છે, માટે તાકીદે મંગાવો. બધાં ભેગાં મંગાવનારને તો ફક્ત બેજ રૂપિઆમાં મલશે. હરેક પુસ્તકનું પોસ્ટેજ જુદું સમજવું

લુહાણા હીતેચ્છુ ઓફીસ વડનગર ( ગુજરાત. )

(૩૪) ભાઇઓ મારા કેહેવાનો અર્થ એમ સમજશો નહીં જેટલા જૂના રિવાજ છે એટલા બધા ખોટાછે, આપણા શાસ્ત્રોએ તથા આપણા વડીલોએ કેટલાક તો એવાં સરસ, ઉપયોગી અને હિતકર ધોરણો આપણે માટે બાંધી રાખ્યાછે કે જે સુધારામાં આગળ વધેલા પશ્ચિમભણીના દેશો પણ હજી હવે શીખતા જાયછે. દાખલા તરીકે જુઓ આપણા મૃત્યુ પાછળ સૂતક પાળવાના નિયમો, કે જેમાં મરનાર માણસનાં સગાં સંબંધીઓ, પાડપાડોશીઓ, તથા વૈદ દાકતરો પણ જે જે પ્રમાણમાં મરનારના સંસર્ગમાં આવ્યા હોય તે તે પ્રમાણ ઉપર સુરત રાખીને જુદા જુદા સમય સુધી તેમણે અસ્પર્શ્ય રેહેવાની વિગતવાર સીમા ઠરાવી છે. આપણે અસલથી એ પ્રમાણે વર્તતા આવ્યા છીએ, જ્યારે પાશ્ચિમાત્ય લોકો વૈદકશાસ્ત્રને આધારે કવરેન્ટાઇન અથવા સેગ્રીગેશનને નામે તેને હજી આજે ઓળખવા લાગ્યાછે. તફાવત એટલોજ છે કે એ લોકો એ વસ્તુઓનું તાત્પર્ય સમજીને, તેના ફાયદાનો વિચાર કરીને, બુદ્ધિપૂર્વક તેનો જ્યારે આપણે એનું રહસ્ય તથા એનો હેતુ સમજ્યા વિના માત્ર દેખાદેખીથીજ એવા નિયમ પાળ્યા જઇએ છીએ, એટલુંજ નહીં પણ લાંબા સમયના અવિદ્યા તથા અજ્ઞાનને પરિણામે, સ્વાર્થથી, ભયથી ક્રોધથી, ભૂલથી મિથ્યાભિમાનથી વા અકસ્માતથી એવા નિયમોની સાથે જોડાઇ ગએલી અનુપયોગી અને હાનિકર્તા રૂઢીઓમાં પણ આંખ બંધ રાખીને તણાયા જઇએ છીએ. આના સંબંધમાં અજમેરવાલા શ્રીયુત્ શેઠ હીરાચંદજી સચેતીએ પેહેલી જૈન કોનફરન્સમાં આપેલો એક દાખલો મને યાદ આવે છે એક કોમમાં એવો રિવાજ છે કે વરકન્યાને ફેરા ફરવાનો સમય થાય ત્યારે એક બિલાડીને પકડી તેને ટોપલી તળે પૂરી મૂકવી અને ફેરા

ફરી રહે એટલે છોડી મૂકવી. તપાસ કરતાં એમ માલમ પડયું છે કે પૂર્વે કોઇ કાળમાં એ કોમના એક અગ્રેસર ગૃહસ્થને ઘેર લગ્ન પ્રસંગ હતો, ને સાંકડા ફળીઆમાં લગ્નમંડપ નાખેલો હતો, ત્યાં ફેરા વખતે અકસ્માતથી એક બિલાડીએ આવી કુદાકુદ કરી હરકત કરવા માંડી જેથી ગૃહપતિની આજ્ઞાથી એ બિલાડીને ટોપલી તળે ઢાંકી દેવામાં આવી. ત્યારપછી એકને જોઇને બીજાએ કર્યું, એમ પરંપરાથી એ કોમમાં ઉપરોક્ત નિષ્પ્રયોજન રિવાજ પેસી ગયો. મારા કહેવાનો સાર એ છે કે જેમ કોઇ ડુબતો માણસ પોતાના હાથમાં આવેલી ગમે તે વસ્તુને, એ વસ્તુ તેને વધારે ઉંડો ડુબાવવાનુંજ કામ સારેછે છતાં વગર સમજે તેને જોરથી બાઝી રેહેછે, તેવી રીતે હેતુ તથા રહસ્ય સમજ્યા વિના અંધ બનીને માત્ર દેખાદેખીથી નુકસાનકારક તથા અધર્મિક રિવાજોમાં તણાયા જવું એ સમજુ માણસને યોગ્ય નથી તેમજ બીજી તરફથી હેતુ તથા રહસ્ય સમજવાની તસ્દી લીધા વિના માત્ર મિથ્યાભિમાનથી, આડંબરથી યા મોજશોખના કારણને લીધે ઉપયોગી રિવાજોનો લય કરવો અને પારકું એટલું બધું સારૂં એમ માની લઇ તેનું બંધ આંખે અનુકરણ કરવું એમ પણ ન થવું જોઇએ કોટ પાટલુન ખમીસ કોલર તથા બુટ મોજાં પેહેરવામાં માથે વિવિધ પ્રકારના વાળ રાખવામાં ચાહની સાથે પાઉં બીસ્કીટ ખાવામાં, ઇરાનીની દુકાનનું આઇસક્રીમ ખાવામાં ટેબલ ખુરશીએ જમવા બેસવામાં ધાતુની જગ્યાએ કાચનાં પાત્રોનો ઉપયોગ કરવામાં અથવા એવાંજ બીજાં સ્વચ્છંદ વર્તનમાં સુધારો સમાએલોછે, એમ સમજવાનું નથી ખરી વાત તો એ છે કે દરેક રિવાજની યોગ્યયોગ્યતાનો લાભાલાભનો તથા શાસ્ત્રીય અશાસ્ત્રીયપણાનો બરાબર વિચાર કરી આપણને જે

હાનિકારક જણાય તેનો ત્યાગ કરવો ને ફાયદાકારક માલમ પડે તેને ગ્રહણ કરવો.

(૩૫) આ ધોરણે તપાસતાં આપણામાં એવા ઘણા રિવાજો નજરે ચડેછે કે જે અતિશય હાનિકર્તા છે. (૧) બાળલગ્ન, (૨) કજોડાં, (૩) વૃદ્ધ લગ્ન, (૪) કોઇ કોઇ ઠેકાણે કન્યાવિક્રય, (૫) એક સ્ત્રીની હૈયાતીમાં બીજી સ્ત્રી કરવી (૬) કવચિત્ કવચિત્ પરણેલા સ્ત્રી પુરૂષ વચ્ચે છુટાછેડા અથવા ફારગતી અથવા ચાલ, (૭) અમર્યાદ તથા અસભ્ય ગીત એટલે લગ્નાદિ પ્રસંગે ગવાતાં ફટાણાંનો રવૈયો, (૮) લગ્ન, વેવીશાળ વિગેરે પ્રસંગે આપવાનાં પલ્લાં અથવા ચડાવવાના દાગીના વિગેરેનો હદ બહાર વધી ગયેલો રિવાજ (૯) શ્રીમંત પ્રસંગે થતી કેટલીક અશાસ્ત્રીય વિધિ તથા જમણવાર, (૧૦) શુભાશુભ પ્રસંગે દેખાદેખીથી થતા શક્તિ ઉપરાંતના જમણવાર વિગેરેના ખર્ચ (૧૧) તથા એવે પ્રસંગે થતી ધર્મ સંબંધી ક્રીયાઓ સશાસ્ત્ર છે કે કેમ તે વિષે દુર્લક્ષ, (૧૨) મૈયત પાછળ રડવું કૂટવું (૧૩) મૈયત પાછળ જમણવાર. (૧૪ મૈયત પાછળ પેહેરામણી—ઇત્યાદિ ઘણા એવા અનિષ્ટ રિવાજો આપણામાં પેસી ગયાછે કે જે આપણા સંસારના સુખને, આપણા શરીરની તંદુરસ્તીને આપણા ચિત્તની શાંતીને, આપણી જીંદગીની રસમયતાને, આપણાં બાળબચ્ચાંના આયુષ્યને તથા, આપણી અભિવૃદ્ધિનાં સાધનોને, કોકેન જેવા તીક્ષ્ણ પણ ધીમા ઝેરની માફક નિરંતર ક્ષીણ કર્યા કરેછે. આવી રીતે લાગુ પડેલા આ ક્ષય રોગના ઇલાજ જો સત્વર યોજવામાં નહીં આવે, તો આપણી હજી પણ શું શું અને કેટલી અવનતિ થશે તેનું માપ હું આપી શકતો નથી. જ્યાંસુધી આ ઝેરની અસરને આપણા કાબુમાં નહીં લાવી શકીએ

ત્યાંસુધી આપની ઉન્નતિના ઉપર કેહેવાઇ ગએલાં બીજા સાધનોનો પ્રયાસ ફળીભુત થવાંમાં ખામી આવશે એમ આપ ખાત્રીથી માનશો. માટે મારા પ્રિય બન્ધુઓ આપણે બહુ બહુ ઢીલ કરી છે, બહુ પછાત રહી ગયા છીએ તથા તેનાં માઠાં પરિણામો વેઠીએ છીએ, તો હવે તો અવસ્ય આપણે આપણી આંખ ઉઘાડવી જોઇએ અને આપ સર્વ આ બાબતમાં આપનાથી બનતી સહાયતા કરશો એવી ઉમેદ રાખું છું ન્યાતના અગ્રેસરો, શેઠીઆઓ, વિદ્વાનો તથા આગળ પડતા ગૃહસ્થોનુ તો આ બાબતમાં ખાસ કર્તવ્ય છે કે તેમણે આવા હાનિકારક રિવાજોને કાઢી નાખવાની શરૂઆત કરી બીજા ભાઇઓને ઉત્તમ દાખલારૂપ બનવું.

(૩૬) માન માનવંતા ભાઇઓ આ સિવાય બીજા પણ વિષયો આપની સમક્ષ વિચારવા માટે આવશે, પણ મેં આપની કૃપનો ઘણો ગેરલાભ લીધોછે, એટલે હવે વિશેષ તસ્દી આપવાનું ઉચિત ધારતો નથી આપ બંધુરાહુએ મને જે આ અપૂર્વ માન આપી ભાગ્યશાળી બનાવ્યોછે તે માટે ફરીથી આપનો ઉપકાર માનુંછું અને આપે ધીરજ તથા શાન્તિ રાખીને મારા આ દીન વિચારોને સાંભળવાનો શ્રમ લીધો છે તે માટે આભારી છું. મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે મારે જે કેહેવાનું હતું તે હું કહી રહ્યોછું અને તેમાં કાંઇ અયોગ્ય અરૂચીકર અગર વધારે પડતું કેહેવાયું હોય તો "જામેં જીતની બુદ્ધ હય ઉતનો કહે બતાય, સજ્જન બુરો ન માનીએ ઔર કહાંસે લાય" એ કેહેતીને સ્મરણમાં રાખી મને આપ ક્ષમા કરશો એવી પ્રાર્થના છે.

(૩૭) હવે આજ આપને એ કાર્ય કરવાનું રહ્યુંછે કે આવા મહાન મેળાવડાઓથી માન્ય થએલા રિવાજને અનુસરીને મુંબઇના

તેમજ દેશદેશાવરના જે ભાઇઓ પધાર્યાછે તેઓમાંથી પ્રતિનિધિરૂપે ડાહ્યા, સમજુ અનુભવી વયોવૃદ્ધ અને વિદ્વાન ગૃહસ્થોની એક ન્હાની સરખી સબ્જેક્ટસ કમિટી નીમી, કે જે કોનફરન્સમાં લાવવાના વિષયો તથા ઠરાવોનો નિશ્ચય કરે, એટલે તે નિશ્ચય પ્રમાણે કોનફરન્સમાં સરલતાથી અને શાંતિથી કામ કરવામાં આવે.

(૩૮) મારૂં આ ભાષણ સમાપ્ત કરતાં પેહેલાં હવે એકજ વાત મારે કેહેવાની રેહેછે અને તે એ છે કે આજના આ મહા પવિત્ર ઉત્સવમાં ભાગ લેવા આપણી સુશીલ અને શાણી બ્હેનોએ આટલી મોટી સંખ્યામાં પધારવાની જે કૃપા કરીછે, તેથી મારા આનંદની તો સીમજ રેહેતી નથી અને આપ સર્વ ભાઇઓને પણ એટલોજઆનંદ થયો છે એમ હું માનું છું સર્વ સત્કાર્યોમાં ગૃહસ્થની સહાયનામાં રેહવાનું જે કૃતવ્ય શાસ્ત્રમાં બતાવ્યું છે, તેને આજ આપણી અત્રે પધારેલી બ્હેનોએ પ્રત્યક્ષ સિદ્ધ કરી આપ્યું છે, એ આપણે થોડાઘણા હર્ષની, વા થોડીઘણી મગરૂબીની વાતનથી. જ્ઞાતી અભ્યુદયમાં જેટલું આપણું હીત છે તેટલુંજ સ્ત્રીઓનું હિત છે. જેટલું આપણું કર્તવ્ય તેટલુંજ તેમનું કર્તવ્ય છે, અને આપણી સ્ત્રીઓમાં હજી કેળવણીનું પછાતપણું છે તે જોતાં આટલી મોટી સંખ્યાની બ્હેનો પોતાના કર્તવ્ય ધર્મને સમજવા લાગી છે. એ ઉપરથી આપણાં સદ્‌ભાગ્યનો આજનો સૂર્ય કંઇક અલૌકિકજ ઉગ્યો છે. એમ હું માનુ છું અત્રે પધારેલી બ્હેનોને હું સત્કારપૂર્વક અભિનંદન આપુ છું તેમણે મારા ભાષણને ધીરજ અને શાંતિથી સાંભળ્યું તે માટે તેમનો આભાર માનુ છું અને તેમને વિનંતિ કરૂ છું કે તેમાં કન્યા કેળવણી સ્ત્રી કેળવણી, ધર્મ નીતીની કેળવણી તથા હાનીકારક રિવાજો વિષે જે કેહેવામાં આવ્યુ છે તેનું ખાસ મનન કરશો તેમાં સમાયલાં તત્વો

જો આપને લાભકારક લાગ્યાં હોય તો તદનુસાર વર્તન રાખવા તથા રખાવવા આપનાથી બનતા પ્રયાસ કરશો તેમજ આ કોનફરન્સના કાર્યમાં આપે જે અનન્ય દિલસોજી બતાવી છે તેવીજ નીરંતર રાખી અન્ય બ્હેનોને તથા આપનાં સગાં સંબંધીઓને પણ એવી પ્રેરણા કરવાની કૃપા કરશો વિશેષમાં પુરૂષ તેમજ સ્ત્રી એ બન્નેના સરજનહાર સુબુદ્ધિના આપનાર મહાન જગપિતા પાસે નમ્ર યાચના કરૂં છું કે અમારી લોહાણા કોમની અત્રે પધારેલી તેમજ અન્ય બ્હેનોને હરેક રીતનાં સુખ સંપત્તિ તથા રીદ્ધિસીદ્ધિ બક્ષો તેમને સર્વ પ્રકારની ઉપયોગી કેળવણીનાં મીઠાં ફળ આપો તેમને સદ્ધર્મ, સન્નીતી સદ્વર્તન તથા પરોપકારને માર્ગે ચાલવાની પ્રેરણા કરો તેમને તેમનાં ધર્મવિહિત કર્તવ્યોનું યથોચિત જ્ઞાન આપો અને એકંદરે તેમનાં ગૃહસંસારમાં પ્રવિણતા રસમયતા તથા શાંતીનો નિવાસ કરી જ્ઞાતિઉંદ્ધારના કામમાં તેમને અમારી જોગ્ય સલાહકર અને શુભેચ્છુ બનાવો.

(૩૯) છેવટે, શ્રી જગન્નિયંતા પરમકૃપાળુ પરમેશ્વર પાસે વારંવાર અને સવિનય પ્રાર્થના કરૂંછું કે અમારી લોહાણા કોનફરન્સનો વિજય થાઓ તે દિનપરદિન અધિકાધિક વૃદ્ધિને પામી લોહાણા ભાઇઓના અભ્યુદયને અર્થે ઉત્તમોત્તમ કાર્યો કરવાને સમર્થ થાઓ અને મારા લોહાણા બંધુઓ ધાર્મિક, નૈતિક, સંસારીક, વ્યવહારીક, આર્થિક, ઔદ્યોગિક કેળવણીની તથા અન્ય ઇચ્છિત વસ્તુઓની ઉન્નત દશાને પ્રાપ્ત કરવા ભાગ્યવાન થાઓ. !

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

ભાષણ બરાબર સાંજના ૫ કલાકે પુરૂ કીધું હતું જે વેળા ભારે હર્ષનાદ અને તાળિઓના અવાજો થઇ રહયા હતા.

## દીલશોજીના સંદેશા.

અત્રે પ્રમુખની ફરમાસથી મી, ગોપાળજી રામજીએ કોનફરન્સ તરફ દીલશોજી દેખાડનારા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા. (બરમા માંડલે) મેશરસ રણછોડ ગોપાળજી (કારંજ) ઠક્કરસી પંચાણભાઇ (રાજકોટ) રવજી જેઠાભાઇ (કરાંચી) હાલાઇ લોહાણા મીત્ર મંડળ (કરાંચી) પીતાંબરદાસ લવજી એડવોકેટ (બોમ્બે) જાદવજી દેવરાજ ગોરધન નાગજી; હીરજી જીવરાજ, રામજી મનજી (વડેરા) કરાંચી વીગેરે તરફથી મુબારકબાદીના સંદેશા ફરીવળ્યા હતા જેમાં કોનફરનસની દરેક ફતેહ ઇચ્છવામાં આવી હતી અને હાજર નહિ થઇ શકવા માટે પોતાની દિલગીરી દેખાડી હતી.

## કોન્ફરન્સનો ફોટોગ્રાફ.

પ્રમુખે પોતાનું ભાષણ અરધું પુરૂં કરયુકે તેમની સામે મેલેલા કેમેરામાંથી તેઓ અને તેઓની બાજુએ બેઠેલા હાજર રહેલા આગેવાનોનો ફોટોગ્રાફ પાડી લેવામા આવ્યો હતો

## ચા પાણી

કોનફરનસના મંડપની બહાર હાજર રહેલાઓ માટે ઠકર માણેકલાલ બાપુભાઇ તરફથી ચા પાણીની મફત (ફ્રી) વગર ગોઠવણ કરવામાં આવી અને તેના ઉપર મોટો દરોરો પડયો હતો ને બીજી તરફ કોન્ફરન્સના મંડપમાં તડાકાના ટપોટામાં બેસવાથી કોઇને જીવ કદાચ ઉકળે તો તેને માટે દાકતરોની ખાસ ગોઠવણ રાખવામાં આવી હતી અને કમ્પાઉંડની બહાર એક નાની જેવી ડિસ્પેનસરી પણ ઉભી કરવામાં આવી હતી.

હાજર રહેલા સ્ત્રી બાળકો તથા પુરૂષોને કોનફરન્સના મંડપમાં ખીચોખીચ ભરાઇને બેસવું પડેલુ હોવાથી તેઓને તરસ મટાડવા વાસ્તે પાણીની પણ ગોઠવણ રાખી હતી.

## વોલંટીયરોની શાબાશી

કોનફરન્સ તરફથી વોલંટીયરોની એક મોટી ટોળી ઉભી કરવામાં આવી હતી તે ટોળી પોતાના યુનીફોરમમાં મંડપમાં ઠરાવેલા વખતની અગાઉથી હાજર થઇ ગઇ હતી તેઓએ શું શું કામ બજાવવાનું છે તેને સમજ આપવા અઠવાડીઆં થયાં કવાયદ શીખવામાં આવી હતી અને રાતના મોડેથી ઠાકોર દવારનો રસ્તો કે જ્યાં લુહાણા માજનવાડી આવેલી તે તે લતો આ લુહાણા જવાનીયાઓમાં દોડધામથી ગાજી રહયો હતો વોલંટીયરોએ મંડપમાં હાજર રહેલાઓની સરસ રીતે સગવડ સાચવી હતી, અને તેઓને ઘટતી જગોએ લઇ જઇ બેસાડયા હતા શિવાય દરેક રીતની સગવડ નમ્રતાપુર્વક ઉચકી લઇ હાજર રહેલાઓને ઘણોજ સરસ આવકાર આપ્યો હતો એ માટે વોલન્ટીયર સેક્રેટરી છોટાલાલ વીઠ્ઠલદાસ વકીલ સુપ્રીન્ટેડેન્ટ નાનુભાઇ નરોતમદાસ અદીયા તથા તેમના મદદનીશો જેઠાલાલ નાનજી મોહનલાલ મુરલીધર જીવણદાસ નાથાભાઇ પરશોતમદાસ દામોદર છોટાલાલ નરોતમદાસ જમનાદાસ વનથાળી તથા વાઇસ કેપટનોને મોટી શાબાસી ઘટે છે.

એ પછી સેક્રેટરી મી. ત્રિભોવનદાસ ભુલાભાઇએ આવતી કાલની (રવીવાર) બેઠક વેળા શું શું વિષયો ચર્ચાવવાને નકી કરવા માટે એક સબજેક્ટસ કમીટી નેમવાની દરખાસ્ત મેલી હતી. જેને મી માવજી ગોવિન્દજીએ ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થઇહતી

બાદ કોન્ફરન્સ આવતી કાલે ( રવિવારે ) બપોરના ૧૨ વાગતા ઉપર મુલતવી રહી હતી.

# કોન્ફરન્સની બીજા દીવસની બેઠક.

## તારીખ ૨૫ મી ડીસેંબર સને ૧૯૧૦ રવીવાર.

કોનફરન્સનો આજે બીજો દીવસ હતો. આગમજથી નક્કી કરેલ વખત પ્રમાણે કોનફરન્સનું કામ બરાબર ૧૨ કલાકે ચાલ્યું હતું પણ લોકોનો ઉત્સાહ ગઇ કાલે હતો તેથી વિશેષ ઉત્સાહ આજે પણ જોવામાં આવ્યો હતો બલ્કે એ ઉત્સાહ આજે વધારે મોટાં પ્રમાણમાં દેખાતો હતો, કારણકે રવીવારનો રીવસ હોવાથી લોકોની મોટી સંખ્યાએ આજે કોનફરન્સ મંડપમાં હાજરી આપી હતી. તેઓનાં ટોળેટોળાં સવારના ૧૦ વાગતાથી જમી ખાઇને કોનફરન્સ મંડપ તરફ ઉતરી પડયાં હતાં અને જાણે કે એક મહાન મેળો હોય તેવો દેખાવ ચોપાટીનાં નાકા ઉપરનાં આ મંડપની આશપાસ થઇ રહયો હતો, ક્રીસ્ટમસ ટાંકણે મળતી કોંગ્રેસ અને કોનફરન્સોમાં દેશ–પરદેશના જે મોટા વગવાળા અને બડેખાંઓની હાજરીથી જેવી રીતે કોંગ્રેસ વખત ગાજી રહે છે તેવીજ રીતે મુંબઇ શહેરમાં મળેલી આ લોહાંણા કોનફરન્સથી ચાલુ અઠવાડીયું ગાજી રહેલું જોવામાં આવે છે, લોહાણા ભાઇઓની વસ્તી તેઓનાં ત્રણે તડ મળીને મુંબઇ શહેરમાં એકલી ૧૮૦૦૦ જેટલી ગણવામાં આવે છે, જ્યારે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસ્તા લોહાણા ભાઇઓની સંખ્યા કેટલી હશે એ સવાલ કોઇ અનુભવી વૃદ્ધ ગ્રહસ્થને પુછતાં લગભગ જણાવવામાં આવે છેકે ૫૦ હજારથી પણ પણ વધુ

મોટી સંખ્યામાં તેઓની વસ્તી જુદા જુદા શહેરો અને મથકોમાં વેરાયેલી છે આ લોહાણાઓ મધે કચ્છીઓ જેઓ સીંધ અને કચ્છ દેશથી આવેલા છે, તેમ હાલારથી જેઓ ઉતરી આવેલા છે, તેઓની હાલાઇ તરીકે ઓળખવામાં આવે છે, અને જે ભાઇઓ કાઠીઆવાડ અને આ સપાસના વતનીઓ છે, તેઓને ઘોઘારીઓ તરીકે ઓળખવામાં આવેછે.

---

## બુઢાઓની હાજરી.

દુર દેશોના મુખ્ય રહીશોમાંથી જ્યારે કેટલાક બુઢાઓની લાકડી લઇને મુંબઇ વડે આ કોનફરન્સમાં ભાગ લેવા ચાલી આવેલા જોઇએ છીએ, ત્યારે ઘડીભર વિચાર ઉત્પન્ન થાયછે કે લોહાણા કોનફરન્સનાં મુળીયાં કેટલાં ઉંડાં હોવાં જોઇએ, એવા વૃદ્ધ સર્વ શીરોમણી અને વૃદ્ધ માતા જેવા ઉંચ કુળના લોહાણા ભાઇઓને કોનફરન્સના મંડપમાં તખતા ઉપર કે ડેલીગેટોના ગ્રુપમાં બીરાજેલા જોઇ એક સુજ્ઞ ભાઇની આંખોમાંથી હર્ષના આંસુ ટપકી પડયાં હતાં, તે દેખાવ ખરેખર કોઇનાં પણ ચીત અને મનને આકર્ષણ કરનારો હતો, એ રીતે વૃધ તેમજ જવાન કેલવાએલાં તેમજ કેળવણી વગરનાં નાના તેમજ મોટા દરેકને એક મંડપમાં સાથે મળવાનો બનાવ ખરેખર કોમની અઇકયતા એજ તેની આબાદીનું ખરૂં મુળ છે, અને કચ્છી, હાલાઇ અને ઘોઘારી ભાઇઓને સમજાવવાની જરૂર નથી કે જે કાંઈ નાના અને નજીવા મતભેદ હોય તે સઘળાને તીલાંજલી આપી ઐકયતાનો ઝુંડો પકડી જેમ વિદ્વાન, અનુભવી અને વિધાશીળ પ્રમુખ સાહેબનાં મહોડામાંથી ઉદ્‌ગારો પડયા છે, તેને ઉચકી લઇ આગળ વધો, અને તેથી તમારો જયછે.

---

## કોનફરન્સના પીતા.

લોહાણા કોનફરન્સ ભેગી કરવાનું ખરૂ માન કોને ઘટે છે. ? એક ગરીબ, પણ કોમની ખરી દાઝ હૈડે ધરાવનાર લોહાણા બંધુનેજ આ બધુ જેનું નામ મ૦ કાનજી ઓધવજી હીંડોચાછે, તેઓએ આજ સાત વરસથી કોનફરન્સ ભરવાનો નેમ અને તેના લાભો દેશોદેશ ફરીને લોહાણા અગ્રેસરોને સમજાવ્યા છે, અને ત્યાં સુધી "પણુ" લીધું છે કે પગમાં કોઇ દહાડો જુતી પહેરવી નહીં અને રોટલો અને ભાજી શિવાય કોઇ દહાડો મીષ્ટાન્ન ખાવું નહી, ઘણાકોએ તેઓની ખાત્રી કરી જોઇ છે, પણ મી૦ હીંડોચા જરાબી પોતાના ઠરાવમાં ડગ્યા નથી અને ગઈ કાલે કોનફરન્સ પહેલી ભરાઇ ત્યારેજ "પણુ" તેઓએ મુકયું છે. મી૦ હીંડોચા પોતાના પ્રયત્નમાં ફતેહ પામી ચુકયા છે, અને એથી શું તેઓને ઓછો હર્ષ ઉપજયો હશે, નહીં નહીં દરેક મનુષ્ય જે કોઇ ખંતથી એક કામ પાછળ મંડે છે, તો ગમે એવી મુશ્કેલીઓ આડે આવ્યા છતાં આયંદે તેમાંજ ફતેહ મેળવે છે રાજકર્તા બ્રિટિશ પ્રજામાં પ્રકૃતિનો એજ એક મોટો સદ્‌ગુણ રહેલો છે, કે જે કામ પાછળ તે મંડે છે, તેને તે પુરૂ કર્યા વગર છોડતો નથી, મી૦ હીંડોચા પણ કોનફરન્સ પાછળ એજ પ્રમાણે ખંતથી મંડયા હતા કે પોતાના ઘરબારની કાળજી નહી કરતાં દેશો દેશ કોમની ઉન્નતીનોજ ઉપદેશ કરતાં રહ્યા હતા અને આખરે એમના એ પ્રયાશ વડે લોહાણા કોનફરન્સ ભરાઇછે પ્રમુખ સાહેબે જયારે આ ગ્રહસ્થને સભા આગળ કર્યા, ત્યારે તેની ટગર ટગર જોનારાઓનાં રોમાંચ ખડાં થતાં હતાં મી૦ હીંડોચા આ સમયે વખત ન્યાતના મેળાવડાની આગળ હાથ જોડીને નમ્ર મુખાર્વી દ

કરીને જ્યારે ઉભા રહ્યા હતા, ત્યારે કોઇની પણ આવા એક નરરત્ન તરફ કોમની ખરી દાઝ દર્શાવનારા એક ગરીબ પણ સત્કાર્યનાસંગી બંધુ તરફ દીલની લાગણી ઉશ્કેરીયા વગર રહેજ નહીં.

## કોનફરન્સની એક બલીહારી.

કોનફરન્સનું કામ બપોરના ૧૨ કલાકે શરૂ કરવાંમાં આવ્યું, હતું, બાનુઓએ પણ આગમજથી આવીને કોનફરન્સના પ્રમુખ આવી પુગતાં તેમને ભારે હર્ષ નાદ અને તાલીઓથી વધાવી લેવામાં આવ્યા હતા. વોલંટીયરો પોતપોતાના જગ્યા ઉપર સફેસમારી સજ્જાઓ ઉભા રહેલા હતા.ડેલીગેટો પોતાના ગૃપમાં ગોઠવાયા હતા. વીઝીટરો કોનફરન્સની રચના નીહાળવાને ઉત્સુક બની રહ્યા હતા બહારના લોકો રસ્તેથી પસાર થતાં આ શું છે, તે માટે પરપુછ કરતા હતાં અને લોહાણા કોમની કોનફરન્સ છતાં જ્યારે બીજી કોમોના કેટલાક ગ્રહસ્થોને વારંવાર મંડપમાં જોવામાં આવતાં હતા, જેઓમાં ભાટીયા, વાણીયાઓ ઉપરાંત એક પારસી બાનુ ડા૦ નવાજ બાઇ મીસ્ત્રીએ પણ કોનફરન્સમાં હાજરી આપેલી જોઇ કોનફરન્સ તરફ બહારના અને પરકોમના લોકોની પણ કેવી મોટી દીલસોજી છે, તેનો સહેજ ખ્યાલ આવી શકયો હતો.

કોનફરન્સ કે સભાઓમાં જેમ હાજર રહેલાઓ ખાલી બગાસાઓ ખાય છે કે ફોગટની ખુરશીઓ ભાંગે છે, તેવો દેખાવ આ કોનફરન્સમાં હતોજ નહીં, પ્રમુખ મીતના કે રીસેપશન કમીટીના ચેરમેન મી. દામોદર ગોરધનદાસ સુખડવાળાના ગઇ કાલે કરવામાં આવેલાં ભાષણો જો કે લાંબા લચક હતા, તો પણ તેની અંદર જે તત્વો અને સાર સમાયેલાં હતાં જે ત્વારીખ રજુ થઇ હતી જે દ્રશટાંતો આપ-

વામાં આવ્યાં હતાં, મહાન શાસ્ત્રકારો અને કવીઓનાં કાવ્યોથી પ્રમાણ સીદ્ધ કરવામા આવ્યાં હતાં, તે ભાષણોએ સાંભળનારાઓને બબે ત્રણ ત્રણ કલાકનો વખત લેવા છતાં એટલો તો રસ પમાડયો હતો કે વખતો વખત તાલીઓની ગર્જનાથીતેમને વધાવી લેવામાં આવ્યા હતા, શ્રોતા જનોનું ધ્યાન તેમના ભાષણના અક્ષરે અક્ષર ઉપર ચોટી રહેલું હતું અને તેઓએ જે કાંઇ કહ્યુ તે ચિત દઇને સાંભળ્યું હતું. બાનુઓ પણ એકાગ્ર ચીતથી બેસીને કોનફરન્સમાં ચાલતાં કામકાજ તરફ ટગર ટગર જોતી હતી. બાનુઓનો એ ઉત્સાહ લોહાણા કોમનાં ઇતિહાસમા અગત્ય નો ભાઇ પડે છે, કે જેઓ વગર સંસાર સ્થિતીની ઉન્નતિ થવી અને સંસાર સુધારામાં લોહાણા ભાઇઓને આગળ વધવાનું કામ મુસ્કીલ છે. આ મુસ્કેલીને સહજ ધ્યાનમાં લઇને લોહાણા ભાઇઓએ સ્ત્રીપુરૂષોની બેગીકોનફરન્સ મેળવવાનું ભરેલું પગલું આવકારદાયક અને અતી ઘણી જરૂરનું છે એમ કોઇપણ હીંમતથી કહી શકતે.

## બાનુઓની હાજરી.

---

કોનફરન્સમાં હાજર રહેલાં બાનુઓમાં નીચલાંઓ પણ હતાં.—

મીસીસ મોરારજી આનંદજી, મીસીસ તુલસીદાસ રામજી,
મીસીસ પુંજી દેવજી. મીસીસ દામોદર અમરસી.
મીસ પુંજી દેવજી. માણેકબાઇ અમરસી.
મીસીસ ગીરધર જીવા. મીસીસ જીવણ કલ્યાણજી,
બાઇ શ્રીકસ્તુરબાઇ રામજી માધવજી, મીસીસ છોટાલાલ વિઠ્ઠલદાસ.
હરીબાઇ હેમરાજ વકીલ. મીસીસ નારણલાલ હરીભાઇ,
મીસીસ વૃજદાસ દેવજી. કસ્તુરબાઇ દેવજી.

મીસીસ ગોપાળજી રામજી, મીસીસ રત્નાકર ડાક્ટર.
મીસ મીઠીબાઈ પોપટલાલ. મીસીસ એલ. એમ. ઠક્કરલક્ષ્મણ-
દાસ
મીસ જગજીવનદાસ.
મીસ દેવજી ઓધવજી ચોઠાણી. મીસ ગીરધરદાસ જેઠાભાઇ
મીસ લાલજી. મીસીસ કેશવલાલ વિઠલદાસ.
મીસીસ કેશવલાલ મોતીલાલ. મીસીસ છગન નારણ વસાણી.
મીસીસ હરજીવન રણછોડ, મીસીસ છગન રણછોડ.
મીસીસ ગોપાળજી ગમજી. મીસીસ કાળા કલ્યાણજી.
સુંદરબાઇ ગોકળદાસ પરસોતમની વિધવા.
મીસીસ ભીમજી જીવણ. પાર્વતીબાઇ વિધવા હેમરાજ
ગીરધર
મીસીસ રણછોડદાસ જીણાભાપ,
મીસીસ મેઘજી કારા. મીસીસ દેવજી સીવજી
મીસીસ વલભદાસ માધવજી. મીસીસ પરસોતમ વેવજી.
મીસીસજીવણ કરમસી. મીસીસ હીરજી જીવરાજ
મીસીસ ત્રીભોવનદાસ ખુશાલ મીસીલ નાનાલાલ રામજી. કેશાણી
મીસીસ છોટાલાલ વકીલ. મીસીસ ખુશાલદાસ છગનલાલ. વશાણી
મીસીસ ત્રીભોવનદાસ ડાહયા. મીસીસ હરખજી ડાહયા.
મીસીસ લાલજી દયાળ મીચીસ રમણીકલાલ મણીલાલ.
મીસીસ ઠાકોરદાસ પ્રાણજીવનદાસ મીસીસ અમૃતલાલ માણેકલાલ.
પ્રેમાબાઇ સુંદરજી, મોગીબાઇ ભવાન.
જીવીબાઇ દામજી, અંબાબાઇ કેસન.
સુરજબાઇ ગોપાળજી. મોગીબાઇ પ્રાગ,
મટુબાઇ પ્રભુદાસ. મોગીબાઇ વલભદાસ.

રાધાબાઇ કુબેર.
મહાલક્ષ્મીબાઇ માણેકલાલ.
રળીઆત માધવજી,
જમનાબાઇ
પાવતીબાઇ ગેલાબાઈ
મહાલખમીબાઇ ગોપાળજી
ચોથીબાઇ કુબેરદાસ.
મહાલખમીબાઇ સાકરલાલ.
જાનબાઇ પ્રાગજી.
ઉજમબાઇ પાનાચંદ.
જમકબાઇ લધુ,
પારવતીબાઇ રતનાકર.
મણીબાઇ નાનજી.
ગોદાવરીબાઇ આણંદજી.
મટુબાઇ જાદવજી.
મણીબાઇ વેજનાથ
ગોદાવરીબાઇ દયાબાઇ
વાલીબાઇ પરસોતમ
જાનુબાઇ દામજી,
કમલબાઇ ગીલા.
મોંઘીબાઇ જુઠા
મણીબાઇ અમેર
ગીરજાબાઇ દામોદર

હીરાલક્ષ્મી દામોદર.
કેશરબાઇ ગોવીંદ.
મીઠાબાઇ જેઠા.
રળીઆતબાઇ વીરચંદ સીંખાર્ચ.
ત્રવેણીબાઇ લખમણ.
કમળાવંતીબાઇ રામજી.
વેલુબાઇ સવજી
પારવતીબાઇ માધવજી.
બાચીબાઇ જેઠા.
સંતોકબાઇ વીઠલ
ગંગાબાઇ કુબેર.
ગોદાવરીબાઈ દુરલભજી.
નરબદાબાઇ હરજીવન,
હરીબાઇ નાગજી.
રામબાઇ દેવજી.
પારવતીબાઇ સુરતવાલા દેશીવૈદ,
જીવીબાઇ જીવરાજ
પારવતીબાઇ હરજી.
માણેકબાઇ થરજી.
નરબદાબાઇ ગીરધર
અમરતબાઇ સુંદરજી
ગોદાવરીબાઇ પ્રભુ.
જસોદાબાઇ વલભ

| | |
|---|---|
| કમળાબાઇ મોહન | વજીબાઇ જમનાદાસ |
| નરબદાબાઇ પ્રભુ | કમળાબાઇ હીરજીલાલ |
| નરબદાબાઇ લખમણ | મંગળાગવરી હરજીવન |
| મોગીબાઇ ભાણજી | મોતીબાઇ માવજી. |
| દુધીબાઇ વીઠલ | જસોદાબાઇ ભાણજી. |
| નાનીબાઇ મુળજી | પારવતીબાઇ કસન. |
| ત્રવેણીબાઇ ત્રીભોવન | તારાલક્ષ્મી નંદલાલ |
| દેવકુંવરબાઇ માધવજી | જમનાબાઇ ઉમરસી |
| માનુબાઇ હરીદાસ | હેમીબાઇ મોનજી |
| દુધીબાઇ નરસીદાસ | મોગીબાઇ જીણાં |
| વજીબાઇ મોનજી. | માણીબાઇ પરમાણંદદાસ. |
| મહાલક્ષ્મીબાઇ હરીલાલ. | માણીબાઇ લાલજી |
| જમનાબાઇ આગજી. | ઉજમબાઇ ધનજી |

---

## પ્રમુખની પધરામણી.

પ્રમુખ સાહેબ મી, તન્ના બરોબર ૧૨ કલાકે આવી પુગતા તેઓને સબજેકટ કમીટીના સભાસદોએ આવકાર આપ્યો હતો. મંડપમાં દાખલ થતા તેઓને હાજર રહેલાઓએ તાલીઓના અવાજોથી વધાવી લીધા હતા.

મેળાવડાનું કામ બરોબરે ૧૨। કલાકે શરૂ કરવામાં આવ્યુ હતું. શરૂઆતમાં બે લોહાણા બાળકોએ મંગળાચરણ અને કોનફરન્સમાં આનંદનું ગીત ગાયું હતું, એ પછી ત્રણ બાળકોએ ઇશ્વર સ્તુતી કરી તે વખતે તાલીઓના અવાજ થઇ રહયા હતા. એ પછી મેળાવડાનો ફોટોગ્રાફ ઉતારી લેવામાં આવ્યો હતો.

( બારોટનું કવીત )

બાટ, બારોટોએ કવીત ગ.ઇ કોનફરન્સની સ્તુતી તથા લુહાણાનું વર્ણન આપ્યું હતું.

## ઠરાવોનો ખરડો.

ઠરાવ ૧ લો—“ મહા પ્રતાપિ બ્રીટીશ સામરાજ્યના શીતળ છત્ર તળે આપણો આ આર્ય દેશ એક બાજુથી જેમ પરરાજ્યના હુમલાથી સુરક્ષિત થયો છે તેમ બીજી બાજુથી, અંદર અંદરના કલહ કુસંપથી મુક્ત થયો છે; જે અદલ ઇન્સાફી શેહેનશાહતમાં સર્વ પ્રજા પોતપોતાનો ધંધો નિર્ભયતાથી ચલાવી શકે છે અને પોતપોતાના જાન માલનું રક્ષણ સ્વસ્થતાથી કરી શકે છે, જે શેહેનશાહત ઉમદા અને કૃપાળુ રાજનિતિમાં કેળવણીનો બ્હોળો પ્રચાર થયોછે તથા બ્યાપાર ઉદયોગનો બ્હોળો ફેલાવો થયો છે. પુરણોક્ત રામરાજ્યને અનુસરતા સર્વ સુખો અનુભવવાને આપણે ભાગ્યશાળી થયા છીએ, જેના મરહુમ શેહનશાહ બાનુ મહારાણી વીકટોરીયાનું પ્રાતઃ સ્મરણીય નામ આપણા દેશમાં ઘેર ઘેર પુજાયછે, જે રામરાજ્યના મરહુમ શેહનશાહ મુર્તીમાન શાન્તીરૂપ સાતમા એડવર્ડનો શોકાદગાર હજીતાજોજ છે અને જે સાર્વભોમ રાજ્યને હાલના પ્રતાતિ શેહેનશાહ પાંચમાં જ્યોર્જ ઉપરોક્ત મહાનુભાવ પુર્વજોને પગલે ચાલવાના અભય વચનો આપ્યાં છે, એવી ઉદાર અને કૃપાળુ શેહનશાહનો અમલ આપણા દેશ ઉપર સદાકાળ રહો અને નામદાર શેહનશાહ બહાદરને તથા શેહતશાહ બાનુને અને તેમના રાજ્યકુટુમ્બને દીર્ઘાયુષ સાથે સર્વ પ્રકારના સુખસંપતિ પ્રાપ્ત

થાઓ એવી શ્રી જગનિયંતા સર્વ શક્તિમાન પરમેશ્વર પ્રતિ આ કોન્ફરન્સ પ્રાર્થના કરે છે અને આ ઠરાવ યોગ્ય રીતે યોગ્ય સ્થળે મોકલી આપવાનો પ્રમુખ સાહેબને અધિકાર આપે છે.

રજુ કરનાર—રા૦ હરજીવનદાસ ભગવાનભાઇ કોટક બી૦ એ૦ એલ એલ. બી૦ દીવાન સાહેબ રાજકોટ સ્ટેટ.

ટેકો આપનાર—રાવ બહાદુર કેશવજી નથુ સેલર.

ઠરાવ ૨ જો—લોહાણા જ્ઞાતિના બાળકો તથા કન્યાઓની શરીર શરીર સંપતિ ઉંચા પ્રકારની થાય, કેળવણી લેવાની અનુકુળતા થાય તથા ભવિષની પ્રજા બળવાન અને દીર્ઘાયુ થાય એવા હેતુથી બને તેટલી વધું ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પળાવવું અને બાળ લગ્ન અટકાવવા તથા વર કન્યાની ઉમર વચ્ચે ઓછામાં ઓછા પાંચ વર્ષનો તફાવત રાખવો, એમ આ કોન્ફરન્સ સલાહકારક માને છે.

રજુ કરના—શેઠ લાલજી રામજી તમાકુવાળા મુંબઇ.

ટેકો આપનાર—શેઠ પ્રાગજી ડોસાજી કાનમાર વારાહીના.

પુષ્ટી આપનાર—દેવચંદ ભવાન સોમાણી કંડોરણાના.

પુષ્ટી આપનાર—મકનજી વલ્લભજી, જામનગર.

ઠરાવ ૩ જો—આપણી લોહાણા જ્ઞાતિમાં કેળવણીની પુષ્ટી તથા વૃદ્ધિ કરવા માટે નીચે પ્રમાણે યોજના કરવાની આ કોન્ફરન્સ આવશ્યકતા ધારે છે.

( ક ) દરેક બાળક તથા કન્યાને યોગ્ય પ્રકારની કેળવણી આપવાની જરૂરીઆત.

(ખ) સ્ત્રી કેળવણીની ખાસ અગત્યતા.

( ગ ) જરૂર પ્રમાણે સાધનહીન બાળકો કન્યાઓને કેળવણી લેવાના કામમાં સહાયતાકરવાની આવસ્યકતા.

( ઘ ) ઉચ્ચ કેળવણીને માટે બોર્ડીંગો ઉઘાડવાની અને તેમાં ફ્રી ઓરડરો રાખવાની તથા એ કામ માટે સ્કોલરશિપો અગર લોનો આપવાની ગોઠવણ.

( ङ ) વ્યાપાર વણજની, હુન્નર ઉધોગના તથા એ કામ કળા કૌશલ્યની કેળવણી માટે ખાસ ઉત્તેજન મળવાની જરૂરીયાત.

( ચ ) બાળકો તથા કન્યાઓની શારીરિક સંપત્તિની વૃદ્ધિ થાય તેવા ઉપાયો યોજવાની જરૂરીયાત.

( છ ) બાળકો તથા કન્યાઓને ન્હાનપણથીજ ઉત્તમ પ્રકારનું ધર્મનિતિનું શિક્ષણ મળી તેમના સદ્વર્તનના સંસ્કારો દ્રઢિભુત થયા એવી યોજનાની જરૂરીયાત.

રજુ કરનાર—શેઠ ગિરધરદાસ જેઠાભાઇ જે. પી. મુંબઇ.

ટેકો આપનાર—મી. જગજીવન હીરજી કારીયા. એલ. ટી, એમ, અમદાવાદ ટેકનીકલ કોલેજના પ્રિન્સિપાલ.

પુષ્ટિ આપનાર—

શેઠ પ્રાગજી દયાળ હરીયાણી મુબઇ, ઉદ્ધવજી તુળશીદાસ—કરાંચી

બ્હેન સાકરબાઇની વતી બહેન પાર્વતી બાઇ—મુંબઇ,

બહેન બબલીબાઇ દેવજી ઓધવજી ચોથાણી મુંબઇ.

શેઠ ગોરધન લાલજી અઢીયા દહેણું. ડાહયાભાઇ તુલશીદાસ—ટંકારા.

મી. આણંદજી મુળજી પાંદી—મુંબઇ. શેઠ જમનાદાસ વનમાલી—મુંબઇ.
મી. ત્રીભોવનદાસ ભુલાભાઇ—મુંબઇ. મી હીરાચંદ પોપટભાઇ—પોરબંદર.
શેઠ જાદવજી આશારામ મહુવા (ગુજરાત.) મી. મગનલાલ નાથાભાઇ
બી. એ. એલ. એલ. બી. વડોદરા.

મી. દ્વારકાદાસ દામજી દાવડા—મુંબઇ. શેઠ પુરૂષોતમદાસ દામોદરદાસ—મુંબઇ.
મી. માધવજી ગોવિંદજી—મુંબઇ.

ઠરાવ ૪ થો—જે વિધવાઓ વૈધવ્ય ધર્મ પાળી સદાચારથી વર્તવાની ઇચ્છા ધરાવતી હોય તેમને જો નિર્વાહના સાધનોની ખામી હોય તો તે પુરી પાડવાની ગોઠવણ થવાની તથા તેમના નિર્વાહ માટે ઉપયોગિ ઉધ્યોગાદિની કેળવણી મળવાના સાધનો કરી આપવાની આ કોન્ફરન્સ જરૂરીયાત ધારે છે.

રજુ કરનાર—રૂગનાથદાસ લાલજી મુંબઇ.

ટેકો આપનાર—મી. નહાનાલાલ રામજી મુંબઇ,

પુષ્ટી આપનાર—મી. ખુશાલદાસ છગનલાલ મુંબઇ.

ઠરાવ ૫ મો—વરકન્યાની ઉમ્મર વચ્ચે બહુ મોટો તફાવત તફાવત હોય કજોડા થાય અને સંસાર દુઃખમય થાય એવા સંબંધ જ્ઞાતિ હિતને નુકસાન કર્તા છે એવી આ કોન્ફરન્સનો અભિપ્રાય છે. રજુ કરનાર શેઠ ભગવાનદાસ વિસરામ મુંબઇ.

ટેકો આપનાર—મી૦ લાલજી ગોકુળદાસ બી. એ. મુંબઇ.

પુસ્ટી આપનાર—મી૦ ખેતસી એધવજી ગણાત્રા કરાંચી.

ઠરાવ ૬ ઠ્ઠો.—દરેક ગામ તથા પ્રગણાના વ્યવહારીક રીતરીવાજ એકસરખા રેહેવાનું બની શકે તો તે સમગ્ર જ્ઞાતિહિતને લાભકારક થઇ પડશે, એવો આ કોન્ફરન્સનો મત છે.

રજુ કરનાર—મી૦ રીવલાલ હરગોવિંદદાસ ઠકર પાદરા.
ટેકો આપનાર—મી૦ વશરામભાઇ પીતાંબરદાસ રાજકોટ.
પુસ્ટી આપનાર—મી૦ હરખજી કલ્યાણજી અમરેલી.

---

## પહેલો ઠરાવ

મી૦—હરજીવનદાસ ભવાનવાઇ કોટકે પેહેલો ઠરાવ રજુ કર્યો હતો તેઓએ ઠરાવ રજુ કરતી વખતે મહારાણી વીકટોરીઆ, મરહુમ રાજા એડવર્ડ અને નામદાર શહેનશાહ જયારજના નામ બોલતાં સભાજનોએ તાળીઓના અવાજો કર્યા હતા, અને જણાવ્યું કે આ ઠરાવ એક અવાજે કબુલ કરશો એવી આશા છે. તાળીઓ વચ્ચે એ પછી ઠરાવ પસાર થયો હતો.

---

## બીજો ઠરાવ.

બીજો ઠરાવ શેઠ લાલજી રામજી તમાકુવાળાએ રજુ કર્યો હતો. તેઓએ પોતાના ઠરાવના સંબંધમાં જણાવ્યું કે બાળલગનનો વિષય હાલમાં લોકોને મોઢે એટલો ચઢી ગયો છે કે તે વિષે જો બોલવા માંડીએ તો દીવસોના દીવસો નીકળી જાય અને લખવા માંડીએ તો ચોપડીઓની ચોપડીઓ ભરાઇ જાય; કારણકે એવિષય આપણા હિંદુસ્તાનની પડતી હાલતમાંનો એપણ એક મુખ્ય કારણ છે.

બાળ લગનનો રિવાજ અસલ મુસલમાની રાજ્યના વખતથી શરૂ થયેલો લાગેછે. એ વખતે દરેક ગૃહસ્થને પોતાની બાળકીઓના ન્હાની ઉમરમાં લગ્ન કરવાને રિવાજ પડી ગયો હોય એમ લાગેછે. તે હજુ સુધી ચાલુ છે. પણ હમણાં મેહરબાન અંગ્રેજ સરકારનું રાજ્ય થવાથી એ રિવાજ ફેરવી નાંખવાનો વખત આવી લાગ્યોછે તેમાં મેહરબાન અંગરેજ સરકાર પણ કેટલેક ભાગે કન્શેન્ટબીલના કાયદો પસાર કરીને એ કામને ઉતેજન આપ્યુંછે અને હજી પણ ઉતેજન આપશે એવી આશા રાખીએ છીએ બાળલગ્ન કરવાથી વર કન્યાને નુકશાન થાયછે. તેના દાખલા મરણુની સંખ્યા જોવા જશો તો બાળલગ્નને પરિણામે ઘણા જોવામાં આવશે. જેવી કે નાની અબળાઓ તથા તેમના નાની ઉંમરના પતિઓ તથા તેમનાથી ઉત્પન થયેલા બાળકોની મરણ સંખ્યામાં ઘણોજ વધારો જોવામાં આવેછે અને તેમાં મુખ્યત્વે કરીને ન્હાના બાળકોના લગ્નનો તથા તેઓને માથે પડેલો અભ્યાસનો બોજો ઘણોજ હાનીકારક. કારણકે અભ્યાસ કરતા હોય તે વખતે તેમનાં લગ્ન થાયછે અને જ્યારે મેટરીક વીગેરેની પરિક્ષાનો વખત આવેછે ત્યારે સીમંતનો વખત આવે છે અને તે પછી જે અગાઉ બીજી ડિગ્રી મેલવવાનો વખત આવે છે તો તેને છયા છોકરાઓ થઇ ગયા હોય છે એવી રીતે તેને માથે બોજો પડવાથી પોતાનો અભ્યાસ છોડી દેવાની ફરજ પડેછે, કેમકે એ બોજો હેલકારીઓ પાંચ સાત મણનો બોજો ઉપાડેછે તેના કરતા બહુજ ભારે છે.

બાળ લગ્નના રિવાજનો મુખ્ય વાંક તેના માતપિતાનોછે, કારણકે પોતાને લ્હાવો લેવાના લોભથી લાકડે માંકડું વલગાવી દેછે અને તે પોતાના બચ્ચાંઓને ફાયદો કરવાને બદલે પોતાના ઓલાદને હમેશને

માટે નુકશાન કરેછે. એનો એક દાખલો અમે આપીયેજીયે જે અમે એક વખતે દશ વર્ષનો વર અને આઠ વર્ષની કન્યાના લગ્ન સેંકડો રૂપીઆ ખરચીને થતાંહતાં તે વખતે તે છોકરાને પુછયું કે આ શાની ધાલમેલછે, ત્યારે છોકરાએ જબાબ દીધોકે મારા બાપનુ લગન છે અને તેનું કહેવું કેટલેક દરજ્જે ખરૂં પણ હતું કારણકે જેના લગ્ન હતા તે તો બિચારો એક બાજુ હતો અને તેના માબાપ છેડા છેડી બાંધીને હવન હોમ કરતા હતા, એવી રીતે એ છોકરાનું કહેવું કોઇપણ રીતે ખોટું નહોતું. જેમ કે આપણામાં લીગ્ન એટલે વાછરડા વાછરડી નું લગ્ન કરવાનો રિવાજ હજી પણ કેટલેક ઠેકાણે નજરે જોવામાં આવેછે, તેવોજ બાળ લગ્નનો ફાર્સ થાયછે ઉપરાંત આપણી જ્ઞાતિમાં વિધવા ઓની સંખ્યા વિશેષ જોવામાં આવેછે. તેનું કારણ પણ બાળ વગ્ન છે.

બાળલગ્નની થતી હાની રૂપી પાપનો બોજો કોને માથે મુખવો તેનો વિચાર કરવાને તમોને સોંપુશું. અને તેને તમે પુરતો તો ઇન્સાફ આપશો અને અત્રે તે ઠરાવ ને પાસ કરીને અને તાળીઓ ઠોકીને ટેકો આપીને બેસી નહિ રહેશો પણ તમો તમારા ગામોમાં એ ઠરાવને પ્રતિજ્ઞ પુર્વક અમલમાં લાવવાની તજવીજ કરશો. એવી આશા રાખું છું.

મી. દેવચંદ ભવાન સોમાણી કંડોરણા વાળાએ એ દરખાસ્તથી ટેકો આપ્યો હતો.

મી. મકનજી વલભજી કંટારીયાવાળાએ દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે

પરમેશ્વરે સૃષ્ટિ રચીને, માણુસને અભ્યુદયઅને મોક્ષ બે આપવાને વેદ કહયા જ્ઞાન પ્રકટ કર્યું તેતે યાદ કરી સમજાવવા માટે આપણા આદિપુરૂષ મન્વાદીકે સ્મૃતિઓ લખી, અને ઉકત બે મુખ્ય ઉદ્દેશને અવલંબી આયુર્વેદને વેદનું એક અંગ બનાવ્યું ચાર આશ્રમો

બંધાયા અને અંગ બનાવ્યું, ચાર આશ્રમો બંધાયા અને તેનુ યથાસ્થિત પાલન થવામાટે માનવ ધર્મ નિયમરચાયા. આધર્મ જ્ઞાનનો પ્રભાવ પુર્વે ભારત વર્ષના આર્યોમાં જામ્યો રહેતો તે છેક મહાભારતના યુદ્ધ પ્રસંગ સુધી સતેજ હતો. તે જ્ઞાનનો પ્રભાવ વિધર્મી ' લોકોના, આવા ગમનથી તે પછી મુસલમાનો- ના રાજ્ય સમયમાં તો તે છેકજ મૃતપ્રાય જેવોથઇ ગયો અર્થાત ખરો ધર્મ મલીનતાને પામ્યો. હાલ સુભાગ્યે દેશાકાલ અનુકુળ હોવાથીતેજ જ્ઞાન દીપ પ્રકટ થવાનો સમયછે વિશેષ નહિં તો વ્યવહારિક તેમજ સંસારિક કેલવણીમાં ચડતું જ્ઞાન તો દરેતમાં અવશ્ય હોવું જોઇએહાલ અપાતી કેલવણી બહુધા માનસિક છે શારિરીક ઉન્નતિ અથવા અવનતિ માનસિક અને અધ્યાતિમક ઉન્નતિ અથવા અવનતિએ આધારે છે. શરીર બળ મેળવવું એ મનુષ્યનું પહેલું કર્તવ્ય છે અને મનોબળ મેળવવું એ બીજું કર્તવ્ય જે. જ્યારે હૃદયબળ મેળવવું એ ત્રીજું અને મર્વોત્કૃષ્ટ કર્તવ્ય છે.

ધર્મના સાધનમાં તનદુરસ્ત શરીર એ આદી અને મુખ્ય આવશ્યક સાધન છે આપણું શરીર સાત ધાતુઓનુ બનેલું રસ રૂધિર, માંસ મજ્જા, મેદ અસ્થથિ અને વીર્ય આ સાત ધાતુઓમાં આપણી ૨૯ વર્ષની વય સુધી વધારો થતો જાયછે, અને તે વય શરીર પુરેપુરૂ બંધાઇ રહે છે. વીર્ય ૧૫ વર્ષની વયે બંધાલા લાગે છે, વીર્યની પુરીજમાવટ થયાવગર તેનો ઉપયોગ કરવામાં આવે તો કાચા વિર્યથી ઉત્પન્ન થયેલાં આપણને તથા આ દુનીયાને નકામા વેઠ રૂપ થઇ પડે છે, મનોબળ શરીર બળથી ચઢતું છે તો પણ શરીર સુદૃઢ હોય તો ઊત્તમ મનોબળ રચાય છે. શરીર બળ વધારવાનો મુખ્ય ઉપાય જે બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ અને

સંન્યસ્ત, આચાર આશ્રમો યથાસ્થિત આચરવા જોઇએ.

એક મદોન્મત હાથીએ હજારો માણસોને પોતાના પગતળે કચરી નાખવા સમર્થ છે અને જે પોતાના સામર્થ્ય વડે મનુસને દાસ જેવા કરી શકે તેમ છતાં એક માવતથી શા માટે ગરીબ ગાય જેવો ગણાઈ જાણે કેમ બળહીન ન હોય, તેમ કેદી જેવો બની જઇ, તેના તાબામાં રહે છે અને તેની આજ્ઞાનુસાર વર્તે છે. સિંહ, વાઘ જેવા જંગલી પશુને વનના રાજા કહેવાય છે, તેને પણ મનુષ્ય પિંજર વશ કરી, ચાહે તે તેની પાસે ખેલ ચેષ્ટા કરાવી રમતમાં ઉતારે છે. આનું કારણ મનુષ્યમાં રહેલુ મનનું અધિક બળ એજ છે. જનાવરોપર જંગલી માણસપર કેળવાયેલું માણસ, ગામડીઆ પર શહેરના માણસ અને સમસ્ત દેશપર સાર્વભૌમ રાજા શ્રેષ્ટતા ભોગવે છે, તેનું કારણ પૂર્વ પૂર્વ પ્રાણી કરતાં ઉત્તર ઉત્તર પ્રાણીનું મનનું અધીક બળ એજ છે, સ્ત્રી પુરૂષે કદી પરણવું જોઇએ એ સંસારમાં પડવાને માટે હોય તો સંસાર ચલાવવાની યોગ્યતા આવે એવી વયે પરણવું જોઇએ, શરીર શોષણ થાય એવા બીજ બાળકોના કુમળા શરીરમાં બાળલગનથી રોપાતા જાય છે અને તેથી આપણા નિર્દોષ બાળકોનું ચતુર્વિધ પુરૂષાર્થના સાધન રૂપ ઉત્તમ શરીર નીર્માલ્ય બની જાય છે. જેના પરીણામે શરીર નિસ્તેજ નાલાયેક થઇ જાય છે બાળલગનથી વિર્ય વાહીનીમાં ફોસ્ફોરીકનો ભાગ ઓછો થઇ જવાથી ચીત્તભ્રમ યાદદાસ્તનું કની થઇ જવું. ઇત્યાદી દરદો પ્રગટ થાયે છે અને ક્ષયરોગનું બીજ રોપાય છે, પુરતા વીર્યવગરનું શરીર પાયા વગરની ઇમારત જેવું છે, બાળલગન કરવાથી આપણે પોતેજ આપણા બાળકોના ઘાતક થઇએ છીએ, શાસ્ત્રોક્ત નિયમ અને

આધુનીક સૃષ્ટિક્રમને જોઇને અમે બુદ્ધિ પૂર્વક વિચાર કરવાથી એ સીદ્ધ થાય છે કે, ૧૩ વર્ષની ન્યુન સ્ત્રી અને ૨૦ વર્ષથી ન્યુન આ યુપવાળો પુરૂષ કદી પણ લગ્ન કરવા યોગ્ય નથી હોતાં, યાને બની શકે તેટલી વધુ ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળી તથા તે મુદત દરમીયાન વિદ્યાભ્યાસ કરાવી પછી લગન થવું ઇષ્ટ ગણાય ૮ વર્ષથી માંડીને ૧૯ વરસ અથવા ૨૦ વરસ સુધી અને વખતે ઘણાગાં ઘણાં ૩૦ વરસ સુધી વિદ્યાનો અભ્યાસ ચાલેછે, બહુતો કન્યા કરતાં વરનું વય ઓછામાં ઓછું પાંચ વર્ષનો વધારે જોઇએ પ્રાચીન કાળમાં મોટી વયે શાસ્ત્રનું સાર લગન થતાં હતાં ત્યારેતે વખતની પ્રજા ઘણી બળવાન હતી હાલઘણી કસુવાવડ થઇ જાયછે તેનું કારણ મહાત્મા શુસ્રતે બતાવ્યું છે. તે મુજબ નહાની વયની બાળામાં ગર્ભાધાન કુદરતી સંસ્કાર અપરીપકવ વીર્યવળો બાળક કરેછે. એથી આયુષ્યનું પ્રમાણ ઘટી ગયું નાહાના બાળકોનું મરણ પ્રમાણ ઘણું વાધીગયું તેના કારણોમાનું મુખ્ય કારણ બાળલગ્નછે. એક વિદ્વાન જણાવે છે કે ભરતખંડની પ્રજા બાળકમાંથી પેદા થયેલી પ્રજા છે વંશ વેલાને નબળો પાડી નાખવાનું કામ અજાણતાપણ અસરકારક રીતે બાળલગ્નથી સ્ત્રી પુરૂષને પરસ્પર માન ભરેલી છાપ પડતી નથી. નિંદોષ પ્રજા. ઉત્પન થાયછે. અને નિંદિત વિવાહથી નિંદિત પ્રજા ઉત્પન થાયછે. ત્યારે સ્ત્રી પુરૂષે સંસાર ચલાવવાની પોતામાં યોગતાઆવે તેવયેજ પરણવું અવશ્યક છે, જેમ જેમ સ્હૃદયબળ ભાઇઓમાં સ્ફુરણુથતું જશે તેમતેમ સંસાર સુધારણા સબંધી ઇષ્ટ યોજનાની અવશ્યતાને સ્વત; આદર આપવાનું શીખશે અને શરીર બળ- મનોબળ અને હૃદય બળ રૂપ કીલીથી ઉનતિ દેવીના દર્શન થશે. પૈસાનો ઉપયોગ અન્ય સ્થળે થવા કરતાં વિદ્યાકલાકઉશલ્ય

કેળવવામા થવો જોઇએ. નાતીઓ. તથાસ્તુ

શાંતિ; શાંતિ;

## ત્રીજો ઠરાવ.

ત્રીજો ઠરાવ મી. ગોરધરદાસ જેઠાભાઇ એ રજુ કરયો એ બાબત તેઓએ એક વીદ્વત ભર્યું ભાષણ કરયું હતું. તેઓએ પોતાના ભાષણમાં જણાવ્યું કે

यं ब्रह्मा वरुणेंद्ररूमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै
पदैः सांगपद क्रमोपनिषदैर्गायंति यं सामगाः॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांत न यदुः सुरासुरगणा देवाय तस्मैनमः॥

" ब्रह्मानंद परमसुखदं केवलं ज्ञानमूर्ति
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलचळं सर्वधोसाक्षिभूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामी "

क्षणशः क्षणशश्चैव विद्यामर्थं च साधयेत् ॥
क्षणत्यागे कुतो विद्या कण त्यागे कुतो धनम् ॥

## ભુમીકા.

આપણા વંશજોનું કેટલુંક ચરિત્રનો આપણા મન્યાધિકારી ના૦ પ્રમુખ તથા આપણા પરીક્ષકના પ્રમુખ સાહેબ કહી ગીયાછે ને તેમાં હું કાંઇ

વધારે કહેવા માંગતો નથી તો પણ કંઈક છેલ્લી તથા તે પછીની આધુનીક સ્થિતીના આપણા વડીલોનો સેજ ચીતાર આપું તો તેમાં હું કંઈ અતીશયોક્તી કરતો હોઉં તેમ માનતો નથી. સ્વર્ગવાશી શેઠ હંસરાજ કરમશી દામુમલ પારપીયા પરધાન શેઠ ચંદાભાઈ રામજી તેમજ હરજી જીણાભાઈ. શેઠ રંછુભાઈ ડાયાભાઈ શેઠ રતનશી કરમશી તેમજ પોરબંદરમાં શેઠ પ્રેમજીભાઈ દીવાન- ધરમશી જલારામ ભગત. હરી ભગત- ધરમશી ભગત. ઈંદોર શેઠ ગોવીંદજી ભાણજી કાલીદાશ જુઠાભાઈ તેમજ- શેઠ રણછોડદાશ ચત્રભોજ પદમશી ધનજી મોતી કરમશી અને ધનજી ધરમશી વગેરે બીજા પણ નરરત્ન આપણી જ્ઞાતીમાં થઈ ગયા છે અને જેઓએ જ્ઞાતીની કીમતી શેવાઓ બજાવેલ છે હાલમાં પણ વિદ્યમાન છત્રરૂપ ભીરા. જના આપણી જ્ઞાતીના મણીરૂપ માનવંના ગ્રહસ્થો શેઠ કરમચી દામજી. ચીનાભાઈ પેરાજ. માતુશ્રી દેવી કાનબાઈ. શેઠ દામોદર ગોવરધનદાસ સુખડવાલા શેઠ ગોવીંદજી ભાણજીનું કુટંબ તેમજ શેઠ ડોશાભાઈ જીવણ. આપણા મા. પ્રમુખ શાહેબ મોરારજીભાઈ આણંદજી તન્ના. શેઠ હરજીવનદાશ ભવાનભાઈ. દીવાન શાહેબ ગોવરધનદાશ લાધાભાઈ, પીંતાબરભાઈ લવજી. શેઠ ગોવીંદજી ટાયાભાઈ. તેમજ ભાઈઓ અને માતુશ્રીયો વગેરે ધીમાન. શ્રીમાન, અને વીદ્વાન ગ્રહસ્થો પણ જ્ઞાની રત્નો પણ આપણી જ્ઞાતીને સોભાવી રહ્યા છે અને એજ જીવનનું સાર્થક છે અને જેવો જ્ઞાતી સેવામાંજ પોતાનું શ્રેય સમજે છે.

જનની જણતો હરીજન કાં દાતા સુંર નહીતો રહે જે વાંઝણી મત ગુમાવીશ નુર ખરેખર ઉપલા વાક્યો મુજબ આપણી જ્ઞાતીમાં ભગત.

દાતાર અને વિદ્વાનો થઇ ગયાછે અને હાલમાં પણછે, એકાંઇ ઓછા આનંદની વાત નથી હું પરમ કૃપાળુ પરમેશ્વર પાસે હજીપણ એવીજ યાચના કરૂં છું જે હવે પછી પણ તેવાજ નરો અને બ્હેનો થાઓ અને જ્ઞાતીતેથી વિભુષીત થાય અસ્તુ, હવે હું મારા અસલ મુદ્દાપર આવું છું,

કેળવણીના વિષય ઉપર ઘણી ચર્ચા થઇ છે, તેથી તેનું વિવેચન એકપક્ષે નીરર્થક ગણાય ખરૂં પરંતુ જેમ આપણા શરીર સંપત્તિની જાળવણી અને વૃદ્ધિ અર્થ આપણે નીશ્ચય કરાયલો એકજ પ્રકારનો આહાર સેવીએ છીએઅને તેથી ઇચ્છિત ફળ મેળવીએ છીએ તેજ પ્રમાણે આપણી પ્રજાની બુદ્ધિ શક્તિની વૃદ્ધિ તથા વિકાશ અને વૃદ્ધિના ઉપાયો વિશે ખાસ કરીને પરિષદ જેવા આ મહાન પ્રસંગે એકજ પ્રકારે નહીં પણ જુદે જુદે પ્રકારે ફરી ફરીને વીવેચન તથા વિચાર કરવાનું આવશયક છે.

કેળવણી લીધેલા મનુષ્યો વધારે માનનીય અને પુજ્ય તરીકે લેખાય તે માટે જરૂરનું છે કે, ધાર્મીક, નૈતિક સંસ્કારો બાળકોમાં પ્રથમથીજ પડવા જોઇએ—

બાળકોની નિતીને લગતી ઉન્નતિ તેની ગર્ભાવસ્થામાં નિર્મીત, થએલી હોય છે અને જન્મ થયા પછી બાળ અને કીશોર અવસ્થામાં ઉતેજકોને સદભાવે સહેજ અનુમોદન મળવા જેવું થાય છે પણ તેનો પાયો તો ગર્ભાવસ્થામાંજ નખાય છે મહાન નરો જેવાકે "શંકરાચાર્યજી"

"વલ્લભાચાર્યજી" આદી ધાર્મીક પુરૂષો તથા "અરજુંન" શીવાજી આદીર પુરૂષોમાં પ્રતીત થયેલી આ સાધારણ શકતીઓને

કારણુમાટે બારીક તપાસ કરતાં મતા પીતાનો શુદ્ધ નિષ્પાપ જીવન એજ મુખ્ય હેતુ જણાશે પોતાનાં બાળકો તેજસ્વી પ્રતાપી થાય એવી સર્વે માબાપોની ઈચ્છા હોવીજ જોઈએ અને એકઠા થયેલા ગ્રહસ્થાશ્રમને પ્રાપ્ત થયેલા તથા હવે પછી પ્રાપ્ત થનાર પુરૂષોને મારી વિનંતી છે કે પોતાના બાળકોના હિતને ખાતર માનસીક કોઈ પણ પ્રકારની નબળાઈને કોઈપણ વખતે આધીન ન થતાં સુદ્ધ જીવન ગાળવું. વારંવાર નમ્રપણે અથવા તો તાંડન આદી ઉપયોને યોજીને બાળકોમાં જે સરળતા લાવી નથી શકતી તે ફક્ત પોતાના શુદ્ધ વર્તનથી સહેજમાં પ્રાપ્ત થાય છે, કારણ કે આપણી સુભ, યા, અશુભ, કીંવા આપની ઇચ્છા, હો, વા, નહીં તો પણ પોતાના સંસ્કાર આપણી પ્રજામાં સ્થાપ્યા જવાની એ શીદ્ધ નીયમ છે અને સંસ્કારો વારસામાં અવશ્ય પ્રાપ્ત થતા હોવાથી આપણી મહાન જવાબદારીને સમજીને શાસ્ત્રનીકીત ક્રીયાઓજ કરવી. અન્ય નહીં.

છેક નાનીવયમાં એટ પાંચથી લેસાત વર્ષ સુધીમાં શાળાઓમાં છોકરાઓને રડાવીને પણ મોકલવામાં આવે છે તે યોગ્ય નથી કારણકે તેટલી વયસુધીતો શુદ્ધ ગૃહશીક્ષણ મળવું જોઈએ ઉપર કહ્યું તેમ માબાપોએ નૈતીક તેમજ ધાર્મીક સંસ્કારોને પુષ્ટી મળે તેવું સરળ વર્તન રાખી તેટલી વયમાં ખીલતી સારીરીક સંપતીને હાની ન થાય તેવું સહેજ પ્રાથમીક જ્ઞાન આપવા પ્રયત્ન કરવો જોઈએ.

બાળકને વયમાં વૃદ્ધિને પામતાં તેને શાળામાં મુકવું અને ત્યાં કેવળ માનસીક કેળવણી આપાતી હોવાથી સુદ્રઢ શરીર રહે તેવી યોજના શાળામાં હોય તો તેનો લાભ બાળકો બરાબર લેય છે, યા, નહીં, તેની

પુરતી તપાસ રાખવી. યા તો શારીરિક વ્યાયામને માટે યોગ્ય ગોઠવણુ કરવી એ માબાપોની ખાસ ફરજ છે કારણુ કે **शरीर माद्यं खलु धर्म साधनं** આરોગ્ય શરીરવડેજ સર્વ વ્હેવહાર સાધી શકાય છે.

હાલમાં નામદાર બ્રીટીશ સરકારનાં ઉત્તમ રક્ષણ તળે આપણો દેશ મુકાયેલો હોવાથી સર્વત્ર શાંતી પ્રવર્તે છે. પરંતુ પુરાતના કાળમાં સ્વરક્ષણ અને ઉત્કર્ષ એ સામુદાયીક પ્રેરણા હતી ત્યારે શારિરીક બળ અને તેના મદદગાર ધૈર્ય અને શૌર્ય વીગેરે ગુણોની ખાસ જરૂર હતી. હાલના શાંતીના વખતમાં આપણે શારિરીક વ્યાયામ તરફ અલક્ષ્ય કરી એ છીએ અને કેવળ માનસિક કેળવણી ઉપર આધાર રાખતા થયા છીએ તો ઉભયનું સામ્ય જળવાઈ રહે તેટલા માટે શારિરીક વ્યાયામ તરફ લક્ષ આપવું એ માબાપોની ખાસ ફરજ છે.

સ્થુલ શરીરની ઉત્પતી વૃદ્ધિ અન્ન જળાદી ઉપર આધાર રાખે છે, કારણુંકે ખાવામાં આવતા પદાર્થોનું રૂપાંતર થઇ શરીરાદાનું પોષણુ તથા વૃદ્ધિ થાય છે તો બાળકોનો આહાર શુદ્ધિના નીયમો માબાપોએ પોતે પાળી પળાવવા જોઇએ કારણુંકે **आहार शुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवा स्मृतिः**

આ સંબંધમાં શરીરમાં આહારથી નવા દાખલ થતા ક્ષણે ક્ષણે શરીરનો ત્યાગ કરતા અસંખ્ય પરમાણુનું શરીર બનેલુ છે વીગેરે વૈજ્ઞાનિક વીવેચન કરી આપનો વખત હું રોકવા માગતો નથી પણ ટુંક ક્રમાંજ ઉપરનું શાસ્ત્ર વચન આપ્યું છે તે મનન કરવા યોગ્ય છે,

શરીર શીક્ષણની પ્રાથમીક અગત્યછે તે બાળકોને યુક્તીથી તથા પોતાના વર્તનથી માબાપોએ દ્રઢ કરવું જોઇએ.

કુમાર અને યોવન અવસ્થામાં બુદ્ધિ શકિતનો વીકાસ થાય તેવી કેળવણી ખાસ કરીને આપવી જોઇએ બાળકોના મગજમાં સર્વ શકતીઓ બીજ રૂપે રહેલીછે તેનો પરસ્પરમાં વીરોધ ન પ્રકટે એવી રીતે વીકાસ થાય તે અર્થે કેળવણીની અગત્યછે, કેળવણીનો હેતુ પ્રજા તૈયાર કરવાનોછે કારણકે તેમ કરવાથી પછી યોગ્ય ઉમરે જે જે ધંધાનાં બીજ તે વ્યકતીના અંતઃકરણમાં રોપવામાં આવે તે ઉગી નીકળવાનાં અને વ્યાપારને લગતું શીક્ષણ આપવામાં પણ કષ્ટ પડવાનું નહીં.

કેળવણીનો હાલનો જે ક્રમ છે તેના સબંધમાં કાંઇ પણ વીવેચન કરવું તે આ સ્થાને તેમજ મારી શકતી બાહારનુ છે તો પણ આટલું તો મારે અવષ્ય જણાવવું જોઇએ કે આર્ટ લાઇન કરતાં ઉદ્યોગ હુન્નર તથા વ્યાપારની લાઇન તરફ હાલ લોકોનું વધારે વલણ થયું છે. તે આવકારદાયક છે અને તેને સઘળી તરફથી ટેકો યા તો ઉતેજન મળવું જોઇએ. હીંદની ઔદ્યાગીક સ્થીતી સુધરશે નહી તો પ્રજા સંકટમાં વધુ અને સપડાતી જશે

આપણી પ્રજા નાની નાની કોમોમાં વહેંચાયેલી છે તેને એકત્ર બનાવવાથી ઉન્નતી થવાની વાતો કેહનારાઓના સબંધમાં કાંઇપણ વીવેચન કર્યા શીવાય દરેક ન્નતીને અને ખાસ કરીને ન્નતીનું શુભ વીચારવા એક થયેલી આ પરિષદ સમક્ષ સ્વન્નતી જનોને મારી નમ્ર વીનંતી છે કે આપણી ભવીષ્યની પ્રજા ભીખની જેમ નોકરીમાં નહીં પણ ધંધા ઉદ્યોગમાં આગળ વધે તેવી કોઇ યોજના ઘડી કાઢી ન્નતીના બાળકોને ઉતેજન તેમજ જરૂર ત્યાં સહાય મળે અને દરેક ન્નતીજન તેવા કામમાં તનમન ધનથી યથા શકતી તત્પર રહે તેમ થવું જરૂરનું છે.

આ લેખ પુરો કરતાં પેહેલાં સર્વેને વિનંતી કરૂં છું કે ઉપર લખેલા લેખમાં ભુલચુક થતી હોયતો વિદ્વાનો નીર ક્ષીર જુદાકરી ક્ષીર રૂપી દુર્ગંધને હડસેલી વિદ્વાનો ગ્રહણ કરશે એવી આશા રાખું છું અસ્તુ

**મી. જગજીવન હીરજી કારીઆએ ભાષણ કરતાં જણાવ્યું કે-**

દુન્યામાં જે જે દેશો હાલ આબાદ અને સ્મૃતીવાન ગણાય છે. તે હુનર ઉદ્યોગની કેળવણીના પ્રતાપથીજ છે. જેમ આ કેળવણીનો પ્રતાપ વધારે તેમ તેમ દેશની આબાદી વધતી જાય છે પ્રથમ ઈંગ્લાંડ આ કેળવણીના પ્રતાપથી સૌમાં પહેલો દરજ્જો ભોગવતું હતું પણ પાછળથી જર્મની, અમેરિકા ઇત્યાદિ દેશોએ તેને પાછલ પાડી દીધું છે, અને આપણે જોઇએ છીએ તેમ માત્ર પચાસ વરસના અરસામાંજ જાપાન જેવા નાના દેશ પણ દુનીયાના બીજા મોટા દેશોની પંકતી લીધી છે પણ હુનર ઉદ્યોગની કેળવણીનોજ પ્રતાપ છે.

આપણા દેશના કારીગરોની આધુનિક સ્થીતીના વિષય ઉપર આવતાં આપણા દેશની ઘણીખરી કારીગીરી વ્યવહારિક તથા આર્થિક નજરે તદન ખામી ભરેલીજ જોવામાં આવે છે, જે બાબતમાં સુતર કડીયા, મકાનને રંગનારાઓની ખામી ભરેલી કારીગરીના દ્રષ્ટાંતો આપ્યાં હતાં અને તેના કારણ રૂપે ફક્ત કારીગરોની સુધરવા પ્રત્યે બેદરકારીજ છે એમ સાબિત કરી બતાવ્યું હતું હુનર ઉદ્યોગની કેળવણી અનાથાશ્રમના બાળકોમાં દાખલ કરવામાં આવે તો ભવિષ્યમાં બાળકો ફક્ત જુજ પગારની નોકરી ઉપર આધાર રાખવાને બદલે કોઇ પણ સ્વતંત્ર ધંધો કરી શકે અથવા સારા પગારની નોકરી પણ મેળવી શકે. ઉંચા પ્રકારના હુનર ઉદ્યોગની કેળવણી સંપાદન કરવા માટે અત્યારે ટેક્નીકલ સ્કુલોની ઘણી ભારી મદદ છે અને આવી કેળવણીની મદદ માટે જો આપણી બહોળા સ્તિારવાળી જ્ઞાતીના દરેક

મધ્યમ તેમજ સારી સ્થીતીવાળા કુટુંબ તરફથી માસિક ફકત એક પૈસા જેટલોજ ફાળો આપવામાં આવે તો કમમાં કમ રા૦ ૧૦) થી ૧૫ હજાર સુધી વરસ દહાડે એકઠા થઇ શકે જેમાંથી એકાદ બે ઉત્કૃષ્ટમંદ વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા ઉપરાંત દેશમાં પણ હુન્નર ઉદ્યોગીની કેળવણી લેનાર ઘણા બાળકોને કેળવણી આપી શકાય છેવટમાં એવી આશા બતાવી હતી કે આપણી જ્ઞાતી જે હાલ તદન ગરીબ અને કેળવણીમાં પછાત છે તે તદન અંધારામાંજ છે (સરકારી વસ્તી પત્રમાં પણ તેની જુદી સંજ્ઞા નથી ) તે હુન્નર ઉદ્યોગ તરફ લક્ષ આપશે તો વખતના વહેવા સાથે ઉન્નત દશાને પહોંચશે,

ઉપરના વિષયને લગતા ઠરાવને ટેકો આપતાં પોરબંદરવાળા મી૦ હીરાચંદ પોપટભાઇએ એક ઘણુંજ અસરકારક ભાષણ કર્યું હતું અને પોતાના વાકચાતુર્યથી શ્રોતાજનોના મન દ્રવીત કરી નાખ્યાં હતાં,

---

**મી. પ્રાગજી દયાળ હરીયાણીએ ટેકો આપતાં જણાવ્યું કે–**

સન્યવર મહાશય પ્રમુખ સાહેબ, તથા સુજ્ઞ–ભગિનીઓ અને બન્ધુઓ જ્ઞાતિ બન્ધુઓના આવા વિશાળ મેળાવડા સનમુખ મને બોલવાનો આ અલભ્ય લાભ મળેલો હોવાથી, હું પોતાને ભાગ્યશાળી સમજું છું જો કે હું કાંઇ વિદ્વાન નથી: તોપણ યથામતિ યત્કંચીત બોલીશ તેમાંથી સાર ગ્રહણ કરી મારી ભૂલોને માટે મને દરગુજર કરશો એવી આશા છે. કેળવણી શબ્દ એટલો બધો પ્રચલિત અને પરીચિત છે કે તેનો સામાન્ય અર્થ સૌ કોઇને વિદિત છે. મનુષ્યમાં તમામ પ્રકારની શક્તિઓ ગુપ્ત રીતે રહેલા છે તે શક્તિઓને ખીલવીને બહાર કાઢવી તેનું નામ કેળવણી છે મનુષ્યસમાજ નહીં પણ પશુ પક્ષી અને જડ

વસ્તુઓમાં પણ એટલો બધો ફેરફાર થઈ જાય છે કે આપણે દેખવ ખામાએ છીએ. તો મનુષ્ય કે જેનામાં કુદરતી શક્તિઓ આટલે બધે દરજ્જે રહેલી છે તેને માટે કેળવણી શું ન કરી શકે ? હાલ ચાલીશ વર્ષ થયા કેળવણીનું કામ આપણા દેશમાં પગભર થતુ જાય છે અને આશા છે કે હજી પણ તે જોસબંધ આગળ વધતું જશે, તો પણ મા રે દિલગીર સાથે કહેવું પડે છે કે, બીજી ભાઇબંધ કોમો કરતાં એ બાબતમાં આપણી કોમ ઘણી પછાત છે બીજી કોમો જ્યારે ઝડપથી આગળ વધતિ જાયછે ત્યારે તેમની પાછળ આપણે ઘસડતા જવું જોઇએ નહીં તેઓની સાથે આપણે પણ વધતા જવુંઇષ્ટગણાય કેળવણીને ત્રણ વીભાગમાં વહેંચી શકાય-માનસિક, શારિરીક અને આત્મિક કે અંતઃકરણની. હાલ આપણી શાળાઓમાં જે કેળવણી આપવામાં આવે છે તે ઘણા ભાગે માનસિકજ છે. હાલની કેળવણીથી મન ખીલે તે. મગજની શક્તિઓ પ્રફુલિત થાય છે અને ઘણા નુતન વિચારોએ આપણા મગજમાં પ્રવેશ કર્યો છે જો કે આવી કેળવણી તમામ રીતે ઇષ્ટ છે અને હજી માત્ર તેની શરૂઆતજ થઇ છે, તોપણ બીજી બે પ્રકારની કેળવણી માટે હજી કાંઇજ થયું નથી એમ કહીએ તો ચાલે મન એકલું પ્રફુલ્લિત થાય અને તન તથા અંતઃકરણ મરયા વગર એમના એમ પડી રહે, બલકે દિન પ્રતિદીન સંભાલ વિના નિર્બલ થતા જાય એ કોઇ પણ પ્રકારે ઇષ્ટ ગણાય નહીં અંગ્રેજીમાં કે કહેવત છે કે sound mind in sound body માટે જો મનની કેળવણી સાથે તનની કેળવણી ઉપર પુરતું લક્ષ આપવામાં નહી આવે તો આપણને આખરે નકશાનજ છે આપણે જોઇએ છીએ કે આપણા "ગ્રેજ્યુએટો શરીરમાં ઘણા કમ હઉ વત થઇ ગયેલા અને પોતે લીધેલી કેળવણીનો લાભ પોતાના માટે લેવા

અને બીજાઓને આપવા ઘણા ભાગે અસમર્થ ગઇ ગયેલા હોય છે. આવા " ગ્રેજ્યુએટો " થવાથી તેમને પોતાને તેમજ જનસમુહને કાંઇ પણ લાભ થતો નથી. જેમ આપણા રહેવાના ઘરને સારી રીતે મરામત કરીને હમેશાં સ્વસ્થ સ્થિતિમાં રાખીએ છીએ અને તેથી આપણી માલમીલકતનું સંરક્ષણ થઇ શકે છે. તેજ પ્રમાણે આપણું શરીર આપણા મનને રહેવાનું ઘર છે અને મનને જો સુદૃઢ સ્થિતિમાં રાખવા આપણે માગતા હોઇએ તો શરીર જાળવણી ઉપર આપણે અવશ્ય ધ્યાન આપવું જોઇએ. શરીરની જાળવણી માટે ખાન પાન, સ્નાન સ્વચ્છ હવા આદિ, સામાન્ય ઉપચારો શિવાય મુખ્યત્વે કરીને જે બાબતો વિષે આપ ભાઇઓનું ધ્યાન ખેંચવા માગું છું તે એ છે કે, ( ૧ ) યથાવિધી બ્રહ્મચર્યનું પાલન કરવું ( ૨ ) શરીરને નિયમીતપણે યોગ્ય વ્યાયામ આપી દૃઢ કરવું.

હવે ત્રીજા પ્રકારની કેળવણી માટે ખાસ સુચના કરવા માગું છું આત્મીક કેળવણીની મુખ્ય જરૂર છે તેનો આપણામાં અભાવ જોવામાં આવે છે, આત્મિક કેળવણીનો મુખ્ય આધાર અંતઃકરણ ઉપર રહેલો છે. અંતઃકરણ એ સર્વ લાગણીઓનું સ્થાન છે. જો તે સ્થાનને સારા સંસ્કાર પમાડી પોષવામાં આવ્યું હોય તો આપણા દેશ તરફ, આપણા રાજ્ય તરફ, આપણી જ્ઞાતિ તરફ અને સગા સહોદર તરફ, આપણી શી શી ફરજો છે, તે સહેલાઇથી જાણી શકાય છે. આત્મિક કેળવણીથી શ્રી જગન્નિયંતા ઇશ્વર પ્રત્યે આપણી કેવી ફરજ છે. નિતિ શું છે સામાન્ય રીતે મનુષ્ય દેહનું સાર્થક શું છે તે આપણે જાણી શકીએ. કેળવણીનો આવો ઘણોજ ઉપયોગી ભાગ તદન વિસરાઇ ગયેલો છે તે ઉપર અવશ્ય લક્ષ આપવાની જરૂર છે.

તન અને મનની કેળવણી મનુસ્ય શિવાય અન્ય પ્રાણીઓમાં પણ થોડે ઘણે અંશે વિકાસ પામેલી હોયછે તો મનુસ્યોને તેઓની શ્રેષ્ટતા પ્રાપ્ત કરવા માટે આત્મિક કેલવણી માટે અંતઃકરણની કેળવણી એ અવસ્ય કર્તવ્યછે મન ઉપર કાબુ ધરાવનાર અંતઃકરણછે એ ઘોડોછે અને અંતઃકરણ તેના ઉપરનો સ્વાર છે મન એ વરાળથી ચાલનાર એનજીન અને અંતઃકરણ તેને નિયમમાં ચલાવનાર ડ્રાઇવર છે, કેળવણીરૂપી પૈષ્ટીક ખોરાકથી મસ્ત થયેલા મદોન્મસ્ત મન ઘોડાંને જો અંતઃકરણરૂપી અસ્વાર વશ ન રાખે તો અનેક માઠાપરિણામ આવે. ડ્રાઇવર જો વરાળ યંત્રને વશ ન રાખી શકે તો ભયાનક અકસ્માતો બનવાં પામે શાસ્ત્રમાં કહ્યું છે કે

## मनएव मनुष्याणाम् कारणं बंध मोक्षयोः

એટલેકે સંસારમાંબંધન અને મુકિતપામવાનું કારણ મનજછે જોઅંતઃકરણના હાથ વિના મનને છુટી જવા દેવામાં આવે તો મને પાપી છે કેદુર્બલ સંતાન મનુસ્ય નાસ્તિક થઇ જાય છે. સત્ય નિતિ, પ્રમાણીકતા અને સદાચારનો તેનામાંથી કદાચ લોપ પણ થઇ જાય છે માટે અંતઃકરણને કેળવીને મનને વશ રાખતા શીખવું એજ સર્વથી પ્રથમ કર્તવ્ય છે, આપણામાંના સૌ કોઇએ યોગ શાસ્ત્રનું નામ સાંભળ્યું છે ભાઇએકે યોગ શું છે તે આપ જાણો છો! "**योगश्चित्त वृत्ति निरोधः**" એટલેકે ચિતની વૃત્તઓના વેગોને અટકાવવાં તેનું નામ યોગ મન રૂપ મસ્ત ઘોડો અનેક દિશાઓમાં આપણને ઘસડી લઇ જાય છે. તેને અંતકરણથી વશ કરવો જોઇએ પ્રથમથીજ અંતઃકરણ ઉપર ચડતા મેલને નિતિ વાકયોના ઘસારાથી દુર કરીસ્વચ્છ રાખવું જોઇએ કે જેથી તેના ઉપર સારી છાપ પડી શકે અને આપણા બાળકો આ લોક

અને પરલોકનું સુખ પ્રાપ્ત કરી શકે.

પહેલા પ્રકારની કેળવણી વિષે આપ સર્વ જાણતા છો અને થોડે ઘણે અંશે તેને રસ્તે પણ ચડયાં છે તો તે વિષે વિશેષ વિવેચન ન કરતા બીજા તથા, ત્રીજા પ્રકારથી કેળવણીને માટે આપણે શું ઉપાયો યોજી શકીએ તે જાણવાની જરૂર છે. શારિરીક કેળવણીના સંબંધમાં દરેક શાળાને લગતી કસરતશાળાઓ સ્થપાવી જોઇએ કે જ્યાં વિદ્યાર્થીઓને રમતગમતની સાથે પુરતો વ્યાયામ મળી શકે વળી દર વર્ષે જેમ પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થીઓમાટે ઇનામના મેળાવડા કરવામાં આવે છે તેજ મુજબ શારિરીક કસરત કુસ્તી દોડવા વગેરે ખેલોને માટે ખાસ પારીતોષિક સાથી જુદા મેળાવડા કરવાની જરૂર છે, તેની સાથે સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી બ્રહ્મચર્ય સ્થીતીમાંજ " મેત્રીકયુલેશન " બી એ, આદી પરીક્ષાઓ પસાર કરનાર વિદ્યાર્થીઓને ઉત્તેજનાઅર્થે અમુક ઇનામો જાહેર થવા જોઇએ કે જેથી સમય જતાં વિદ્યાર્થીઓમાં બ્રહ્મચર્ય વ્યવસ્થા પ્રચલીત થઇ જાય.

હવે છેલ્લે અંતકરણની કેળવણી માટે ધર્મ તથા નીતીનું શીક્ષણ આપવાને દરેક શાળામાં ગોઠવણ થવી જોઇએ, આ બાબતમાં મોટી મુશ્કેલી એ છે કે આપણામાં અનેક મતમતાતરો હોવાથી આપણા બાળકોને કયાં ધર્મનું શીક્ષણ આપવું એ નક્કી કરી શકાતું નથી, આપણામાંના એક પંથનું શીક્ષણ, બીજા પથની આડે આવે છે- અને સુગમતા કરવા જતા વિરોધના બીજ રોપાય છે, માટે સર્વથી શ્રેષ્ટ ઉપાય તો એ છે કે દરેક પંથ અથવા મતવાળાએ પોતપોતાની અલગ શાળા સ્થાપી, વિદ્વાન પુરૂષોની મારફત પોત પોતાના ધર્મને અનુસરતું

ધર્મનીતીનું શીક્ષણ હરરોજ એકેક કલાક આપવું પરંતુ તેમ કરવા જતાં ઘણી મુશકેલીઓ નડે અને ખરચનો પાર રહે નહી, માટે અન્ય વીશેષ સરલ માર્ગ એ છે કે આપણી શાળાઓમાં કોઇ પણ મતને આડે ન આવે તેવું સામાન્ય ધર્મ તથા નીતીશિક્ષણ આપવુ જોઇએ તેને માટે ખાસ પુસ્તકો રચાવવા જોઇએ, મહાભારત, રામાયણ, આદી સર્વો માન્ય પુસ્તકોમાંથી અનેક પ્રસંગોની નીતીની કથાઓની બાળકોના કુમળા મન ઉપર છાપ પાડવી જોઇએ, સત્ય શું છે ? સ્વાર્થ ત્યાગ શું છે ? પ્રમાણીકપણુ શું છે, ? પરમાર્થ શું છે ? પરોપકાર શુ છે ! દયા દાન દીનતા અને પ્રભુપરાયણતાનો મહીમા કેવો છે તે તેમના મગજ ઉપર શાસ્ત્રના દાખલા દ્રષ્ટાંતોથી બાલ્યપણામાંજ ઠસાવવું જોઇએ મા-બાપની શેવા, રાજ્યની શેવા દેશની સેવા, એ શું છે, ? એ તેમને ધર્મોના શીક્ષણથીજ જાણવામાં આવશે હરરોજ એકેક કલાક આવું શીક્ષણ અપાય તેની સાથે દર રવીવારે સામાન્ય બોધ અને ભકિત વિષમમાં આખી શાળાના વિદ્યાર્થિઓને એકઠા કરીને સુજ્ઞ શાસ્ત્રી મારફતે સદ્ગુપદેશ અપાય દરેક શાળામાં હુશીઆર છોકરાને જેમ માન, શાબાશી અને વખતો વખત ઇનામ છે, તેમ સૌથી ભલા સદ્-ગુણી સદાચારી અને પરોપકારી છોકરાઓને પણ તેઓની સારી વરત-ણુકની પ્રમાણમાં માફક આપી માન, શાબાશી પરીતોષીકો આપી તેઓની ખાસ કદર કરવી જોઇએ એ શીવાય બાળકોના કુમળા મન ઉપર નીતીની છાપ શીક્ષકોના તથા પોતાના માત પીતાઓના સદવર્તનથી પાડવા માટે સતત પ્રયત્ન થવો જોઇએ કેમ કે એકલા બોધથી આ કામ થઇ શકતું નથી. બોધ પ્રમાણેજ જ્યારે પોતાના શીષ્ટ પુરૂષોની રહેણી કરણી બાળકો જુએ ત્યારેજ તેનીજ ખરી અસર થાય છે,

વાણી અને વ્યવહાર એક સરખા બાળકો જુએ તોજ તેમના અંતઃકરણ ઉપર ખરી છાપ પડે છે માટે આપણા બાળકોને સદગુણી બનાવવાનું કામ જેટલું શાળાના શિક્ષકોના હાથમાં છે. , તેટલુંજ આપણા પોતા હાથમાં છે. "

મને લાગે છે કે મેં આપ ભાઇઓનો અમુલ્ય વખત ઘણો રોકયો છે, તેથી હવે વિશેષ વિલંબ નકરતાં આ વિષય સમાપ્ત કરવા ચાહુ છું પણ અગત્યની બાબત યાદ આવતા આપની ક્ષમા ચાહી બે બોલ કહેવાની રજા લઉ છુ કે મેં અગાઉ કહ્યું તેવા પ્રકારનું શીક્ષણ જેમ છોકરાઓને અપાય તેમજ છોકરીઓને પણ અપાવવાની પુરતી જરૂર છે આપણી સોસાયટીના પુરૂષ અને સ્ત્રી એકજ શરીરના જમણા અને ડાબા અંગ સમાન છે, જમણુ અંગ ગમે તેટલું મજબુત હોય તો પણ ડાબા અંગની સહાય વિના તે બરાબર કામ કરી શકતું નથી કોઇ એકલા જમણા પગે ચાલવા માગે તો તે તરતજ થાકી જાય છે. અને તેની મુસાફરીનો ત્યાંજ અંત આવી જાય છે, માટે સમાજીક સુધારણા ઇચ્છનારે તે બન્ને અંગોનું બરાબર પરીપાલન કરવું જોઇએ.

આ બાબતમાં એટલી સુચના કરવા માગું છું કે આપણા લો-હાણા જ્ઞાતિભાઇઓની દેખરેખ નિચે જે જે ઓર્ફનેજ કન્યાશાળા અને બોર્ડીંગ હાઉસો આદિ સંસ્થાઓ ચાલે છે, તેમાં કેળવણીનો આ વો ક્રમ જલદી દાખલ કરવામાં આવે. એટલું કહી આપ બંધુઓએ આ નિબંધ ધીરજથી સાંભળવાનો જે શ્રમ લીધો છે તેને માટે સર્વે નો આભાર માની આપણી સર્વ મહત્વાકાંક્ષાઓ શ્રી પરમાત્મા પાર પાડે એવી પ્રાર્થના કરૂં છું.

**મીસ બબલીબાઇ ચોથાણી ભાષણ કરતાં બોલ્યાં કે-**

મ્હોટી બ્હેનો અને મ્હોટા ભાઇઓ! સારાં સારાં કામોમાં ન્યાતોમાં સામટાં નોતરાં થાય છે. એટલે સારાં સારાં કામોમાં ભાઇઓએ બ્હેનોએ અને બાળ ગોપાળોએ ભાગ લેવો એ તો આપણી રીત છે. આજે પણ સારી સંખ્યામાં મ્હોટી બ્હેનો પધાર્યા છે તેથી મારાં જેવી ન્હાનકડીનાં હૈયાંમાં પણ હરખ મ્હાતો નથી.

ગરબાવળીમાં અમે ગાયેલું છે કે.

" ભાઇ તો ભુગોળને ખગોળમાં ભમે છે.

" બાઇનું ચિત્ત ચુલા મ્હાંય

દેશી કાંઠાને આ કજોડું દેવું તે કહેવાય. "

નવલરામભાઇનો આત્મા આજે અહિં આવે તો આપણી ન્યાત માટે તો તેમનાં આ બન્ને વાક્ય ખોટાં છે એ તરતજ તે કહે અને આપણે કબુલ કરવું પડે. આપણા ભાઇઓનાં ચિત્ત ભૂગોળ અને ખગોળમાં ગુંથાયલાં નથી બીજી વાત એ છે કે ચુલામાંથી ચિત્તને ખેંચી આપણી બેહેનો અહિયાં આપણાં ભાઇઓને તેમનાં શુભ કામમાં સંમતી અને ટેકો આપવા આવી છે. કેળવણીની બાબતમાં આપણા ભાઇઓ પછાત રહ્યા છે. ને બ્હેનો પણ કંઇ આગળ પડી નથી. છતાં જુના જમાનાના માણસોમાંથીએ શ્રીયુત દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા જેવા—આગળ વધેલી કામોમાં પણ જેનો જોટો ન મળે—તેવા સુધારાના હીમાયતી અને કેળવણીના સહાયક પરોપકારની મતિ, ને તેની સાથે આપણી ન્યાતની ખાસ ખાસીઅતો, સાહસ અને શૈર્યના નમુનારૂપે પુરૂષ, જેકામ બતાવી શકે તે માટેતો સારીસારી આશાજ છે.

તેમનાં હૈયામાંથી કોલેજ વીકસેલી સાદી અને આડંબર વિનાની સર સ્વતીમાંથી આપણે કેળવણી અને એજ કેળવણીનાજ આદેશ સાંભળ્યા છે ભાઇ મેતાજીએ કે અને જુની કહેવત પણ છે કે સ્ત્રી બગડી તેનો ભવ બગ ડયો. સ્ત્રીવગરનો સંસાર નથી અને ઘર (home) તે સંસારની યાત્રાનું પવિત્ર ધામ છે. આ ધામમાં એકલા પુરૂષો પથરા જેવા છે અને જ્યારે સાધ્વી સ્ત્રીઓનો સંયોગ થાય ત્યારેજ તે પથરોમાં પ્રાણ પ્રતિષ્ટા થઇ દેવરૂપે પુજાય આપણે આપણા ભાઇઓને કેળવણીથી ઘડવાના છે ને બ્હેનોને સરસ્વતીના પ્રસાદથી સાધ્વી બનાવવાના છે. અને આ બન્ને ને માટે આપણી કોન્ફરન્સે જે પ્રયાસ આદર્યો છે, તે બહુજ આશાજનક છે.

જુના મતવાળા અને નવા મતવાળા બન્નેને પુછો કે ભાઇ ભણે કે નહી ? " ના 'નો જવાબ કયા મતવાળા આપે છે, તે કહેશો બન્ને ને પુછો કે બ્હેનોને ભણાવવી કે નહિ ? "ના" નો જવાબ કોણ આપે છે તે જોઉ તો ખરી ! બન્ને મતમાંથી બ્હેનોને પુછો કે વિદ્વાન ભા ઇ તથા વિદ્વાન જમાઇ કોનો ગમતો નથી ? તથા કોણ શોધતા નથી તે કહેશો ? બન્ને મતમાંથી ભાઇઓને પુછો કે ભણેલી બ્હેનને દીકરાને ભણેલી વહુ કોને ન ગમે ? અને કોણ નથી શોધતું ? આનો ઉતર બ ન્ને પક્ષમાંથી એકજ છે, સંમતીનોજ છે અને એટલાંજ માટે આપણે અહિંયાં એકસંપથી, જુના અને નવા, ન્હાના અને મોટા ધનવાન અને ગરીબ, શહેરી અને ગામડીઆ, એક મતે એક અવાજે, એક હૃદયે પૈસા વાળો પૈસા આપી, વિદ્વાન વિદ્યાનો લાભ આપી, અને કામ કરનારા શ્રમ ઉઠાવી ભેગા થયાં છીએ તે તેમાંથી આનંદજ છે.

તો એટલુંજ કહું છું કે, ભેગાને ભેગાજ રહેજો. સંપ ત્યાં જ

ય છે. એક વાત યાદ રાખજો કે એકલા ચાલશો તો અટકશો માટે આ
જ આગળ વધીતો બ્હેનને સાથે રાખે, પૈસો હોય ત્યાં વિદ્યા આવે; થા
કેલાને વિસામો મળે; અનાથને આસરો મળે; ગરીબોને સુખ ને સંપ
તિના સાધનો મળે; અને ન્હાના મોટાના દરેકના ઘરમાં દાદા, દાદી, પી
તા,માતા ભાઇ, બેન, બાળગોપાલ કલોલ કરતાં ભગવાનને ન વિસારે ને
સંસારમાં સંતોષ રાખી સુખી રહે અને સંસારની સેવાનો સમારંભ
આદરે એથી મોટી વાત હું ન્હાનકડી ન્હાંને મોઢે શું કહું ?

## બ્હેન સાકરબાઇ લાધાભાઇનું ભાષણ.

બેહેને સાકરબાઇ લાધાભાઇએ જણાવ્યું કે બ્હેનો ! માણસો આળસમાં ઉંઘે છે તેમ કળીયુગ છે ! ઉંઘમાંથી જાગે છે તે દ્વાપર છે ! ને જાગીને ઉભા થાય તે ત્રેતાયુગ છે, અને ઉઠીને ચાલતા થાય તે સતયુગ કહેવાય છે, માટે આ સર્વે સદ્‌ગ્રહસ્થો તથા બ્હેનો પોત પોતાના અમુલ્ય કામ ધંધાથી નીવૃત્ત થઇ અત્રે જ્ઞાતી હીતાર્થે અત્રે પધારેલા છો જેથી આ વખતે સતયુગ પ્રવર્ત છે એટલુંજ નહી પરંતુ જ્ઞાતિ જે "ગંગાનો પ્રવાહ" કહેવાય છે. ત્યાં આજે અડસઠ તીર્થ પધારીને આપણને પાવન કરશે એમ સમજી આ મહાન નાતમેળાપ શુભ પ્રસંગે કાંઇક લખવા, બોલવા હું મને ભાગ્યશાલી સમજુ છું. કારણ કે—આ મહાન નાતમેળાનો અપુર્વલાભ લેવો અને આવા ભવ્ય વિશાળ મેળાવડામાં બે શબ્દો બોલી શકવા એ કેવળ મારા જેવી અલ્પજ્ઞ સ્રીને કેવળ દુર્લભ રૂપ છે.

અહરથો દૈવયોગે અમો આવા ભવ્ય મેળામાં ખુલ્લીરીતે બોલ-વાને તેમજ લાભ લેવાને કેવળ નિરભાગણીઓ છીએ કારણ કે આપણી જ્ઞાતિનો અભ્યુદયનો સુર્ય હજું ઉગ્યો નથી જો કે આપણી જ્ઞાતિના

કેટલાક અગ્રગણ્ય શુભચિંતક મહાત્માઓના શુભ પ્રયાસથી આપણી ઉન્નતિનું પ્રાતઃકાળ થયું છે. તે હું ધારૂં છું કે—કેટલાક જ્ઞાતિ બાઇઓ અંધકારરૂપી રાત્રીને દૂર કરી કેળવણીરૂપી પ્રકાશ આપશે, તો અભ્યુદયરૂપી સુર્યના કીરણોનાં દર્શન જલદીથી કરી શકીશું.

ભાઇઓ ? આપણા હિંદુસંસારમાં સ્ત્રી કેળવણીને માટે કંઇક બે મતો હોય એમ હું માનું છું એક મત કહે છે કે સ્ત્રીઓને વંચાવે સુટ આપવાની જરૂર નથી; માત્ર તેઓ પોતાની ઘરસંસારી ફરજો બજાવે એટલે બસ છે. કારણકે કેળવણી આપવાથી તેઓ સ્વચ્છંદી અને આપમતથી ચાલશે; બીજો મત કહે છે કે—સ્ત્રીઓને કેળવણી મળવીજ જોઇએ એટલુંજ નહી પરંતુ સ્ત્રીઓએ પુરૂષોના બાજુમાં રહી તેમના ડાબા અંગ તરીકે–પરમાર્થનાં જાહેર કામકાજોમાં ભાગ લેવોજ જોઇએ. હવે આ મતોમાં કેટલી સત્યતા છે તે આપણે જોઇએ. કારણ કે વિવેક બુદ્ધિથી (conscions) વીચારી જે યોગ્યજણાય તે દૃઢમનની કર્યેજવું એ જીવનનું સાર્થ છે. પુજ્ય માતાઓ પવિત્ર બહેનોતો નિર્દોષ બાળાઓ તથા સુજ્ઞભાઇઓ આપણે મત એમ મળી શકશેકેસ્ત્રીઓએસુભ કાર્યો એ ભાગ નહીજ લેવો ? બનો આસંસાર ગૃહરાજ્ય સ્ત્રીને પુરૂષ અને પુરૂષોને સ્ત્રીઓ એમ ઉભયમે એક બીજાની ખાસ જરૂર છે. જેમ બે પાંખવિના પંખી ઉડી શકે નહિ.બેહાથ વિના તાલી પાડીશકાય નહી બે પૈડાં સિવાય ગાડી ચાલી શકે નહિ. તેવીજ રીતે આસંસારમાં ગૃહરાજ્યમાં પુરૂષને સ્ત્રીરૂપી મદદ ગારની અવશ્ય જરૂર છે. બહેનો ! આવી અપુર્વ અમુલ્ય ગૃહરાજ્યની અધિષ્ઠાત્રી ગૃહીણી બીનકેળવાયલી હોયતોતે ગૃહરાજ્ય કેવી રીતે ચાલી શકે અશિક્ષિત માતાની પ્રજા ક્યાંથી સારી નીવડી શકે; આનસ્ત્રીસુધારાનો હીમાયતી તેપોલીયન કહે છે કે

કહે નેપોલીયન, દેશને કરવા આબાદાન;
શરસ રીતનો એજછે દ્યો માતાને જ્ઞાન.

માટે દરેક માબાપોએ પોતાની પુત્રીઓને બહુપ્રેમપુર્વક જેમ બને તેમ સારી. ઉંચી જાતની નૈતિક કેળવણી આપવી જોઇએ કારણકે સંસારનું તત્વ ધર્મ છે. માટે દરેક બ્હેનોએ, જેમ બને જ્ઞાનમાં મીઠાં ઘડળ જોઇએ આપણા હિંદુસંસારમાં, પ્રથમ આપણી બાળકીઓની જન્મ સ્થિતિનું દિગદર્શન કરીએ તો પુત્રપુત્રીઓમાં દેખીતો ભિન્નભાવ રાખવામાં આવે છે પુત્ર જે માગે તે મળે છે. તેને લાલન પાલન તથા સંભાળપુર્વક ઉછેરવાની કાળજી રાખવામાં આવે છે તે પુત્ર જન્મથી અપુર્વ આનંદ થાય છે. વધામણીઓ ખવાય છે સાકરો વેચાય છે અને દિકરા દેતાને દુર્લભ એમ કહેવાય છે માટે પુત્રની માતા માનવંતિ ગણાય છે. અને પુત્રને માટે ખોરાક, પોશાક, કેળવણી અને તેમના સુખ સવગડો માટે પુરતુ લક્ષ અપાય છે. પણ પુત્રીના જન્મથીજ, એમાંનુ કાંઇપણ હોતુ નથી. આપણા હિંદુ સંસારમાં સ્ત્રીઓને પુત્રી જન્મે છે. ત્યારથીજ માતાપીતાને શોક પ્રાપ્ત થાય છે. અને જન્મથીજ તેની અવગણુના કરવામાં આવે છે. અને કેટલીક જગાએ દીકરી જન્મ્યાથી નિસ્તેજપણે નિસાસા નખાય છે. પુત્ર જન્મ આપનાર માતાને જેવી સંભાળથી સુવાવડ કરવામાં આવે છે. જેથી સુવાવડમાં સુતેલી પુત્રી જન્મ આપનારી માતા નિરાશ થાય છે. તે પુત્ર જન્મથી જેમાન મળીત; તે આશા પુત્રી જન્મથી લુપ્ત થઇ જાય છે. એટલું જ નહિ પણ સામાન્ય બુદ્ધિની સાસરીઆંમાં તેને મેણુના પ્રહાર ખમવા પડે છે. વળી પુત્રવાળી વિધવાના કરતાં, પુત્રીવાળી વિધવાનો હક ઓછા ગણાય છે. સારાંશ કે—પુત્રજન્મ કરતાં, પુત્રીજન્મ સર્વ પ્રકારે ઓછા આનંદની વાત

લખાય છે. પુત્રની માફક પુત્રની પ્રત્યે કંઇજ લાગણી રાખવામાં આવતી નથી. તેને વેઠરૂપ અને બોજા તરીકે આયુષ્યના બળે ઉછેરવામાં આવે છે. તેમની શારીરિક સંપત્તિ, સુશિક્ષણ અને તેમના સુખ સગવડ માટે દુર્લભ રાખવામાં આવે છે. તેમની કેળવણી નહિ જાતી માટે દરકાર રાખવામાં આવતી નથી સદ્‌ગૃહસ્થો દરેક જગ્યાએ આમજ બને છે એમ હું કહેવા માગતી નથી પરંતુ સામાન્ય રીતે હિંદુ સંસારિક સ્થિથી આવી દુઃખદાયક હોય છે અને તેઓને બચપણથીજ કોઇપણ પ્રકારના સબળ કારણ-સિવાય હલકી અને અધમ લેખવામાં આવે છે તેમના તનમન કેળવવા તરફ બે દરકારી રખાય છે અને બાળલગ્નના પ્રકારથી કુમળ બાળાઓ બાળ માતાઓ થાયછે આથી કરી આપણને જે ઘણુંજ ખમવું પડે છે- એટલુંજ નહિ પણ આપણો હિંદુ સંસાર નિરાસ થઇ ગયો છે, તેમજપુરૂષો બળહીન, તેજહીન બનીગયેલાછે. જ્યાં ત્યાં દૃષ્ટિ ફેરવીશું ત્યાં આજ કાલની બાળાઓ, ઘેલીપગરનો પુષ્કળ રોગવાલી નજરે પડશે. તેનું સ્વભાવિક સૌંદર્ય, ગુલાબી લાલી, મજબુત શરીર વીગેરે સ્ત્રીઓને કુદરતી સૌંદર્યતા બને તનદુરસ્તી અસ્ત વ્યસ્ત થઇ ગયેલી જોવામાં આવે છે, આવી રીતે માતાની નબળાઇને લીધે બાળકીઓ જન્મે ત્યારથીજ નબળી હોય છે. તેમાં બાળલગ્નથી તેમનો બાંધો પરિપક્વ થયા પહેલાં નબળોને નરમ પડી જાય છે. અને સ્વશુર પક્ષના માણુસાને જે ઠેકાણે હોય ત્યાં હોતો વધારે પડતો થાક તેમજ કજીઆંથી થતી મનવ્યથા વીગેરે કારણોને લીધે આઓની તનદુરસ્તી બગડવાનાં તથા નબળા રહેવાનાં મુખ્ય કારણો બને છે. જેથી સ્ત્રીઓની શારીરિક સંપતિ તરફ દુર્લક્ષ આપવામાં આવે છે તેવીજ રીતે તેઓના માનસિક સ્થતિ પણ અત્યંત દયાજનક છે. અજ્ઞાનથી તો બગડી જાય આવી વ્હેમ અને અજ્ઞાનતાથી બાળકીઓને યોગ્ય કેળવણી આપી સ-

આતી નથી. કદાચ શાળામાં મોકલાય છે તો શિક્ષણનું સર્વ કામ શિક્ષકો ઉપરજ નાખી દેવામાં આવે છે. તો ટુંક પગારના અશિક્ષિત શિક્ષકો કેટલું શીખવી શકે ?

અજ્ઞાન માતાઓ બાળકોનાં નાક, કાન વિંધાવવા તથા ઘુઘરા ઘુઘરવાની બેદરકારી માટે જેટલા લોકોમાં ફજેતી થવાની બીક રાખે છે. અને બાળકોને દાગીના વિગેરેથી શણગારવાનો જેટલો હર્ષ અને ઉત્સાહ રાખે છે. તેનો શોમો ભાગ પણ બાળકોને કેળવણી આપવા માટે લોક લાજ કે ઉત્સાહ રાખી નથી એ ઘણુજ શોકની વાત છે. વળી ભણનારી બાળાઓને ઘરમાં શકિતના પ્રમાણમાં કામકાજ કરવું પડે છે. જેથી કરી જાણવામાં જોઇએ તેવુ લક્ષ રહેતુ નથી. આવી અનિયમીત રીતે આઠ દશ વર્ષ થાય છે કે તુરત લગ્ન થઇ જાય છે. જેથી કરી હિંદુ બાળકોને ભણવા સંબંધીનો જોઇએ તેવો વખત મળતોજ નથી.

---

## કોમમાં કેળવણી વધારવાની અગત્ય.

### વડોદરાના સેન્સસ ઓફીસર રા. રા. મગનલાલ નાથા- ભાઇએ નીચલું ભાષણ કરતાં જણાવ્યું કે—

એ તો નિર્વિવાદ સિદ્ધ છે કે આપણી જ્ઞાતિ જેટલી મોટી છે તેટલીજ કેળવણીમાં ઘણીજ પછાત છે. અને એ પછાત છે માટે જ તે ઉન્નતસ્થિતિમાં આવેલી નથી. પારસી અને નાગર કોમ નાની છતાં વિદ્યાના બળે દેશમાં દરેક બાબતમાં રાજકીયમાં વેપારમાં હુન્નરમાં આગ પડતી અને વજનદાર થઇ પડેલી છે. એ કોમની વસ્તી મુઠી

ભર છતાં રાજદરબારમાં અને વેપારમાં આગળ પડતો દરજ્જો ભોગવે છે, ત્યારે દુર્ભાગ્ય આપણી જ્ઞાતી લાખોની વસ્તી છતાં દેશમાં કશા હિસાબમાં નથી. આપણી જ્ઞાતિના માટે હલકા ધંધો કે મજુરી કરીને ઘણે ભાગે પેટ પુરતું પેદા કરે છે અને બીજી આગળ પડતી કોમોના તેજમાં દબાઇને ગુજરાન ચલાવે છે આ સ્થિતિ શું શોચનીય નથી! એક વખતે જે જ્ઞાતી રાજ કરતી તે આજ હલકું જીવન ગુજારે તે શું શરમ ભરેલું નથી! આજે આપણામાં જોઇએ તો સેંકડે નવ્વાનું ટકા અભણ છે અને એક ટકો ભણેલા છે. અને ઉંચી કેળવણી પામેલા તો હજારે કે દસ હજારે માટે કહીએ તો ચાલે. એ કેળવણીના અભાવથી શું કરવા યોગ્ય છે ને શું કરવા યોગ્ય નથી તે ઘણાને સુઝતું નથી. કયા વેપારથી સારી સ્થિતિ પ્રાપ્ત થશે એ વાતનો બાજુ પર રહી પણ કેટલાંકને તો વેપાર શો કરવો તેજ સુઝતું નથી. અજ્ઞાનતાથી કુટુંબના કલેશ, પરસ્પર દ્વેષ, અને પ્રમાદ પેદા થાય છે. આથી ઉભય લોક બગડે છે. અજ્ઞાન માણસને ધર્મનું ધ્યાન નથી, અને ઉન્નતિનું ભાન નથી. તે ગરીબાઇના દુખ વેઠી પામરજીવન ગુજારે છે, આ સ્થિતિ સુધારવાની કટલી જરૂર છે તે સહેજ જણાઇ આવે એવું છે. એટલું લખતાં વાંચતાં આવડે તે કેળવણી નથી. પણ જેથી સારાસાર સુઝે અને ભહેલાઇથી પોતાનું જીવન ગુજારી શકે. કોઇપણ ધંધો સહેલથી શોધી કાઢી શકે, તેનામાં માણસાઇના ગુણ આવે પણ પરાર્થે આત્મ ભોગ આપતાં સીખે તેજ ખરી કેળવણી છે ને તે આપણી જ્ઞાતિમાં ઘણીજ ઓછી છે એમ દીલગીરીની સાથે કહ્યા વગર ચાલતું નથી. વળી પ્રત્યેક માણસને નીતિ તથા ધર્મની કેળવણીની ખાસ જરૂર છે કારણ તેથીજ માણસ સુખી થઇ શકે છે.

## વિદ્યાની આવશ્યકતા.

વિદ્યા વગર માણસનામાં ખરૂં મનુષ્યત્વ આવતુંજ નથી સર્વ સદ્દગુણની જનની વિદ્યા છે એટલે વિદ્યાથીજ સર્વ સત્ય ગુણો પ્રાપ્ત થાય છે. વિદ્યા વગરનું શરિર બળ એ રાક્ષસી બળ છે અને વિદ્યાથી પ્રાપ્ત થયેલું બળ દૈવી છે. પણ કોઇ પ્રજાની ઉન્નતી વિદ્યા વગર નથી. જે પ્રજાઓ આજે ઉન્નત દશાને પામેલી છે તે વિદ્યાના પ્રતાપ વડેજ અનેક અદ્દભુત શોધો અને ન થવાનાં કામ વિદ્યા વડે જ કરી શકાય છે. જીવન કલહમાં વિદ્વાનોજ જય છે. સંસારમાં શાન્તી મેળવવી, સુખે સરળતાથી વ્યવહાર ચલાવવો, જગતને અમૃતમય બનાવવું એ વિદ્વાન જ કરી શકે છે.

વિદ્યા એ સાત્વિક દેવી છે એટલે સત્વ ગુણનાં જ કામ કરાવે જે વિદ્યા દુષ્ટ કર્મો કરાવે તે વિદ્યા નથી પણ અવિદ્યા છે, અને આપણી જ્ઞાતિમાં તેનો તો પડછાયો પણ પડવા દઇ શું નહિ આપણું દ્રષ્ટિબિંદુ પૃથ્વી ઊપર સ્વર્ગ ઉતારવાનું છે. મનુષ્ય માત્રને દેવ બનાવવાનુ છે, માટે તે સિધ કરી આપનાર વિદ્યાનીજ આપણી જ્ઞાતીને ઘણી જરૂર છે. પરસ્પરમાં સ્નેહ કુટુંબમાં સંપ, એક બીજાને સહાય થવું, બીજા ની ચડતીમાં રાજી થવું એ બધું વિદ્યા વગર કયાંથી આવવાનું છે? આપણી જ્ઞાતી અધોગતિનું મુળ કારણ તેથી વ્યાપી રહેલી અજ્ઞાનતા છે.

સૂર્યનો પ્રકાશ છે તે ઉદય પામતાંજ અંધકાર માત્ર નાશ પામીજ પ્રકાશતે અને ઉન્નતી રવી સૂર્યનાં કીરણો પોતાની જ્યોતી વસે વિદ્યાથી ઐહિક અને પાર લૌકિક બને અર્થ સધ્યા પછી વિદ્યાના ઉંડા સંસ્કારો મજકુર પડે છે; અર્થાત એથી મન વિશુધ થઇ આત્માને

પોતાના ખરા સ્વરૂપનું ભાન કરાવે છે, તેથી જન્માંતરે પણ તે સ્ફુરી આવી માણસને વિશેષ યોગ્યતા સાથે જન્મ પમાડે છે. મોક્ષનું સાધન વિદ્યાજ છે. ( ૩ ) વિદ્યાનું અંગ-૫

**किं किं न साधयति कल्पलतेव विद्या ।**

કલ્પલતા જેવી વિદ્યા શું શું સાધવાને સમર્થ નથી? કલ્પવૃક્ષની પાસે બેસીને જે જે વસ્તુંની ઇચ્છા કરીએ તે સર્વ આવત મળે છે. તેમ વિદ્યા છે. જે જે ધારીએ તે સિધ થાય છે. જે ચાહેતે કરવાને વિદ્યા સમર્થ છે, જગત ઉપર સામરાજ્ય ચલાવવાને વિદ્વાનોજ સરજા યલા છે. મહારાજાઓના મહારાજને રાજાધિરાજને વિદ્વાન મસ્તક નમા વવું પડે છે. વળી રાજાઓ કરતાં વિદ્વાન મહાન વીનતા અલેકઝાન્ડર ધીગ્રેટ

**विद्याददाति विनयं विनयापति पात्रताम् ।**
**पात्रत्वाद्धनमाप्नोति धनाधर्मंततःसुखम् ॥**

વિદ્યાથી વિનય પ્રાપ્ત થાય છે. વિનયથી પાત્રતા આવે છે, પાત્રતાથી ધન મળે છે. ધનથી ધર્મ સધાયછે ને તેથી સુખ મળેછે. નહિ

**ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते**

જ્ઞાનસમાન પવિત્ર જગતમાં બીજું કેઇજ નથી.

આપણા જ્ઞાતિમાં ઘણા ભણા અધિક્ષિત છે તો પણ હવે કેળવણીથી થતા ફાયદા આપણે સમજવા લાગ્યા છીએ પરંતુ જ્ઞાતિમાં કેળવણી હરીફતાને લીએ કેળવણીનો લાભ લેવાનું ઘણુંજ દુર્લભ થાય છે અને ખાસ કરીને તેવી સ્થીતીના માણસો માટે ઉંચા પ્રકારની કેળવણીનાં દ્વારબંધ હોય એમજ બને છે. હાલ કેટલેક અંસે આપણી જ્ઞાતિના ઉપર જ્ઞાતિબંધુઓ શેઠીઆઓએ જ્ઞાતિના ઉદય તથા કેળવણી અ-

ર્યે ઘણી સાથી મદદ તથા પ્રયાસ કરી બોરડીંગ વગેરે સ્થાપેલા છે અને તે પોતાનુ કામ કાજ સારી રીતે કરે છે તો પણ આપણી જ્ઞાતિના પ્રમાણે તે સંસ્થાઓ મોટી જણાય છે અને તેમાં પણ ઉંચી કેળવણીને માટે હજુ કોઇપણ સંસ્થા થઇ જણાતી નથી કે તેની હવે ખાસ આવસ્યકત જણાઇ આવે છે.

( ૪ ) આપણે શું કરવું !

આપણી કામનો ઘણો બલા અજ્ઞાન છે ખાસ સમજાવવાની જરૂર છે. તેને માટે સ્થળ સ્થળે પુશકળ ભાષણો ચાલવા અને ઉપદેશકો કરતા કરવા એ શ્રેષ્ટ ઉપાય છે, જુદા જુદા વક્તાઓ પાસે સારાં સારાં ભાષણો અભાવી લોકોના મન કેળવવા જોઇએ. તો પણ હવે કેળવણીથી થતા ફાયદા આપણે સમજવા લાગ્યા છે એ પરંતુ જ્ઞાતિમાં ઘણે ભાગે કેળાવવી દરિદ્રતાને લીધે કેળવણીનો લાભ લેવાનું ઘણાને દુર્લભ થાય છે અને ખાસ કરીને તેવી સ્થિતિના માણસો મતે ઉંચા પ્રકારની કેલવણીનાં દ્વારબંધ હોય એમ બને છે,

કેટલાક બંધુઓ જ્યારે વિદ્યાના લાભો સમજે છે ત્યારે ભાગ્યે તેઓ કોઇ ગામમાં ગરીબ સ્થિતિમાં પડતા હોય છે અને આક્ષપદ કેટલાક બાળકો બુદ્ધીશાળ છતાં બુદ્ધિહિન રહી જાય છે આવાં બાળકો માટે દરેક મ્હોટા શહેરના બોર્ડીંગો ખોલાવી જોઇએ શ્રીમંતોએ અને સર્વી ગૃહસ્થોને આ વાત ઉપાડી લઇ જોઇએ.

વળી વિદ્યા જેવું કોઇપણ દાન નથી લાડુથી મિષ્ટ ભોજનથી સ્વતઃ એકજ વખત તૃપ્ત થવાય છે પરંતુ વિદ્યાથી તો આખી જીનગી સુખમય થઇ જાય છે—

અન્નેવા ક્ષિતિજા તૃપ્તિનાન

## કચ્છબાઇ એલ. એમ. ઠક્કર તે દેશી વય પારવતી બાઇની લઘુ મુકીલું ભાષણ.

સુજ બેનો અને ગૃહસ્થો આજે અત્રે તમોને એકત્ર થએલા જોઇ મને મહાઆનંદ પ્રાપ્ત થયો છે હું નહોતી ધારતી કે આપણી લોહાણા કોન્ફરન્સમાં સ્ત્રીઓ આટલો ઉત્સાહ ઈન ભાગ લેશે તેમજ પહેલી શંકા એ હતી કે સ્ત્રીઓ આમાં ભાગ લેશે કીંવા નહિ પણ એ સરવે મારી સંકાનું સમાધાન આપ બેહનેની હાજરીથી આપો-આપ થઈ ગયુ છે અને તમોએ દેખાડી આપયું છે કે અમો અમારી ઉન્નતિ ઇચ્છીએ છીએ. અસ્તુઃ

બેહનો મારે ફરી ફરીને કહેવું જોઇએ છે કે, કન્યા કેલવણી ઘણીજ સંગીન પાયા ઉપર થાય તોજ કોઇ કોમ કોમ પોતાની ઉન્નતી સાધી શકે તેમ છે જેને માટે ગઇ કાલે આપણા પ્રમુખ સાહેબ રાજ-માન્ય રાજેશ્રી મોરારજી ભાણજી તન્ના પોતાના ભાષણમાં ભાર મુકીને બોલી ગયા છે કે કન્યા કેલવણીમાંજ આપણી ઉન્નતિ સમાએલી છે આપણી કન્યાઓ ભવીષ્યની માતા થવાની છે વીગેરે તે સરવ મનન કરવા યોગ્ય છે બેહનો આજે હું તમારી સમક્ષ બે શબ્દ બોલવા ઇ-ચ્છા રાખું છું જેને માટે હું તમારો કિમતી વખત રોકતી હતું તો તેને માટે મને ક્ષમા આપશો એવી આશા રાખુ છું મારો આજનો વિષય સ્ત્રી કેળવણીને લગતો છે અને તેમાંજ આપણુ ઉન્નતિ સમા-એલ છે માબાપોએ પોતાની કન્યાઓને ઉંચા પ્રકારની ધાર્મિક નય-તિક કેલવણી આપી સદગુણી બનાવવી જોઇએ તે સદગુણી હશે તો પોતાની પ્રજાને સદગુણી બનાવી શકશે. મહાન પુરૂષો થઇ ગયાં છે. અને થાય છે તે સરવે પોતાની સદગુણી માતા હોયતોજ થાય છે.

દોહરો. ઉન્નતી આધારનો સુબસ્તંભ સંતાન
ઉપજયા સદગુણી માતથી જુઓ કૃષ્ણને, રામ

તેમજ મહાન નેપોલીયનનું કહેવું પણ ભુલવું જોઇતું નથી.

દોહરો.

કહે નેપોલીયન દેશને કરવા આબાદાન
સરસ રીતએ આપણી દયો માતાને જ્ઞાન

આપણી બાળાઓને વિદ્યા રૂપી જ્ઞાનથી બેનસીબ રહેવા દીધાથી. આપણનેજ તેના કડવા ફળ ચાખવા વડે છે. અને તેવી માતાઓથી સારી પ્રજાની આશા રાખી સકાય નહિં.

દોહરો.

ખારી માટીમાં કદી મીઠા ફળ નવ હોય
મીઠાવીણ મન ભાવતાં કહેન જગમાં કોઈ

દોહરો.

અભણ અબળા બાળશું સમજેન સુભસાન
વાંચે પંડીત પોથીઓ સુણેન બેરોકાન

દોહરો.

ખરે સુતા હોય તમતણી ભલીબાઇ જ.ણેલ
તો તેનીજ સંતાનને કરશે ભણવા ગણેલ

દોહરો.

અભણ અબળા એકને હીરા આવ્યો હાથ
સમજ કાચને ફોડી નાખું કુટે નાથ

ખરેખર જુના માબાપોએ પોતાની કન્યાઓને વિદ્યારૂપી જ્ઞાનથી વિમુખ રાખવી જોઇતી નથી તેમજ આજે ઉખાણાંના સાપના જેટલા

બધા સરલ છે કે જે દાન બહુ સહેલાઇથી આપી શકાય તેમ છે. બેહનો આપણે ઘણે ઠેકાણે જોયું હશે કે અભ્યાસી કન્યાઓના અને અભણ કન્યાઓના વરતનમાં કેટલો ફેર હોય છે.

અભણ કન્યા બાળ કાળમાં અનંત પ્રકારના કંટાળાથી વડીલોને નારાજ કરે છે તેમજ તેનામાં સમજ શકતિ ઓછી હોઇને તે શહન શીલતા ધારણ કરી શકતિ નથી. આમ હોવાથી તેના સંસારના ફજેતા આપણે ઘણાં જોયા છે અને એવા કુટુંમ્બમાં હર હમેશા કુસંપ ઘર કરી રહે છે તે પોતાની અજ્ઞાનતાને લીધે સસુર પક્ષમાં એ કલેશનું કારણ રૂપ થઇ પડે છે તેમાં મળી સાસુ કે નણંદ તેવાજ હોય તો અગ્નીમાં ઘી હોમવા જેવુંજ થાય છે આવી અજ્ઞાન સ્ત્રી પોતાના પતિને સનુકુળ થાયજ કેમ ઉલટી તેના માર્ગમાં વીઘન રૂપ થઇ પડે છે તેમજ કેટલીક વખત કલેસરૂપી ભવાડાના નાટક ભજવાય છે ત્યારે તો છેકમાં માબાપોને નીચુ જોવું પડેછે અને સરવ ક્રોધ વીશ સમાન તેઓનો પ્રતાપ કેળવણીના અભાવનોજ પણ યાદ રાખવુ કે ભણતી કન્યા બાળ અવસ્થામાંજ પોતાની તોતડાની જીભે અને ઉતાવળે બોલવાની ટેવે સુબોધી કવીતાઓ ગગની મુકે છે, ત્યારે તેની માતાઓ પોતનું અહો ભાગ્ય સમજે છે, અને તેને મહા આનંદ પ્રાપ્ત થાય છે તેને તમારી પેઠ કંટાળા સહન કરવા પડતા નથી તે કોનો પ્રતાપ કેળવણી કેળવણી કેળવણી તેમજ વખત જતા તેના અતિહાસીક પાઠો પાડોશીને પંડીત બનાવે છે જેના ધારમીક બાનો પથરને પણ પીગળાવી નાખે છે જેના મનનો વિવેક વૈરીને પણ વહાલ ઉપજાવે છે જેના મર્યાદા પુરવક આચરણો મા બાપને સંતુષ્ટ બનાવે છે આવી ઉત્તમ પ્રકારની કેળવણી મેળવી હશે તેવી જેવી કન્યા પોતાની માતાને કેટલો આનંદ આપતી

હશે આ બધો પ્રતાપ કેળવણીનોજ આવી સદગુણી કન્યા પોતાનો સંસાર સુખમય બનાવે તેમાં શું નવાઈ છે,! જેની ઉપર વિદ્યાદેવીની પુર્ણ કૃપા થાય છે, ત્યારે સરવ સદગુણો વાસ કરે છે, એવા સદગુણ વડે આ કન્યા ઉભય કુળને સોભાવે તેને સંસ.ર સ્વર્ગ સમાન બને છે તેની ઉંચ ભાવનાઓ સ્વામી સેવામાં તલ્લીન બનેછે તેમજ અ.લોક અને પરલોક બન્ને તેના સુખેથી સુધરેછે, તે સરવ પ્રતાપ કેળવણીનોજ,

આવી સદગુણી માતથી થાય સુદ સંતાન.
ધર્મ જાળવ્યો હીંદનો રાખ્યું માન.

આવી સદગુણી માતાઓથી થતાં સંતાનના આ સંસારમાં ઘણાં ઉપયોગી થઇ પડે છે. તેમાં શું નવાઇ છે, વળી કેટલાક પુરૂષો જેઓ સ્ત્રી જાતિને નીચી કરતા આવ્યાછે તેઓને પણ કેળવણીના પ્રતાપથીજ માલુમ પડશે કે સ્ત્રીઓ દાસી અથવા ગુલામગીરી કરવાનેજ માત્ર સરજાએલી નથી પણ પ્રધાન અને સહાયક છે વળી જેમ કુમુદ ફુલ ચંદ્રથી ખીલીને તેનાજ ઉપર આસકત રહે છે, તેમજ કેલવણીના જ્ઞાનથી સ્ત્રી પોતાનુ રક્ષણ કરનાર જે પતી અને પરમેશ્વર એને સાચા હેતથી ભજે છે, આપણે વિદ્યા, નીતીએ અને પૈસેતેમજ સુખે ગરીબ છીએ તેનું કારણ એજ કે આપણી સ્ત્રીઓની હાલત નઠારી છે. તેઓ ભણેલી નથી કે જેથી તેની પ્રજા તેઓ તરફથી સાચુ સુખ મેળવી શકે આપણા દેશમાં જ્યારે પાર્વતી, સીતા, રૂક્ષમણી, વગેરે દેવ રૂપીઓની તેમજ અન્ય જ્ઞાતીની સ્ત્રીઓ ભણેલી હતી ત્યારે દેશમાં પ્રાક્રમ અર્જુન એ જેવા થયા છે વળી પણ અન્ય જ્ઞાતી સ્ત્રીઓનો સંસારએ કેળવણીના પ્રતાપથી આપણી બેનો પણ જોવાને ભાગ્યશાળી થઇ શું આટલું બોલી હું બેસવાની રજા લઉં છું.

# વિધવા નિવારણ વીશે મિ. રઘુનાથદાસ લાલજીનું ભાષણ.

જે વિધવાઓ વૈધવ્ય ધર્મ પાળી સદાચારથી વર્તવા ઇચ્છા ધરાવતી હોય તેમને જો નિર્વાહના સાધનોની ખાત્રી તો તે પુરી પાડવાની આવસ્યકતા છે.

આ વિષય બહુ સારો ને વિધવા સ્ત્રીઓની વિષે વેધવ્ય ધર્મ સદાચારથી શકવા છે તેમને આધાર રૂપ છે તેથી તે સંબંધે બે બોલ બોલવાની લઉં છું.

૧ જે સ્ત્રી સોભાગ્યવતી હોય છે તેનો તો પોતાના પતીની આજ્ઞામાં રહી વર્તવું એજ યોગ્ય છે. પણ પતિ સ્વર્ગવાસ થવાને લીધે જ્યારે વૈધવ્ય પ્રાપ્ત થાય છે ત્યારે તેણે વૈધવ્યધર્મ પાળી સદાચારથી વર્તવું પતિની આજ્ઞામાં રહ્યા બરાબર છે.

૨ કલમ ૧ માં બતાવેલી બાબત બે ભાગથી જુદી જુદી છે. પણ નિચેની બાબતોનો તેમાં સમાવેશ થઇ શકે છે.

૧—પોતાના પતિના સંબંધના આજ્ઞામાં રહેવા.

૨—શબ્દ-સ્પર્શ-રૂપ-રસને ગંધ એ પાંચે વિષય ઉત્તમ જીવન થાય તેવી રીતે વર્તવું.

૩—સાદીને સાત્વિક ખોરાક લેવો.

૪—વૈરાગ્ય અને પ્રભુ ભક્તિના સાધનો પ્રાપ્ત થાય તેવી બાબતનું મનન કરવું.

૫—પોતાને અથવા બીજા કોઇને ફાયદો ન થતે હોય તેવી વાતો ઉચ્ચારવી નહિ.

૬—કોઇપણ પરપુરૂષ સાથે એકાંતમાં મળવું કે વાતચિત કરવી નહિ.

૭—સત્ય બોલવું નિંદા ન કરવી ને પાપ કર્મ ન કરવું.

૮—કેળવણી તથા ઉદ્યોગ હુનરનુ જ્ઞાન પ્રાપ્ત કરવું પતિની પાછળી સત્યવ્રત ધારણ કરી સદાચારથી વર્તનાર વિધવા પાસે નિર્વાહના સાધનો ન હોય તો જ્ઞાન સહિત પુરા પાડવા અને તે વખતે તેમને ઉપયોગી સુચનાઓ કરવી.

આ નિર્વાહની ખટમીના સાધનો પાડવા સાથે તેવી વિધવા કેળવણીનો લાભ તથા હુનર કલાનો લાભ લઇ શકે તેવો બંદોબસ્ત પણ કરવો.

૨—હુન્નરકલા જેવીકે ઘેરબેઠા કામથઇશકે તેવી તથા બીજી જેમાં જ્ઞાન તથા હુન્નરની કેળવણી માટે. શિક્ષણ તથા સુંથણ વિગેરે, સંસ્થાની અથવા કેળવાયલી બાઇની મદદ લઇશકે.

નીર્વાહના સાધનોની મદદ દેવા માટે જે વિચાર છે તે ઉત્તમ છે પણ તે પ્રમાણે થવાથી આ વસ્તુને બાર રૂપ નથઇ પડે એવી પણ વાત ખ્યાલમાં રાખવાનીછે. કેટલીક વખતે નિર્વાહના સાધનોના અભાવે તેવો સદાચારી છતાં પણ વૈધવ્ય ધર્મ સાચવવાને અશક્ત થાયછે આવીમુશ્કેલી દુર ન થાય તો તે પ્રસંગે પતિનાવિચાર છોડી પુનર્લગ્ન કરવાની સ્થિતિમાં આવી. પડશે અથવા કાંઇ ખરાબ ચોકડી સંગથી પોતાને પોતાનો ધર્મને સદાચાર પાળવામાં વિઘ્ન આપવા સાધન રહેછે. અને

તે પ્રમાણે નયના ખાતર પણ વ્યવસ્થા કરવાની જરૂર છે. આ વ્યવસ્થા કરવામાં ઓછામાં ઓછા માસિક છ રૂપિયા અથવા વધારેમાં વધારે આઠ રૂપિયાથી વધુ આપવાની જરૂર નથી તથાપિ ગામડા ને શહેરના પ્રમાણમાં વિચાર કરવો વ્યાજબી છે.

---

## વિધવાઓના સંકટો વિષે.

## મી. નાનાલાલ રામજીનું ભાષણ.

મી. નાનાલાલ રામજીએ ટેકો આપતાં જણાવ્યું કે, સર્વ ગુણસંપન્ન મેહેરબાન પ્રમુખસાહેબ તથા જ્ઞાતિહિતેચ્છુ અન્ય બાંધવો મારા મુરબ્બી મી. જગન્નાથદાસ લાલજીના કહેવાપ્રમાણે આપણી જ્ઞાતિમાં વિધવાઓને માટે કોઇ પણ જાતનું નિર્વાહ વિગેરેનું મુદ્દલ સાધન નથી. કે જેના ખરેખર જરૂયાત છે. આપણી જ્ઞાતિની ઘણી એક ખાનદાન કુટુંબની બહેનો કે જેઓ વૈધવ્યદશાને પ્રાપ્ત થયા પછી પતિતરફની અત્યંત લાગણીથી પોતાની ખરી ફરજથી અથવા તો પોતાના બાપદાદાની અથવા પોતાની આબરૂના બચાવને ખાતર વિધવાપણામાંજ પોતાનો જન્મારો ગમવાની ઘણી એક ઇચ્છા હોય છે, છતાં પણ કોઇ વખતે કોઇ પણ જાતની મદદ વગર એવી તો કઢંગી સ્થિતીમાં તેઓ આવી પડે છે કે છેવટે તેઓને ઘણું કરીને ફક્ત પોતાના નિર્વાહના સાધનોનીજ ખાતરે, પોતાનો ધર્મ, પોતાનું ભૂષણ તથા વાસ્તવિક ગર્વનું પગથીયું–ચુકવાની ફરજ પડે છે. હવે આવે વખતે જો વિધવાઓને માટે એકાદ નિર્વાહના સાધનો પુરા પાડવાની ગોઠવણ હોય તો ખરેખર તેઓને ઘણી રીતે આશ્રયભુત થઇ

પડાય, અને જ્યારે તેવી પવિત્ર ધર્મની ગર્વાધિકારિણી બ્હેનોને તેવી એક જાતની જરૂરીયાત વાળી ખામી ન જણાય ત્યારે ખરેખર તે બ્હેનો પોતાનું તન અને મન જ્ઞાતિહિતમાંજ ગુમાવાને શકિતવાન થઇ પડે; અને તેઓની એવી રીતની સેવાથી આપણને આપણા જ્ઞાતિબંધુઓને ખોટી રીતે કહેવાતા સુધારાથી અને અનાચારના આખાડાથી બચવાનો તથા બીજો અનહદ અલભ્ય લાભ થાય. તો આવી વ્યવસ્થા કરવાને આવા કોનફરન્સ જ્યાં મહાસમુહ શિવાય કોઇ દિવસ શકતીવાન થવાયજ નહિ માટે પુજ્ય મિત્ર રગ નાથદાસના મતને હું ટેકો આપુ છુ અને વિનતિ કરૂં છું કે પવિત્ર મહાદેવી કોનફરન્સ દેવીની શમક્ષજ તેવી કાંઇ ગોઠવણ કરી કોનફરન્સ દેવીની સ્થાપનાની નિશાની તરીકે આવા શુભ-કાર્યોના સાધનોની વ્યવસ્થા કરી તે મહાદેવીનું અચલ નામ હર્ષથી ગમનભેરી બજાવો.

મી. ખુશાલદાસ છગનલાલ વસાણીએ પોતા તરફના ભાષણો સહિત ટેકો આપ્યો હતો.

આ વખતે પ્રમુખ શાહેબ જણાવ્યું હતું કે શેઠ વાલજી એચરે પોતાની મહુંમ પુત્રીબાઇ સાકરબાઇના પુણ્યાર્થે સાકરબાઇ વિધવા સહાયક નામનું ફંડ ખોલેલું છે અને તેનું કામ હાલ પણ ચાલુજ છે.

## કજોડાનો નુકશાનકારક રિવાજ.

બાદ મી. ભવાનદાસ વિશરામે નીચેનો કજોડાથી થતાં નુકશાનને લગતો ઠરાવ રજુ કર્યો હતો:—

( ૫ ) વર કન્યાની ઉંમર વચ્ચે બહુ મોટો તફાવત હોય કજોડાં થાય અને સંસાર દુ:ખમય થાય એવા સંબંધ જ્ઞાતીહીતને નુકશાન કર્તા છે એમ આ કોન્ફરન્સનો અભિપ્રાય છે.

પોતાની દરખાસ્તના ટેકામાં મી. ભગવાનદાસ વિશ્રામે દંપતિની વય એકબીજાને યોગ્ય નહિ હોવાથી અરસપરસ પ્રેમ બંધાતો નથી અને સંસારનું સુખ મળી શકતું નથી એટલા માટે કજોડાં તેમજ બાળ લગ્ન થવાં ન જ જોઇએ. પીસ્તાલીસ વર્ષથી વધુ ઉમરના વિધુરે કુંવારી કન્યા સાથે નહી પરણતાં પુનર્લગ્ન કરવું વધારે ઉચીત છે.

આ ઠરાવને મી. લાલજી ગોકળદાસે પોતાના તરફના ભાષણ સહિત ટેકો આપ્યો હતો.

મી. ખેતશી ઓધવજીએ પુષ્ટી આપ્યા બાદ આ ઠરાવ તાળીઓના અવાજ વચ્ચે પસાર થયો હતો.

આટલું કામ કાજ થયા પછી કોન્ફરન્સ બીજા દીવસ ( સોમવાર ) ઉપર મુલ્તવી રહી, વિસરજન થઇ હતી.

## ધી રણછોડદાસ ચતુરભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજનો વાર્ષિક મેળાવડો.

આજ રોજ કોન્ફરન્સનું કામ ખલાસ થયા પછી કોન્ફરન્શના મંડપમા ઉપરની ઓર્ફનેજનો વાર્ષિક મેળવડો રા. રા. મોરારજી આણંદજી તન્નાના પ્રમુખ પણા નીચે થયો હતો, જેને લગતી આમંત્રણ પત્રિકાઓ આગલે દીવસે નીકળેલી હતી.

આ મેળાવડામાં ઓર્ફનેજનો સને ૧૯૦૯ ની સાલનો આઠમો વાર્ષીક રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો અને શેઠ ઓધવજી દેવજી પ્રેમજી ઇનામી ફંડમાંથી અભ્યાસની નીપુણતા તથા નીતિ માટે વિદ્યાર્થીઓને ઇનામ વહેંચી આપવામાં આવ્યાં હતાં બાદ પ્રમુખનો ઉપકાર માની મેળાવડો વિસર્જન થયો.

આજે બેઠકની શરૂઆતામાં નીચે મુજબનાં હેન્ડબીલ ફેલાવવામાં આવ્યાં હતાં

## જાહેર ખબર.

સર્વે લુહાણા જ્ઞાતિ બંધુઓ તથા અન્ય જ્ઞાતિઓને જણાવવાનું કે ગઇ કાલે ૨૪—૧૨—૧૦ ના રોજે મુંબઇ મધે ભરાયલી શ્રી લુહાણા કોન્ફરન્સના પ્રમુખ મી. મોરારજી આણુંદજી તનાએ પોતાના પ્રમુખ તરીકેના તે દીવસના ભાષણમાં જણાવ્યું છે કે આપણી જ્ઞાતિમાં ઘણા હાની કર્તા રીવાજો છે, જેમાંનો ( ૧ ) ( " એક ધણી જીવતો છતાં પરણેલી સ્ત્રી બીજાના ઘરમાં બેસે " ) એ રીવાજ નાબુદ કરવા માટેનો જે ઇશારો સમસ્ત લુહાણા જ્ઞાતિ સંબંધે કરેલ છે પણ તે હાનીકારક રીવાજ શ્રી કચ્છી લુહાણા જ્ઞાતિમાં આજ દીન સુધી બીલકુલ હસ્તી ધરાવતોજ નથી. આવો રીવાજ સુરતની નાતમાં હઇયાત હોય એવુ મારૂ ધારવું છે. કર્તા લી. કચ્છી જ્ઞાતી બધું.

## ત્રીજા દીવસની બેઠક.

તારીખ. ૨૬-૧૨-૧૯૧૦ સોમવારના રોજ કોનફરન્સ ભરવા માટે ખાસ તઇઆર કરવામાં આવેલા ચોપાટી ઉપરના મંડપમાં નીયમીત રીતે થઇ હતી. આજ રોજ પણ આગલા બે દીવસની માફક સ્ત્રી તેમજ પુરૂષ ડેલીગેટ્ર અને પ્રેક્ષકો ઉપરાંત જ્ઞાતિના તથા પર જ્ઞાતિના પ્રતિષ્ઠીત ગ્રહસ્થોની સંખ્યા ઘણીજ સારી હતી. કોન્ફરન્સના પ્રમુખ રા. રા. મોરારજી આણુંદજી તન્ના બરાબર બાર વાગતાં આવી પહોંચ્યા હતા જે વખતે મંડપમાં તાળીઓના અવાજ થઇ રહ્યા હતા. સ્વાગતકમીટીના મેમ્બરોએ ઉભા થઇ પ્રમુખ સાહેબને આવકાર આપ્યોહતો.

શરૂઆતમાં બાળાઓએ ઇશ્વર સ્તુતિ ગાઇ હતી અને ત્યારબાદ અંજાર નિવાસી કવી જોશી લાધારામ રિખાએ આશિર્વાદાત્મક કાવ્યો

ગામાં હતાં. બાદ પ્રમુખે નીચેલો ઠરાવ રજુ કર્યો હતો.

( ૬ ) દરેક ગામ તથા પ્રગણાના મહાજને મહાજનના ઉપજ ખર્ચ વીગેરેનો હિસાબ જમાનાને અનુસરીને નીયમીત રીતે રાખી તે સર્વ ભાઇઓની જાણમાં આવે એવી યોજના કરવી એ સલાહ કારક છે એમ આ કોનફરન્સ માને છે.

ત્યારબાદ મી. પીતાંબરદાસ લવજી, બી. એ. એલ. એલ. બી. એડવોકેટે નીચલો ઠરાવ રજુ કર્યો હતો.—

( ૭ ) પોતપોતાના ધર્મ તથા આચાર વિચાર સાચવીને વેપાર અર્થે તેમજ વિદ્યા હુન્નર વિગેરે સંપાદન કરવા અર્થે પરદેશ ગમન કરવાનો કોઇ જગ્યાએ પ્રતિબંધ હોય તો તે હાલના આગળ વધેલા જમાનામાં અભ્યુદયને આડે આવનાર છે એમ આ કોનફરન્સનો અભિપ્રાય છે.

પોતાની દરખાસ્તના સમર્થનમાં મી. પીતાંબરદાસ લવજી એ કેટલુંક વીવેચન કર્યું હતું જેનો સાર નીચે મુજબ છે.

**મી. પીતાંબરદાસ લવજી એડવોકેટનું ભાષણ.**

પરદેશ ગમનનો વિષય આપણી જ્ઞાતિ સાથે ઘણોજ નીકટનો સંબંધ ધરાવે છે અને જ્ઞાતિની ઉન્નતિની બાબતમાં તે એટલો તો ઉપયોગી વિષય છે કે તેના ઉપર દીવસોના દીવસ સુધી વિવેચન કરતાં પણ પાર આવી શકે તેમ નથી. તોપણ જે ટુંક વખત મને તે વિષય ઉપર બોલવાને આપેલો છે તેટલા સમયમાં હું તે વિષયની મહત્વતા બનતી રીતે સમજાવીશ.

આપણા સર્વના જાણવામાં છે કે ભગવાન શ્રી રામચંદ્રજી કે જેના આપણે વંશજો હોવાનો મગરૂરી સાથે દાવો કરીએ છીએ તેમણે

ઘણા અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને દેશોદેશમાં ફરી રાજા મહારાજા-ઓને પરાજિત કર્યા હતા. આ બીના શું પરદેશ ગમનના સવાલને ઓછો ટેકો આપે છે ? વળી આપણી એક કહેવત અસલના વખતથી ચાલતી આવે છે કે " જે જાય જાવે તે પાછો ન આવે, અને આવે તો પરીયાના પરીયા ખાવે તેટલું ધન લાવે. " પરદેશ ગમનનો સવાલ ફક્ત મનની સાથેજ સંબંધ ધરાવે છે, એટલે કે મનની દ્રઢતા હોય તો ગમે તેવા પરમુલકમાં પણ પોતાનો ધર્મ સાચવી શકાય છે પણ જો મન નીર્બળ હોય તો પોતાના દેશમાં એ ધર્મ સચવાતો નથી. બાદશાહ અકબરના વખતમાં આપણે માત્ર સીંધુ નદી ઓળંગ્યા હતા પણ હવે માત્ર તેટલાથી ચાલશે નહી, હવે તો આપણે ઘણું આગળ વધવાનું છે. ફક્ત સીંધુ નદી ઓળંગીને સંતોષ નહી માનતાં વહેમોના ખડકો અને પ્રેજ્યુડીસના મહાસાગરોને આપણે ઓળંગવાના છે. આપણે મધ્ય સમુદ્રને પણ ઓળંગી જવો જોઇએ. તમને પોતાનેજ એ વાત વીચીત્ર લાગશે કે ચીન, જાપાન, આફ્રીકા વીગેરે દેશો ખાતે મુસાફરી કરવામાં કોઇ જાતનો બાધ લેવામાં આવતો નથી અને નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ જ્યાં વસે છે તે ઇંગ્લાંડ ખાતે જવામાં બાધ આવે છે. જેઓ ગુનાહ કરીને જેલજાત્રા કરી આવેલા હોય છે અને ત્યાં કોઇપણ પ્રકારનો ધર્મ સાચવી શક્યા ન હોય છતાં તેવાઓને નાતમાં લેવામાં કશી અડચણ આવતી નથી પણ જેઓ વિદ્યા સંપાદન કરવા કે હુન્નર ઉદ્યોગની પ્રાપ્તી કરવા કે વેપારની ખીલવણી કરવા અર્થે પરદેશ જાય તેમને જ્ઞાતિ બહાર કરવાની ધણીજ હલકી પ્રકારની સજા કરવામાં આવે છે એ આપણી ઓછી વૃત્તિના સંકુચિતપણાને ખુલ્લું પ્રદર્શીત કરનાર થઇ પડે છે. મને અજાયબી ઉપજે છે કે આ વહેમ

આપણામાં કેણે દાખલ કર્યા ? આપણી નાત વેપાર માટે મશહુર છે તેનો માત્ર વહેમેજ પરાજય કર્યો છે. આપણામાં જ્ઞાતિના સ્તંભરૂપ અને આગુપણું રૂપ નરરત્નો શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા તથા મી. જગજીવનદાસ હીરજી કારીઆ મોજુદ છે કે જેઓ પોતાની જ્ઞાતિ માટે મોટો ભોગ આપવાને તઇઆર છે તો સઘળા વહેમો દુર કરી પરદેશ ગમનની છુટ મુકી વેપાર અને વિદ્યામાં આગળ વધવું એવી મારી ભલામણ છે.

ઉપરના ઠરાવને ટેકો આપતાં મી. છોટાલાલ વીઠલદાસ વકીલે ઘણુંજ છટાદાર અને અસરકારક ભાષણ કર્યું હતું જેનો સાર નીચે મુજબછે.

## મી. છોટાલાલ વીઠલદાસ વકીલનું ભાષણ.

પરદેશ ગમન જેવા પ્રૌઢ પણ વિવાદાસ્પદ વિષય પર કાંઇપણ પ્રમાણભુત બોલવું કે નીર્ણયાત્મક અભિપ્રાય આપવો એ કામ ઘણુંજ દુર્ઘટ અને વીકટ છે અને આવા ગહન વીષયને માટેની મારી તઇ-આરીઓ કે વાંચન પણ અલ્પ હોવાથી એ સંબંધમાં હું આપને પુરતો સંતોષ આપી શકીશ નહી તોપણ યથામતિ–યથા શકિત પુષ્પ નહીં ને ફુલની પાંખડી જ્ઞાતિના આ કોનફરન્સ રૂપી દેવાલયમાં હું ભકિતભાવે પુજન કરવા તઇઆર થાઉછું.

આ વિષયને શાસ્ત્રીય દ્રષ્ટીથી જોવાના મેં વિશેષ પ્રયત્ન કર્યા નથી, કારણ તેને માટે લાંબો વખત અને શાસ્ત્રાભ્યાસની જરૂર છે વળી પરદેશ ગમનનો પ્રતિબંધ હમણાજ થોડા વખતથી જોસમાં ફેલાએલો છે એટલે પુર્વે એ વિષય ઉપર ખાસ ચરચા કરવાનો પ્રસંગ ન મળ્યો હોય એ સ્વાભાવિક છે; અને એથી એ મોટા શાસ્ત્રો કરતાં ઐતિ-

હાસિક પ્રમાણો અને યુક્તિ પ્રયુક્તિથી વિચાર કરવાની વધારે જરૂરછે.

એતો સર્વ કોઇ જાણે છે કે સનાતન ધર્મ મહા મંડળે તથા શ્રીમાન શંકરાચાર્ય સ્વામી માધવતીર્થે પરદેશ ગમનને અનુમોદન આપ્યું છે. તો પછી પરદેશ ગમન કરવામાં પાપ ક્યાં રહ્યું ? પરદેશ ગમનના દરવાજા બંધ કરવાથી આપણે કળા કૌશલ્ય વૈભવ અને ભવ્યતા વીગેરે જે પશ્ચીમમાં જઇ વસેલું છે તે પાછું પ્રાપ્ત કરી શકતા નથી તેથી જ્ઞાતિનો ઉદય ચહાનારે સ્કોલરશીપો વીગેરે આપી યુરોપ, અમેરિકા, ફ્રાન્સ, જર્મની, વીગેરે ઠેકાણે કળાકૌશલ્ય શીખવા માટે મોકલવાની જરૂર છે. તો પછી જેઓ પોતાના જે બળથી પરદેશ ગમન કરતા હોય તેમને શું જ્ઞાતિએ ધન્યવાદ નહી આપવો જોઇએ ?

ઇતિહાસવેત્તા અને શોધકોના જાણવામાં આવેલું છે કે ફ્રાન્સ; અમેરિકા, જર્મની વીગેરેના દેશોમાં પ્રાચીન કાળમાં હીંદુ રાજાઓ અને આર્યપ્રજા વસ્તી હતી, ત્યાં આગળતેમનાં જીર્ણ દેવાલયો, પાઠશાળાઓ અને એવી ઘણી નીશાનીઓ હજુ સુધી કોઇ કોઇ સ્થળે મળી આવે છે, એથી પણ સીદ્ધ થાય છે કે પુર્વે આર્યો દ્વીપદ્વીપાંતરોમાં ગમન કરતા હતા, અમેરીકા આથી નીચેનો પ્રદેશ છે, અને એથી તેને અગાઉ પાતાળ ખંડ કહેતા, યુરોપની ભુમીનું નામ હરી વર્ષ હતું અને એવી રીતે સર્વ આર્યો ભ્રમતા હતા, હીંદનો ચક્રવર્તી રાજા ચંદ્રગુપ્ત ઇરાન, તાતાર, અને અફઘાનીસ્તાન પર સત્તા ધરાવનાર સેલ્યુકસની પુત્રીને પરણ્યો હતો.

પ્રોફેસર મેક્સ મુલર કહે છે કે આયર્લેંડ એ આર્ય ખંડ ઉપરથી પડ્યું છે, અખ્યાત લેખક જોનસન કહેછે, કે ઇંગ્લંડ શબ્દ દ્વીવેદિ પરથી નીકળ્યો છે, અમૃતસરવાળા પંડીત આત્મારામજી કે જેઓ વડોદરા

રાજ્યમાં એજ્યુ ઇન્સપેક્ટર છે તે જણાવે છે કે પરદેશ ગમન માટે નાત બહાર મુકનારાઓને ખબર નથી કે પરદેશે વસનારા પણ આર્યોજ હતા; તેમના પુર્વજોજ હતા, એઓ વીશેક કહે છે કે આર્યસ્થાન પરથી અરબસ્તાન, પાલીશીયન પરથી પેલેસ્ટાઇન, સુરયોધન પરથી સ્વીડન નવ-રાજ પરથી નોરવે અને બલીલોન પરથી બેલટીક વીગેરે નામો પાડયાં છે. આ બધુ એજ બતાવે છે કે પરદેશ ગમનમાં બીલકુલ પાપ નથી.

પરદેશ ગમનના વિરૂદ્ધ બીજી એ દલીલ લાવવામાં આવે છે કે ત્યાં જવાથી આપણો ધર્માચાર સાચવવાતો નથી. એ દલીલ કાંઇ અંશે ખરી છે, પણ તે સ્વછંદી માણુસોના સંબંધમાં લાગુ પડે તેમ છે.

જે માણસ એમ ધારે છે કે એમાં કાંઇ નહી, કોણ જાણેછે : અથવા કહો છો કે જે હિંદુસ્તાનમાં પણ રહીને ખાવા પાવાની બાબતમાં બહુ દરકાર નરાખતો હોય એવા માણસોના આહાર વિહાર માટે ત્યાં શક રહે છે અને તે અધર્માચરણ કરે એ સંભવિત છે પરંતુ હું કહું છું કે એવો માણુસ તો અહી રહીને પણ સારો નથી રહેવાનો હવે જ્યારે તેમને અહીયા પણ તેઓ પોતાનો ધર્મ જાવળી શકતા નથી તો પછી પરદેશ ગમન કરનાર ઉપરજ નવાઇ શામાટે લાવવી જોઇએ એથી વિરૂદ્ધ બીજી દલીલ કે જેનીબુધ્ધી સારી છે જેનો એવો; દ્રઢ નીશ્ચયછે કે પ્રાણ જાય તથાપિ અભય વસ્તુનો સ્પર્શ પણ કરવો નહિ એવો માણસ હું હીમતથી કહું છું કે તે સૃષ્ટીના કોઇપણ ખંડમાં જાય તોપણ એને અધર્મ અટકી શકતો નથી પરદેશ ગમનથી બીજાપણ અનેકાનેક લાભો આજ કોઇથી અજાણ્યા નથી બેરિસ્ટર, સીવીલીયન તથા એમ૦ડી૦ આદિની ઉંચ પદવીઓ આપનારી પરિક્ષાઓ લંડનમાં થાય છે કે જે ધારણ કરનારા નરો દેશને હરેક રીતે ઉપયોગી થતારહે

છે રમેશચંદ્ર દત્ત અને ઓ, મી. ગોખલે જેવાને પરદેશ ગમનનો બાધ નડયો હોત તો આજે હીંદને કેટલી બધી હાની પહોચત ?

"વસુધૈવ કુટુંબ" એટલે આખી સૃષ્ટીને આપણું કુટુંબ માનીને તેનું રક્ષણ પોષણ અને ઉન્નતિ કરવી એમ આપણા શાસ્ત્રો આપણને શીખવે છે.

બાબસની સમસ્ત જ્ઞાતિએ પોતાના તરફથી પરદેશગમનના દ્વાર ખુલ્લાં મુકયાં છે તેમને હજારોવાર ધન્યવાદ ઘટે છે, અને તેવી રીતે બીજા બંન્ધુઓ એનું અનુકરણ કરશે એવી મારી પ્રાર્થના છે.

આ કોન્ફરન્સરૂપી દેવાલયમાં હું જ્ઞાતી દેવીનું ભક્તિ ભાવથી પુજન કરવા ખડે પગે ઉભો છું અને આ મહાન દેવીની પાશે બેહાથ જોડી માગણી કરૂં છું અને તે જો પ્રસન્ન થાય અને "માગ્ય માગ્ય" એવો ઉચ્ચાર થાય તો હું એટલુંજ માગુ કે હે દેવી જો તું પ્રસન્ન થઇ હો તો મારા જ્ઞાતી બંન્ધુઓને સુખી કરવા માટે પરદેશ ગમનના દરવાજા કે જેને ખંભાતી તાળાં દેવાએલાં છે તે એકદમ તોડી નાંખી ખુલ્લાં કર.

હિંદની પવિત્ર અને ધર્મ શીરોમણી ગણાતી કાશી નગરીનાં પરદેશ ગમન સબંધી મળેલી છેલ્લા સમેલનમાં કાશીનગરીના સુપ્રસિદ્ધ રાજાએ સ્પષ્ટ શબ્દોમાં પરદેશ ગમનને સમતિ આપી હતી અને તેની અવસ્યકતા જણાવી હતી.

પરદેશ ગમનથી ધર્મ ભ્રષ્ટ થાય છે એમ કહેનારાઓને હું ફરીથી પણ કહું છું કે એ તેમની માન્યતા ખોટી છે; કારણ ધર્મ સાચવનાર તો કોઇપણ સ્થળે સાચવે છે અને ધર્મ ડુબાડનાર તો આંહી પણ ડુબાવે છે. તો પણ કદાચ આપ એમ કહેશો કે આ

સઘળું છતાંએ પરદેશ ગમનને માટ કાંઇપણ ધર્મ બંધન તો હોવુંજ જોઇએ તો તે એજ હોઇ શકે કે પરદેશ ગમન કરી આવનાર પુરૂષને પાંચ જ્ઞાતિલાઓ સમક્ષ પ્રાયશ્ચિત કરાવી તેમનો ખુશીથી અંગીકાર કરવો જોઇએ. હું આશા રાખું છું કે આવા મહત્વના વિષય ઉપર આપણા જ્ઞાતિબંન્ધુઓ શાંત અને ગંભીર પણે વિચાર કરશે.

ઉપરનો ઠરાવ ત્યારબાદ તાળીઓના અવાજ વચ્ચે પસાર થયોહતો.

## અમર્યાદ ગીતો ગાવા તથા રડવા કુટવાના રીવાજને લગતો ઠરાવ.

મી. લીલાધર મોનજી કાપડીઆએ ત્યારબાદ નીચલો ઠરાવ મેલ્યો હતો;

( ૮ ) લગ્ન પ્રસંગે સમયને અનુસરના માંગલીક અને પરસ્પર પ્રીતી વધારનારા ગીતો ગાવાને બદલે અસભ્ય અને અમર્યાદા ગીતો ફટાણાં ગાવાનો રીવાજ રીવાજ તેમજ મરણ પ્રસંગે અમર્યાદ રીતે રડવા કુટવાનો રીવાજ એમાં સુધારો થવાની જરૂર છે એમ આ કોન્ફરન્સ માને છે.

ઉપરની દરખાસ્તને પાદરાવાળા શેઠ શીવલાલ હરગોવિંદદાસે ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થઇ હતી.

## ભવિષ્યની કોન્ફરન્સના બંધારણને લગતો ઠરાવ.

કોન્ફરન્સના પ્રમુખ રા. રા. મોરારજી આણંદજી તનાએ તન્નાએ ત્યારબાદ નીચલો ઠરાવ રજુ કર્યો.

( ૯ ) કોન્ફરન્સનું બંધારણ કેવું રાખવું, તેમાં ચર્ચાવાના વિષયોની હદ કેવી રીતે રાખવો ડેલીગેટોની સંખ્યાનો નિયમ, કેવી રીતે રાખવો ડેલીગેટો મોકલવાનો હક દરેક

શહેર તથા ગામને કયા પ્રમાણમાં આપવા, બોર્ડીંગો, વિદ્યોત્તેજક મંડળો મિત્રમંડળો ગેજયુએટો, તથા ન્યુસપેપરે, ચોપાનીઆઓના એડીટરોને, ડેલીગેટો મોકલવાના હક કયા ધોરણથી આપવા, કોન્ફરન્સનું સ્થાઇપણુ નિભાવવા માટે શું નિયમો કરવા, કોન્ફરન્સનો પ્રમુખ નિમવાનો શો નિયમ કરવો ને તે અધિકાર કોને? કેવી રીતે સોંપવો, કોન્ફરન્સની જુદી જુદી બેઠકો દરમીયાન તેનું ચાલુ કામ તથા પત્રવહેવાર ચલાવવા સારૂ સ્ટેન્ડિગ કમિટી કયાં, કેવી રીતે કેટલા મેમબરોની અને કેવા અધિકારવાળી નિમવી, કોન્ફરન્સના ખર્ચનું શી રીતે નિયમન કરવું. ડેલીગેટો તથા વીઝીટરોની, ફી બાબત શું નિયમ કરવા એ બાબત વિચાર ચલાવી આવતી કોન્ફરન્સ સમક્ષ પોતાના અભિપ્રાય સાથે રીપોર્ટ રજુ કરવા નીચે લખ્યા સદગૃહસ્થોની સબકમિટિ નિમવામાં આવેછે પોતાની સંખ્યામાં વધારો કરવાની એ સબકમિટિને સત્યા છે.

સદરહુ કમીટીએ પોતાનો રીપોર્ટ આવતી કોન્ફરન્સ મળવાની તારીખથી ત્રણ માસ પહેલાં તઇયાર કરી લોહાણા મિત્ર તથા લોહાણા સમાચારમાં પ્રસિદ્ધ કરવો કેજેથી સર્વ ભાઇઓને એ વિષે વિચાર કરી તઇયાર કરવાની તક મળે આવતી કોન્સરનસને માટે એવો ઠરાવ કરવામા આવે છે કે દરેક ગામ શહેર કે પ્રગણામાંથી દર સો ઘરદીઠ વધારેમાં વધારે દશ ડેલીગેટો નીમાઇ આવવા જોઇએ. પણ કોઇ તે કારણથી એ કરતાં વધારે ડેલીગેટો મોકલવાની ઇચ્છા હોય તો તે કોન્ફરનની રીસેપ્શન કમીટીની મંજુરીથી બની શકશે. કોઇ ગામમાં દશ કરતાં ઓછાં ઘર હોય તોપણ ત્યાંથી એક ડેલીગેટ મોકલી શકાશે.. આવતી કોન્ફરનસ મળતાં સુધી કોનફરનસ સબંધી ચાલુ કામકાજ તથા પત્રવહેવાર ચલાવવા સારૂ નીચે લખેલા ગૃહસ્થોની એક સ્ટેન્ડિગ

કમીટી નીમવામાં આવે છે.

હવે પછી ભરાનારી કોન્ફરન્સનો ખર્ચ જેમ બને તેમ ઓછો કરવો. અને બની શકે ત્યાં સુધી રૂ. પાંચ હજારથી વધુ નહોવો જોઇએ.

## કોન્ફરન્સની સ્ટેન્ડીંગ કમીટી.

ભવિષ્યની કોન્ફરન્સને માટે સ્ટેન્ડીંગ કમીટી નીમવાની ઉપરોક્ત ઠરાવ ઉપરથી નીચે મુજબ ગ્રહસ્થોની કમીટી હાલ નીમવામાં આવેલી છે;—

મેસર્સ મોરારજી આણંદજી તન્ના, દામોદર ગોરધનદાસ સુખડવાળા, ગીરધરદાસ જેઠાભાઇ, ચનાભાઇ પેરાજ, વાઘજી બેચર ગોરધનદાસ ગોવીંદજી ભાણુજી લીલાધર મુનજી હરજીવન ભવાનભાઇ કોટક, વશરામ પીતાંબરા જગજીવનદાસ હીરજી કારીઆ, પીતાંબરદાસ લવજી એડવોકેટ, કે૦ ટી૦ માસ્તર, ગોવીંદજી ડાહ્યાભાઇ, ભવાનમુળજી, ગોરધન લાધાભાઇ, પ્રાણજીવન ઓધવજી, ગોપાળજી રામજી, આણંદજી મુળજી નથુ પાંદી. હરજીવન જગજીવન વર્મા. મોતીલાલ કરશનદાસ જલાલપુરવાળા. ગોરધનદાસ વાલજી અટીઆ. વંદરાવન રઘુભાઇ, લક્ષ્મીદાસ હેમરાજ, દામોદર વિશ્રામ, કુંવરજી ખીમજી વેલજી દામોદર જેકીસનદાસ નરોતમદાસ, ગોવીંદજી રામજી ભુજવાળા, મોતીરામ કીશોરરામ મોરારજી રણછોડ, જેઠાભાઇ મુલચંદ મોતીચંદ વાઘજી, હરીરામ તેજપાળ ઘેલાભાઇ વલભજી, રવજીવાઘજી મગનલાલ નાથાભાઇ, વીસનજી માધવજી, નથુ મેઘજી, છોટાલાલ વીઠલદાસ વકીલ, ખીમજી દયાળ, અરજુન ખીમજી, કરસનદાસ ગોવીંદજી ખીમજી રામજી, દામોદરદાસ ભગવાન, વ્રજદાસ રવજી, કુબેરદાસ ગીરધર, દામોદર બાપુભાઇ, લાલજી ગોકળદાસ ત્રીભોવનદાસ ભુલાભાઇ. રઘનાથદાસ લાગજી, માવજી ગોવીંદજી.

પોતાની દરખાસ્તના ટેકામાં પ્રમુખ સાહેબે જણાવ્યું કે, આપ-ણામાં કેટલાક વિભાગો છે છતાં આપણે એકત્રજ છીએ અને આ કોન્ફરન્સમાં સઘળાઓને એક સરખો ભાગ મળે એવોજ હેતુ રાખવામાં આવેલો છે કેટલાકો એમ સમજતા હોય કે એક સરખું પ્રતીનીધીત્વ સઘળા વિભાગોને આપવાની વર્તમાન પત્રોમાં થયેલી સુચના તરફ કોન્ફરન્સના કાર્યવાહકોનું ધ્યાન નથી પણ તેમ સમજવામાં તેઓ ભુલ કરે કરે છે; હજુ આ કોન્ફરન્સનો પાયો નંખાય છે તો જુદા જુદા દેશોમાં અને ગામોમાં વસેલી આપણી કોમના સઘળા વિભાગોનું એક સરખું પ્રતિનીધીત્વ દાખલ કરવાનું એકજ દીવસે બનીશ કે કેમ એ તમારે જોવાનું છે, એવું એક સરખું પ્રતિનીધીત્ન આપવાની ખાતરજ આ કમીટીઓ નેમવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

આ ઠરાવ તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પસાર થયો હતો

જમણવારો પાછળ થતાં ગજા ઉપરાંતના ખર્ચને લગતો ઠરાવ.

નીચલો ઠરાવ મી. દેવીદાસે ગોકળદાસે રજુ કર્યો હતો.

( ૧૦ ) શુભાશુભ પ્રસંગે જમણવાર વિગેરેમાં તથા આપલેના વેહેવારમાં દેખાદેખીથી ગજા ઉપરાંતનો ખર્ચ કરવાનો રીવાજ ઇચ્છા યોગ્ય નથી એમ આ કોન્ફરન્સ માને છે.

ઉપરનો ઠરાવ રજુ કરતા મી૦ દેવીદાસ ગોકળદાસે વિષયને અનુસરતું કેટલુંક વીવેચન કર્યું હતું. આ ઠરાવને મી. શીવદાસ ચાંપશીનો ટેકો મળતાં તે પસાર થયો હતો.

પ્રમુખ સાહેબે નીચેલો ઠરાવ ત્યારબાદ રજુ કર્યો હતો;—

( ૧૧ ) આપણા શાસ્ત્ર વિહિત સઘળા સંસ્કારો વિધીપુર્વક કરવાની જરૂરીઆત છે, અને તેટલા માટે આપણા પુરોહિતોને એ

સંબંધી તેમજ બીજી ઉપયોગી કેળવણી લેવામાં ઉતેજન આપવાની તથા બનતી સહાયતા કરવાની જરૂરીઆતછે એમ આ કોન્ફરન્સનો મતછે.

ત્યારબાદ ભરૂચવાળા મી. હરજીવન જગજીવન વર્માએ નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

( ૧૨ ) કચ્છી, ઘોઘારી, હાલાઇ એ ત્રણે ભાઇઓ માત્ર દેશ પરત્વે જુદા જુદા વિભાગમાં વહેંચાઇ ગયા છે; પરંતુ તેઓ એકજ બાપના દીકરા હોઇ તેમનામાં પરસ્પર સ્નેહ સંબંધ વધે એવા પ્રયત્નો થાય એ આ કોન્ફરન્સ સલાહ કારક ધારે છે; તેમજ દરેક ગામ તથા પ્રગણાના મહાજનના વ્યવહારીક રીતરીવાજ એક સરખા રહેવાનું બની શકે તો તે સમગ્ર જ્ઞાતિહિતને લાભકારક થઇ પડશે એવો આ કોન્ફરન્સનો મત છે.

ઉપરની દરખાસ્તને શેઠ વિશ્રામ પીતાંબરદાસ રાજકોટવાળા તરફથી ટેકો મળતાં તે પસાર થઇ હતી.

## સંસ્થાઓનું સંમેલન થવા બાબત.

નીચલો ઠરાવ શેઠ વ્રજદાસ રવજીએ રજુ કર્યો હતો:—

( ૧૩ ) આપણી જ્ઞાતીની ઠેક ઠેકાણે જે બોર્ડિંગો તથા કેળવણી સંબંધી બીજાં ખાતાંઓ તથા મંડળો અગર હવે પછી અસ્તિત્વમાં આવે તે સર્વનો પરસ્પર એક બીજાની સાથે સંબંધ રહી એક બીજાની સહાયતામાં રહે એવા હેતુથી એ સરવે ખાતાઓને સલાહ આપવા માટે એક મધ્યસ્થ કમીટી દરવરસે કોન્ફરન્સ તરફથી નીમાય એ આ કોન્ફરન્સને યોગ્ય લાગે છે.

ઉપરની દરખાસ્તને શેઠ દામોદરદાસ ખીમજીએ ટેકો આપ્યો હતો અને તે પસાર થઇ હતી.

## આપણી ઉત્પતિ તથા આપણા પુર્વજોની સ્થિતિ.

બાદ શેઠ દ્વારકાંદાસ વાલજી દ્વારકાવાળાએ નીચલો ઠરાવ રજુ કર્યો હતો;—

(૧૪) આપણી ઉત્પતી તથા આપણા પુર્વજોની સ્થિતિ વીગેરે બાબતમાં જુના લેખ, જુના પુસ્તક, વીગેરેની તપાસથી એક આધાર પુર્વક ઇતિહાસ પ્રસિદ્ધ થવા- ની જરૂર છે એમ આ કોન્ફરન્સ માને છે તેમજ આપણા ભાઇઓની દેશદેશાવરમાં વસ્તી સંખ્યા કેટલી છે, તેમની વ્યવહારીક ઉદ્યોગીક તથા કેળવણી સંબંધી સ્થીતી કેવી છે એ વીગેરે ઉપયોગી બાબતો જાણી શકાય એટલા માટે જ્ઞાતીની આપણી એક ડીરેકટરી બનાવવાની જરૂર છે.

## મી. નારાયણ વીસનજી ચતુર્ભુજનું વીવેચન.

ઉપરની દરખાસ્તને ટેકો આપતાં મી. નારાયણ વીસનજી ચતુ- ર્ભુજે જણાવ્યું કે પ્રાચીન ઇતિહાસમાં જે આપણું ગૌરવ વધારનારી હકીકતો છે તે જો અત્યારે પ્રકાશમાં મુકવામાં આવે તો તેની ઉંડી અસર આપણી જ્ઞાતીમાં થયા વગર રહેશે નહિ. ઇતિહાસીક કેટલીક બાબતોથી આપણી કોમ તદન અંધારામાંજ છે. કચ્છના મી. ગીદુમલ નામના એક આપણીજ જ્ઞાતિના ગહસ્થની સ્ત્રી ઘણીજ સ્વરૂપવાન હોવાથી ત્યાંના રાજાની તેના પ્રત્યે કુદ્દસ્ટિ થઇ અને તે સ્ત્રીના જાણ- ણવામાં એ વાત આવી કે રાજા જુલમ વાપરીને પણ તેનું શીયળ ભંગ કરસે ત્યારે તે સ્ત્રીએ પોતાના પતીની આજ્ઞા લઇને ઝેરનો પ્યાલો પીઇ લીધો. આપણા પુર્વજોએ પુરાણા કામમાં શું કર્યું હતું તે જાણતાં નથી ત્યાં સુધી ભવિસ્ય માટે લાયક માર્ગ મેળવી શકીશું નહિ. બંધુઓ ! અતરે મળેલા સૌ ભાઇઓ પોતાના પુર્વજોના ગૌરવને જાળવવા માટે બનતું કરશે એવી હું આશા રાખુ છું.

## મી. વીસનજી દયાળજી ગણાત્રાનું વીવેચન.

મી, વસનજી દયાળજી ગણાત્રા કે જેઓ એક વિદ્વાન લેખક અને બાહોશ વકતા છે તેમણે છટાદાર ભાષામાં ઉપરના વિષયને લગતુ વીવેચન સમય થોડોજ મળેલો હોવાથી ટુંકમાં કર્યુ હતુ અને તેની અસર શ્રોતાજનો ઉપર સારી પડી હતી તેમના ભાષણનો કેટલોક સાર નીચે મુજબ છે.

આજના આ આનંદની સરખામણી સામેના સમુદ્ર સાથે કે સુર્ય સાથે કે વાયુની લેહેરીઓ સાથે પણ સરખાવી શકતો નથી જેમ રામચંદ્રજીએ પ્રજાને માટે પોતાની પત્નીનો ત્યાગ કર્યો હતો તેવી રીતે આજે તમે તમારા આત્મસ્વાર્થનો ત્યાગ કરી જ્ઞાતિહિત માટેભેગા થયા છો તેથી મને આનંદ થાય છે. હું મસ્તક નમાવીને પ્રાર્થના કરૂં છું કે આત્મભાવને ભુલી જઇ જ્ઞાતીમય બનો ( તાળીઓ ) બેન્જામીન ફ્રેંકલીને કહ્યુ છે કે સળીઓ એકત્ર થયા વગર ઉન્નતી થવી અશકય છે. વીગેરે વીગેરે.

બાદ ઉપલો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## એક સ્રી હૈયાત છતાં બીજીસ્ત્રી કરવાના રીવાજ બાબત.

રાધનપુરવાળા ગી. દેવશી જુઠાભાઇ બળદેવે નીચલો ઠરાવ રજુ કર્યો હતો.—

( ૧૫ ) સંગીન કારણ સિવાય એક સ્રી હૈયાત છતાં બીજી સ્રી કરવાનો રીવાજ ઇચ્છવા જોગ નથી એમ આ કોન્ફરન્સનો મત છે.

ઉપરની દરખાસ્તને શેઠ વીઠલદાસ રણછોડદાસ બીમડીવાળા તરફથી, તથા શેઠ હેમરાજ પ્રેમજી મુબઇવાળા તરફથી તથા માસ્તર

મણીલાલ રઘુભાઇ ભાવનગરવાળા તરફથી ટેકો મળતાં તે દરખાસ્ત પસાર થઇ હતી.

## ઠરાવ ૧૬ મો.

ત્યારબાદ ગઇકાલના પ્રોગરામમાંના ઠરાવ ૩ જાનું બાકી રહેલું કામકાજ હાથ ધરવામાં આવ્યું હતું અને તે આજની બેઠકમાં ૧૬ ઠરાવ તરીકે ગણવામાં આવેલ છે. આ ઠરાવને અંગે રા. હરખજી કલ્યાણજી. શે. ગોવિંદજી ભુલાભાઇ, વકીલ ગોવીંદજી કાહ્યાભાઇ, મી. આણંદજી મુળજી નથુ પાંઢી વીગેરે પોતાના વીવેચનો ટુંકમાં પતાવ્યાં હતાં,

## કેળવણી ફંડ માટે અપીલ.

મી. માવજી ગોવીંદજી શેઠ આપણી જ્ઞાતિનો ઉદ્ધાર ફક્ત કેળવણીમાંજ છે એમ જણાવી વિશેષમાં ઉમેર્યું કે દરેક લોહાણા ભાઇએ પોતાના બાળકને કેળવણી આપવા મનપર લેવું જોઇએ. શ્રીમંતોની તે માટે ફરજ છે અને તે માટે મુંબઇનાજ તેમજ બહાર ગામથી અત્રે પધારેલાઓએ કાંઇ પણ કરીનેજ ઉઠવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

મી. વસનજી દયાળજી ગણાત્રાએ ત્યાર બાદ ઉક્ત ફંડ માટે અપીલ કરતાં જણાવ્યું કે આપણી કોન્ફરન્સનો ઉદ્દેશ પાર પાડવા ઉદારતાની જરૂર છે. જ્ઞાતિનો ઉદ્ધાર થશે ત્યારેજ આપણા પોતાનો ઉદ્ધાર થયો સમજવો, મીસીસ એનીબીસંટે પોતાને માટે એક વખત કહ્યું હતું કે મોક્ષ મેળવવા કરતાં હું મારા ભાઇઓનો ઉદ્ધાર કરવાનું વધારે પસંદ કરીશ. આ કળીયુગમાં સૌએ પોતપોતાની શક્તી મુંજબ દાન આપવું એજ કળીયુગનો ખરો ધર્મ છે અને તેપરજ ઉન્નતિનો

આગર છે એ ધ્યાનમાં લઈ સૌ પોત પોતાની શક્તિ અનુસાર કરશો એમ મને ભરોસા છે.

પ્રમુખ સાહેબે કેળવણી ફંડની અપીલનો ઠરાવ પસાર કરતાં જણાવ્યું કે મને જણાવતાં આનંદ અને ગર્વ પેદા થાય છે કે મી. ગોપાળજી રામજી કે જેને આપણે સૌ સારી રીતે જાણીએ છીએ તેમના મર્હુમ કાકા નારણદાસ ખખજીએ રૂપીઆ ત્રીસહજારની રકમ અને શેઠ ચનાભાઇ પેરાજના પરમ મિત્ર કલકત્તાવાળા શેઠ જેઠાભાઈ ભુલચંદે પોતાના પીતાશ્રી ભુલચંદ મેઘજીના નામથી રૂપીયા વીસહજાર ની રકમ મુંબઈમાં ઉંચા પ્રકારની કેળવણી ગરીબ વિદ્યાર્થીઓને આપ- માટે એક બોર્ડિંગ ખોલવા સારૂ આપેલી છે. વળી શેઠ જેઠાભાઇ ભુ- લચંદે પોતાના પિતાશ્રીના નામથી લખપતમાં બોર્ડિંગ ખોલવા માટે રૂ. ૧૫૦૦૦ની રકમ આપેલી છે.

વળી સદગત શેઠ મદનજી મસલાની મીલકતમાંથી તેમના ટ્રસ્ટીઓ શેઠ ભગવાનદાસ વીશ્રામ શેઠ ગોરધનદાસ ગોવીંદજી ભાણજી અને શેઠ દેવરામ અખાઈએ રૂપીઆ ત્રીસ હજારની રકમ કેલવણીના ફેલાવા માટે આપેલી છે. જામખંભાળીઆમાં બોરડીંગ સ્થાપવા માટે શેઠ દેવરામ અખાઈએ રૂપીઆ દશ હજારની રકમ તથા બોરડીંગ માટે પોતાનું એક મકાન આપેલું છે. આ બોરડીંગનું નામ મદન કેશવજી તથા દેવરામ અખાઇ રાખવામાં આવશે. આવી એક પછી એક ઉદારતા જાહેરમ આવતાં સઉના મન હર્ષથી ઉભરાઇ જતાં હતાં પ્રમુખ સાહે- બે ત્યારબાદ દ્વારકાંમાં બોરડીંગ સ્થાપવાને લગતી યોજના કે જેનું ટ્રસ્ટડીડ પોતા પાસે છે એમ ઘણાજ આનંદભેર જાહેર કરતા જણાવ્યું

કે શેઠ ગીરધરદાસ જેઠાભાઇ તથા શેઠ ચનાભાઇપેરાજની મદદ અને સહાયતાથી ફતેહ પામેલી એક યોજના હું રજુ કરૂંછું કે શેઠ ગીરધર દાસ જેઠાભાઇ અને ચનાભાઇ પેરાજે દ્વારકાંમાં બોરડીંગ માટેની સઘળી તયારીઓ કરી રાખેલી છે. ત્યારબાદ બીજી ગંજાવર રકમની ઉદારતા શેઠ ખીમજીભાઇ દયાળજીની છે કે જેમણે રાજકોટ લુહાણા બોરડીંગ માટે મકાન બાંધવા સારૂં રૂપીઆ ઓગણીસ હજારની રકમ આપેલી છે. આ સઘળી સખાવતો મોટા અવાજથી જાહેર કરતાં પ્રમુખ સાહેબનો ઘાંટો તદન બેસી ગયો હતો તોપણ જરાએ દરકાર કર્યા વગર એક પછી એક સખાવતો જાહેર કરતાં. શેઠ હરીભાઇ હેમરાજે જામખંભાળીયામાં અનાથશ્રમ સ્થાપવા માટે રૂપીઆ દશ હજારની રકમ અને તેજ ઠેકાણે નીરાશ્રીત વિધવાઓને મદદ આપવા માટે શેઠ ઘેલા દેવજીએ રૂપીયા પાચ હજારની રકમ જાહેર કીધી છે.

મુબઇમાં જે કોલેજ બોર્ડિંગનું ખાતુ શેઠ નારણદાસ હીમજી અને ફુલચંદ મેઘજી બોડીંગ હાઉસ એ નામની બન્નેની મળીને રૂપીયા પચાસ હજારની રકમથી ખોલવાનું ઉપર જણાવેલું છે તે ખાતામાં કચ્છી, હાલાઇ ઘોઘારીનો કોઇપણ પ્રકારની ભીન્નભાવ રાખ્યા વગર તેનો લાભ જાતિના ત્રણે વિભાગને એકસરખોજ મળશે એમ પ્રમુખ સાહેબે જણાવ્યું હતું તે ખાતાને મદદ કરવા માટેની માગણી થતાં ઉદારતાને જાણે કે વરસાદ હોય એમ એક પછી એક રકમો બોલવા લાગી હતી તે નીચે મુજબ હતી.

શેઠ હીરજી આસુ, તેજપાળ નરસી અને અરજણ ખીમજી ત્રણે મળીને રૂપીયા અઢી હજાર, શેઠ વાઘજી બેચર રૂપીયા અઢી હજાર; શેઠ ખીમજી દયાળ રૂપીયા અઢી હજાર; શેઠ રતનશી પ્રેમજી

ચાણુવાલા રૂપીઆ અઢી હજાર શેઠ ગીરધરદાસ જેઠાભાઇ રૂ. બે હજાર હજાર, પ્રમુખ સાહેબ મોરારજી આણુંદજી તરફના રૂપીયા બે હજાર, માતુશ્રી કાનબાઇ રૂપીઆ અઢી હજાર.

આ સ્થળે શેઠ દમોદર ગોરધનદાસ સુખડવાળાએ ઉભા થઇને એક ઘણાજ ઉપયોગી ખાતામાં રકમ ભરાતી જોઇને પોતાનો પુર્ણ સંતોષ જાહેર કર્યો અને પોતે પણ ઘણાજ આનંદની સાથે રૂપીઆ દસ હજાર ને એકની રકમ પોતા તરફથી ભરવાની જાહેર કરી જેથી સહુના આનંદનો પારરહયો નહોતો-

બીજી રકમો શેઠ દામોદર ભગવાનદાસ રૂપીયા બે હજાર શેઠ વાર સી નાનજી રૂપીયા પંદરસો; શેઠ મુળજી કાળા ટોપીવાળા રૂપીયા પચીસસો શેઠ કાનજી કેશવજી રૂપીયા બે હજાર શેઠ ચતુરભુજ પોરાજ રૂપીયા અઢી હજાર.

મર્હુમ શેઠ પારપીયા પ્રધાનના ટ્રસ્ટીશેઠ ફરદુનજી અરદેશર ફરદુનજી ખરશેદજી જેઓ આજની બેઠકમાં પધારેલા હતા તેમણે ઉપ; રની ઉદારતાનો વરસાદ ઘણાજ આનંદની સાથે નીહાળ્યો હતો, તેઓએ ઉભા થઇને જણાવ્યું કે, મારી પાસે જે શેઠ પારપીયા પ્રધાનની મીલકત ટ્રસ્ટમાં છે તે રકમ પણ તમારીજ એટલે લોહાણા જ્ઞાતીનીજ છે અને લોહાણા જ્ઞાતિના ઉપયોગમાં તે મીલકત આવે એમ જોવાને ખરા જીગરથી હુ ખુશી છઉં આજે ફંડ ખોલેલું છે તેમાં તે મર્હુમ શેઠ પારપીયા પ્રધાનની મીલકતમાંથી રૂપીયા પચાશ હજારનું વ્યાજ હું એવી સરતે આપવાને ખુશી છઉં કે જો કોર્ટ તરફથી વાંધો લેવામાં નહિ આવે તેમજ કાયદાને લગતી બીજી કોઇ પણ અડચણ નહિ આવે તો તેમજ આ જે ફંડ થાય છે તેમ અમારા

તરફના પણ એક કે બે ટ્રસ્ટી રાખવાની સરતે શેઠ ફરેદુનજી પારેખ ની તે સરતો કબુલ રાખવામાં આવી હતી એટલે તે રૂપીયા પચાસ હજારની રકમનુ વ્યાજ ઉપરોકત ફંડમાં નીયમીતે દરવરસે મળતું રહેવાનું નકકી થયું છે.

ત્યારબાદ નીચે પ્રમાણે વધુ રકમો ભરાએલી જાહેર કરવામાં આવી હતી;–

મહિરેવાના મહાજન તરફથી રૂપીયા બેહજારનેએક જો ઘટકુપરમા બોર્ડીંગનુ મકાન બાંધવામાં આવે તો પાચહજાર વાર જનાન મર્હુમ શેઠ પરશોતમ નથુભાઇના વિધવા ઝવેરબાઇએ આપવાનુ કબુલ કરેલ છે એમ જાહેર કરવામાં આવ્યુ શેઠ શાવજી કુંવરજીરુપીયા એકહજારને એક શેઠ ભીમજી મુળજી હા બાઇ રામબાઇ રૂપીયા એક હજારને એક સુરતનુ મહાજન રૂપીયા એક હજારને એક જુનાગઢવાળ શેઠ માધવજી રૂપીયા એક હજારને પ્રોમીસરી નોટ શેઠ મુળજી રૂપીયા એક હજારને એક શેઠ દેવજી લીલાધર રૂપીયા એકહજાર નેએક શેઠ ઓધવજી દેવ. જીપ્રેમજી રુપીયા બારસો, વકીલ ગોવીંદજી ડાહ્યાભાઇ રૂા ૫ ૧; રા- જગજી અત હીરજી કારીઆ રૂા. ૫૦૧; શે. લાલજી રામજી તમાકુવાળા રૂા ૫૦ ૧; શે વીઠલદા વાલજી રૂા ૫૦ ૧; ઠા કરશન પુંજા. રૂા. ૫૦૧; શે લક્ષ્મીદાસ ભાસકર ભાણજી રૂા ૫૦૧; જામનગર લુહાણા મ મહાજન રૂ. ૫૦૧; શેઠ હેમરાજ પેમજી રૂા. ૫૦૧; શેઠ ગોવીંદ ભાણ જી રૂા. ૫ ૧; સેઠ રવજી દેવજી રૂા. ૫૦૧; શેઠ ચાંપશી ભીમજી કા રીઆ રૂા.૫૦૧; શે. જીવણરામ ભગુભાઇ રૂા. ૫૦૧નુ વ્યાજ. શે. કેશ વજી નથુ સેલર દર મહિને રૂપીકા પચીસ; શેઠ માધવજી જેસંગ રૂા. ૫૦૧; ઠા. હેમરાજ ગીરધર ની વીધવા પાર્વતીબાઇ રૂા. ૫૦૧; ઠા

કલ્યાણજી મોનજી પનવેલવાળા રૂા. ૫૦૧; ઠા પ્રેમજી પિતાંબર હા. હરિભાઇ ( પનવેલ ) રૂા. ૫૦૧; શેઠ કેશવજી દામજી હીરજી રૂા. ૭૫૧ શેઠ જીભોવનદાસ ગોવીંદજી ધોલેરાવાળા રૂા. ૭૫૧ શેઠ હરીભાઇ હેમરાજ રૂા. ૫૦૧; દરશનદાસ ગોવીંદજી રૂા. ૫૦૧; શેઠ રામજી ઠાકરશી રૂા. ૫૦૧; શેઠ મગનલાલ હીમત્રામ બરશીવાળા, રૂા. ૫૦૧; શે. કાનજી કલ્યાણજી રૂા. ૫૦૧; ઠા. કાહયાભાઇ અમરશી વાંદરાવાલા રૂા. ૫૦૧; ઠા. નાથાભાઇ આશારામ પાદરાવાલા રૂા ૫૦૧ શે. કેશવજી હેમરાજ રૂા ૨૫૧; શેઠ વીઠલદાસ પરસોતમ રૂા. ૨૫૧; શેઠ ગોવીંદજી અમરશી રૂા ૨૫૧; શેઠ. કુંવરજી ખીમજી કરાંચીવાળા રૂા. ૨૫૧; શેઠ. લખમસી રામશી કરાંચીવાલા રૂા. ૨૫૧; શેઠ જસરાજ વાલજી હા. કુંવરજી ખીમજી રૂા. ૨૫૧; શેઠ. પ્રાણુવલભ ધનજી રૂા. ૨૫૧; શેઠ. હીરજી ગોવીંદજી રૂા. ૫૦૧; શે. પરસોતમ દેવજી રૂા. ૨૫૧; શે. ભગવાનદાસ પુનમભાઇ રૂા. ૨૫૧; શે. મુલજી નારણુ ખેરાજ રૂા. ૨૫૧; શેઠ ભગવાનજી શીવજી લાકડાવાળા રૂા, ૨૦૧; શેઠ ખીમજી લધા તમાકુવાલા રૂા. ૨૦૧; શે. કથા અમરશી રૂા. ૧૦૧; કડી પ્રાંતના મહાજન હા હરીભાઇ ગીરધર રૂા. ૧૦૧; શે. દેવજી ઓધવજી ચોથાણી રૂ. ૨૫૧; ઠા. ગીરધર જીવાની વીધવા બાઇ માણેકબાઇ રૂા. ૧૦૧; ઠા. માધવજી ભીમજીની વિધવા બાઇ મનુબાઇ રૂા. ૧૦૧; શે. ખીમજી તેજપાળ રૂા. ૧૦૧; ઠા. ગોવીંદજી રામજી ભુજવાળા રૂા. ૧૦૧; ઠા. કલ્યાણજી લાગપાળ, ગુંદીઆળી રૂા. ૧૦૧; ઠા, પ્રેમજી હરજી અંજારવાળા રૂા. ૧૦૧. ઠા, દયાળ ભાણુજી રૂ. ૧૦૧ ઠા. શામળજી માધવજી બાલંભાવાળા રૂા. ૧૦૧ ધરમપુરના મહાજન તરફથી રૂા ૨૦૧, ઠા. શામજી માધવજી ભુજવાળા રૂા. ૧૦૧; મી. સી. વી. વકીલ રૂા. ૧૦૧; મી.

નારાયણ વીસનજી ઠક્કર રૂા. ૧૦૧; ઠા. ગોરધનદાસ ભીમજી પોરબંદરવાળા રૂા. ૨૫૧; ઠા. લાધા ભાણજી પોરબંદર રૂા. ૨૫૧; રાજી ધારજી સગાઈ રૂા. ૧૦૧; મનજી નાનાભાઈ ભાથાણાવાળા રૂા. ૧૦૧; ઠા. ગોરધન રણછોડ પોરબંદર રૂા. ૧૦૬; ઠા. મેઘજી લધા ગુંદીઆળીવાળા રૂા ૧૦૧; ઠા. દામજી દેવજી બાલંભાવાળા રૂા. ૧૦૧; શેઠ લાલજી આણંદજી કોઈમબતુર રૂા. ૧૦૬; ઠા. હીરજી કલ્યાણજી રૂા. ૧૦૧; ઠા. ત્રીકમજી પરસોતમ ચીત્રાવડ રૂા. ૧૦૧ મી. આણંદજી મુળજી નથુપાદી રૂા. ૧૦૧; ઠા, પરશોતમ દેવરાજ આતુકક વાવડી રૂા. ૧૨૫; માણેકલાલ ધનજી રૂા. ૧૦૧; નરોતમ જસા રૂા. ૧૦૧; શામજી જુઠા રૂા. ૧૦૧ દયાળજી જગજીવન રૂા, ૧૦૧ ચરોતરના લુહાણા મહાજન રૂા. ૧૦૧; મર્હુમ મોનજી વીઠલ ગઢીયા ( ટ્રસ્ટીઓ ) તરફથી જ રૂા. ૨૦૧ ખેતસી રવજી તથા દાશા પુરશોતમ રૂા. ૧૧૦, ગોકુળદાસ કુરજી, કાનાનોરવાળા રૂા, ૧૦૧ કાનજી નારણ પીતળવાળા રૂા. ૧૦૧; વીઠલદાસ રણછોડ લીમડીવાળા રૂા. ૧૨૫; ખીમજી ખીમજી રૂા. ૧૦૧ અમરેલીના ગૃહસ્થો રૂા. ૧૨૫ વકીલ ગોવીંદજી રતનજી કુ-રીઓ રૂા. ૧૦૧; ઠા, નરોતમ ગીરધર તથા દાહાણું રૂા. ૨૫૧ જેઠાભાઈ કાનજી વરવાળા રૂા. ૧૦૧ પીતાંબર ઉગાભાઈ કેસોદ રૂા. ૧૦૧, મોરલધર કરશનદાસ રૂા. ૩૦૧ કુબેરદાસ ગીરધર રૂા. ૧૦૧ આણંદજી જીવન રૂા. ૧૦૧ વશરામ નરસીહ કરાંચીવાળા રૂા. ૧૨૫; માધવદાસ ગોવીંદજી મદ્રાવાળા રૂા. ૧૫૧ રતનશી રામજી કરાંચી. રૂા. ૫૧ ઘોઘારી લુહાણા સેવા સમાજ મુંબઈ રૂા. ૧૦૧ લાલજી લખમસી કરાંચી રૂા. ૨૫; રવજી નથુ કરાંચી રૂા. ૨૫ વાલજી મુળજી કરાંચી રૂા. ૨૫; ચત્રસીંહ વાઘજી કરાંચી રૂા. ૫૧; કાળીદાસ નાનજી કરાંચી રૂા. ૧૦;

લ્માણજી મુળજી કરાંચી રૂ. ૫૧; ભવાન હરિભાઇ કરાંચી રૂ. ૧૦૧ વી બોવન અહુચાભાઇ રૂ. ૫૧; રણછોડ આણંદજી રૂ. ૧૦૧, મીસીસ છો ટાલાલ વીઠલદાસ વકીલ રૂ. ૨૫; ભીમજી જેઠા તથા કાનજી કેશવજી ધુપીવાળા રૂ. ૫૧. દયાળ મેઘજી રૂ. ૫ ; જેઠાભાઇ લધા પનેવેલ રૂ. ૫૧; નાનાભાલ રામજી કેશાણી રૂ. ૫૧; ખુશાલ છગનલાલ વસાણી રૂ. ૫૧; ખંભાળીયા મહાજન રૂ. ૨૫૧; ભીમજી ઉમરશી રૂ. ૫૧; નાનજી ભગવાનના છોકરાઓ રૂ. ૫૧; વીરજી નથુ રૂ. ૧૦૧; દલુ ખી મજી જેરામ રૂ. ૫૧ ચનાભાઇ ખીમજી રૂ. ૧૦૧; હરારામ પ્રારમીઆ રૂ. ૧૦૧; જેરામ દેવજી અગાસણવાળા રૂ. ૧૦૧; મોરારજી માવજી રૂ. ૫૧; જેઠાભાઇ શામજી રૂ. ૫૧. કે. એમ નારણજી રૂ. ૧૦૧; ર ઘનાથ કલ્યાણજી રૂ. ૧૦૧. ડોસાભાઇ જીવણ રૂ. ૧૦૧; મથુરાદાસ વસનજી રૂ. ૫૧; માણેકબાઇ, પરશોતમ લધાની વિધવા રૂ. ૧૦૧, મુળજી મકનદાસ ભાવનગરવાળા હા. રતીલાલ રૂ. ૭૫; ભીમજી પ્રાગજી ટાપીવાળા રૂ. ૫૧, રતનશી કરમસી હા. દામોદર ગોરધનદાસ સુખડવા ળા રૂ. ૧૦૧. ભગવાનદાસ મોરારજી ચોખાવાળા રૂ. ૫૧; અરજણ ક ચરા ચોખાવાળા રૂ. ૫૧. વરજલાલ રવજીરવજી રૂ. ૫૧।-।; નાગજી હ રજી ચાવાળા. સુરત રૂ. ૫૧. રેવજી કુરજી હા. વીઠલદાસ રૂ. ૧૦૧; ધરમશી ઉમરશી અંજાર રૂ. ૫૧; ચાર વરસના એક છોકરાએ પોતા ને ખાવાનું લેવા ને હતો તે આનો અરધો; મોનજી ભાણજી કરસનદા સ ફ્રારમવાળા રૂ. ૧૦૧. લાલજી ગોવીંદજી છીંટવાળા રૂ. ૨૫; પરસો તમ ગોપાળ તથા રૂ. ૧૦૧ ધારસી હેમરાજ જીંદગી પર્યંત દરવરસ રૂ ૩૦; લાલજી ગોકળદાસ દરવરસે રૂ. ૨૫; ડા. ગોકળદાસ ગોરધન ગાભા દરવરસે રૂ. ૨૫ જીંદગી પર્યંત; દેવજી ત્રીકમદાસ દરવરસે રૂ.

૨૫ જીંદગી પર્યંત; પરશોતમ ભીમજી દરવરસે રૂા. ૧૨ જીંદગી પ-ર્યંત, વસનજી મેઘજી બારદાનવાળા રૂા. ૨૫૧; કોન્ફરન્સ વાલંટીયર ટીમ રૂા. ૧૭૫; ડા. પ.ર્વતીબાઇ રૂા. ૨૫ માધવજી મુળજી વાર્ષિક રૂા. ૧૦; દેવકરણ દેલજી રૂા. ૧૦ દસ વર્ષ સુધી; મણીબેન ત્રીભોવન ઝવેરની વિધવા રૂા. ૨૫; મોનજી સુંદરજી રૂા. ૫૦૧; ગાણેકબાઇ મથુરાંદાસ કલ્યાણજી રૂા. ૧૦૦૦૦; મથુરાંદાસ કલ્યાણજી, પોરબંદર વાળા મકાન.

ઉપરની રકમો પ્લેટફોર્મ ઉપરથી પોકારીને જાહેર કરવામાં આવી હતી અને તે ઉપરાંત બીજી પણ ઘણી રકમો હતી કે જે પોકારીને જાહેર કરતાં વખત ઘણોજ લાગે એવું હોવાથી અને છેક રાત પડી જવા આવેલ હોવાથી શેઠ ગીરધરદાસ જેઠાભાઇ તથા બીજાઓએ જણાવ્યું કે અત્યારે સઘળી રકમો જાહેર કરવા જેટલો વખત નથી કામ ઘણુ બાકી છે તેથી પાછળથી સઘળી રકમો પેપરો દ્વારા જાહેર કરવામાં આવશે

ડેલીગેટો તથા પ્રેક્ષકોમાંથી રકમો ભરાવવાને કાગળો તથા પેનસીલ લઇને વોલંટીયરો અને બીજા ગ્રહસ્થો નીકળી પડયા હતા જેઓએ મંડપમાં ચોતરફ ઘણીજ સારી રકમો ખરડમાં નોંધાવી હતી અને તેના ભરાએલા કાગળો એક પછી એક શેઠ ત્રીભોવનદાસ ભુલાભાઇને સોંપતા જતા હતા આ વખતનો ઉત્સાહ અને દેખાવ જોનારને ખરેખરે છકજ કરી નાંખતો લોહાણા ભાઇઓને ઉદાર સ્વભાવની ખાતરી કરી આપનારો આના જેવો બીજો એક પણ અવસર ભાગ્યેજ આવ્યો હશે લગભગ ત્રણ કલાક સુધી મોટી મોટી રકમોની ઉદારતાનો સતત વરસાદ કર્યો એમ કહેવામાં જરાએ ખોટું નથી

## પાલણપુરના નવાબ તથા ગોંડળના યુવરાજ અને યુવરાણીની પધરામણી.

ઉપર મુજબના ફંડમાં જ્યારે રકમો ભરાવવાનું અને તે જાહેર કરવાનું કામ ચાલતું હતું ત્યારે નામદાર પાલણપુરના નવાબ પધાર્યા જેમણે એક લગભગ કલાક સુધી ફંડમાં રકમો ભરાવાનું કામકાજ નીહાળ્યું અને તેથી ઘણાજ સંતોષ પામ્યા અને પછી ત્યાંથી વિદાય થયા ત્યારે તેમને ફુલના હારતોરા વાગેરે પ્રમુખ સાહેબે અર્પણ કર્યા હતા તેમના વિદાય થયા બાદ ગોંડળનાં નામદાર યુવરાજ કુંવર તથા યુવરાણી પધાર્યા હતા જેઓ પણ હોઠેક કલાક સુધી રકમો ભરાવાનું કામ જોઇને ઘણાજ ખુશી થયા અને પછી હારતોરા લઇને વીદાય થયાહતા

### મહમદ છેલ.

આ વખતે જાદુગર મહમદ છેલ મંડપમાં આવ્યો હતો પણ તેના આવવાથી ઘણેજ ઘોંઘાટ થતો રહેવાથી પોતે સમજી ગયો કે સભાના કામમાં પોતે હશે ત્યાં સુધી ખલેલ પહોંચશે તેથી બે ત્રણ મીનીટ બેસીને જતો રહયો હતો.

### મી. કાનજી ઓધવજી હીંડોચાને ભેટ.

નીચેનો ઠરાવ મી, માવજી ગોવીંદજીએ રજુ કર્યો હતો:—

રા, રા, કાનજી ઓધવજી હીંડોચાએ પોતાના ધંધાની, તંદુરસ્તી તથાં માનપાનની દરકાર રાખ્યા વગર અનેક કષ્ટો વેઠી દેશ દેશાન્તરમાં ફરી દ્રઢ શ્રધ્ધાથી અસંકુચિત આગ્રહથી તથા નીરપેક્ષ સ્વાર્થ ત્યાગથી કોન્ફરન્સ સબંધી વીચારોની જાગ્રતી કરી આપણને આ શુભ દીવસ દેખાડયો તે માટે આ કોન્ફરન્સ એ ભાઇનો ઉપકાર માને છે અને તે. માણે કરેલી આ ઉતમ સેવાના માનાર્થે આ કોન્ફરન્સ એક સુંવાણનો ચાંક તથા એક થેલી આપવાનું ઠરાવે છે, તથા સદરહુ ચંદનો ખર્ચ

પોતાના તરફથી અાપનાર શ્રીયુત શેઠ ખીમજી દયાળજીની ઉદારવૃત્તિ તથા ગુણ ગ્રાહ્યપને માટે તેમને ધન્યવાદ આપે છે. વળી કૉન્ફરન્સ વોલન ટીઅર મંડળે પોતાને ખરચે રા. કાનજીભાઈને સુંદર રૂપાની રકાબી ભેટ આપવાની જે ગોઠવણ કરી છે તે માટે સદરહુ વોલનટીઅર મંડળને પણ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે,

પ્રમુખ સાહેબના હાથે મી. હીડોચાને ચાંદ તથા થેલીની ભેટ આપવામાં આવી હતી અને તે ઉપરાંત એક શેલું, પાઘડી વીગેરે પોશાક એક બીજી રકેબી વોલંટીઅરોના રકેબી કરાવતાં વધેલા રૂ ૭ા વીગેરે ભેટ આપવામાં આવ્યા હતા, જે બધાનો તે ભાઈએ હરતે ચહેરે સ્વીકાર કર્યો હતો અને જે મીષ્ટ ભોજન લેવાની તેમની બાધા હતી તે આ વેળાએ છોડાવવમાં આવી હતી;

## ઠરાવ ૧૮ મો.

ત્યારબાદ નીચલો ઠરાવ રજુ કરાવમાં આવ્યો હતો:

( ૧૮ ) રા. રા. શ્રીયુત શેઠ માણેકલાલ બાપુભાઈએ કૉન્ફરસના મંડપમાં ત્રણેદીવસ સુધી સઘળા ડેલીગેટ તથા પ્રેક્ષકોને પોતાને ખર્ચે મોટા ઉમંગથી ચા, પાન સોપારી આપી જે ઉદાર સેવા બજાવી છે તેને માટે આ કૉન્ફરસ તેમનો ઉપકાર માને છે અને તેમની એ સેવાનાં માનાર્થે એક ઉત્સાહી ગ્રહસ્થ પોતાનુ નામ બહાર પાડ્યા વગર એક સુવર્ણનો ચાંદ તઈઆર કરાવી તેમને એનાયત કરવાની અરેંજ કરી છે તે સ્વીકારી આ કૉન્ફરન્સ તેમનો પણ ઉપકાર માને છે.

બાદ પ્રમુખ સાહેબે મી. માણેકલાલ બાપુભાઈને સુવર્ણનો ચાંદ એનાયત કર્યો હતો.

## ઠરાવ ૧૯ મો.

( ૧૯ ) આ કોન્ફરન્સનો સુશોભિત મંડપ ટુંક મુદ્દતમાં તઇઆર કરી આપનાર કંટ્રાકટર ખોજા મુળજીભાઇની રાત દીવસની મહેનતની કદર કરી આ કોન્ફરન્સ તેમને એક સુવર્ણનો ચાંદ એનાયત કરવાનુ ઠરાવે છે. બાદ પ્રમુખ સાહેબે મી. મુળજીભાઇને સોનાનો ચાંદ એનાયત કર્યો હતો.

## મુંબઇના મહાજનનો ઉપકાર.

નીચલો ઠરાવ શેઠ ગોરધનદાસ લાધાભાઇએ રજુ કર્યો હતો;

( ૨૦ ) મુંબઇના મહાજને પોતાના અમુલ્ય વખતનો ભોગ આપીને આ પહેલી પરિષદની વ્યવસ્થા કરવા સારૂ જે અથાગ પરિશ્રમ લઇ આ મોટી મોટી રકમોનો ખર્ચ કરી આપણને આ શુભ દીવસ દેખાડયો છે તેને માટે આ કોન્ફરન્સ તેમનો ખરા અંતઃકરણથી ઉપકાર માને છે.

ઉપરની દરખાસ્તને શેઠ વનરાવન રઘુભાઇ ભાવનગરવાળા તથા શેઠ ધેલા વલ્લભજી અંજારવાળાએ અનુમોદન આપતાં તે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી.

## જુદી જુદી કમીટિઓના ઉપકાર,

ડરબન (નાતાલ) વાળા ભાઇ ધરમશી તુલશીદાસે દરખાસ્ત રજુ કરી કે:-

( ૨૧ ) મુંબઇમાં આ પહેલી મહાન પરિષદ ભરવામા સહાયતારૂપ થઇ જેઓની જુદી જુદી કમીટિઓએ જે અથાગ પરિશ્રમ લીધો છે તેને માટે આ કોન્ફરન્સ તેમનો ખરા અંતઃકરણથી ઉપકાર માને છે.

## એન્જીનીઅર, ડાક્ટરો વીગેરેનો ઉપકાર.

( ૨૨ ) આ કોન્ફરન્સના મંડપને લગતી વ્યવસ્થા કરવામાં આપણા ભાઇ રા. રા. અમૃતલાલ વીઠલદાસ, એલ. સી. ઇ. એ પોતાથી બનતી દરેક રીતની સાહાયતા આપી તેમજ આપણા ભાઇઓ ડાક્ટર રતનજી પોપટ રત્નાકર, ડા. ગોકળદાસ ગાથા, ડા. છગનલાલ રણછોડદાસ કેશાણી, તેમજ વૈદરાજ લીલાધરભાઇ વિગેરે પોતાના બીજા અનેક કારણો છતાં આ કોન્ફરન્સમાં પધારેલા ગ્રહસ્થોની આરોગ્યતા જાળવવાના જે પરિશ્રમ લઇ પોતાની જ્ઞાતિ પ્રત્યેની સેવા બજાવી છે તેના માટે આ કોન્ફરન્સ તેમને ધન્યવાદ આપે છે.

કોન્ફરન્સની બેઠકો દરમ્યાન મંડપમાં હાજર રહેલ સ્ત્રી વર્ગની તબીયતની સંભાળ રાખવા માટે લેડી ડાક્ટર મીસ મીસ્તરીએ જે પરિશ્રમ લીધો છે તેના માટે આ કોન્ફરન્સ તેઓનો ઉપકાર માને છે.

## કોન્ફરન્સના ઓ. સેક્રેટરીઓનો ઉપકાર.

શેઠ ગોપાળજી રામજીએ ત્યારબાદ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:—

( ૨૩ ) આ કોન્ફરન્સના ઓનરરી સેક્રેટરીઓ શેઠ ત્રીભોવનદાસ ભુલાભાઇ, શેઠ માવજી ગોવીંદજી તથા શેઠ રગનાથ લાલજીએ, આ પરિષદ બાબતની હીલચાલની શરૂઆતથી તે અત્યાર સુધી, પોતાની બીજી રોકાણોને બાજુએ રાખી તેમજ તંદુરસ્તીની પણ દરકાર કર્યા વગર, ખરા અંતઃકરણ પુર્વક તન, મન અને ધનથી સેવા બજાવી છે તેને માટે આ કોન્ફરન્સ તેમને ધન્યવાદ આપે છે. અને તેમાં પણ શ્રીયુત મહાશય ત્રીભોવનદાસ ભુલાભાઇએ પોતાનાં આવા સૌજન્યશાળી ઉદાર ચારિત્રથી આપણને સંપુર્ણ રીતના સ્વાનુભવથી અમુલ્ય લાભ

આપ્યો છે તેની કોન્ફરન્સ ખાસ નોંધ લે છે તેમજ તેઓનો ખરા અંતઃકરણ પુર્વક આભાર માને છે.

ઉપરની દરખાસ્તને શેઠ કરશનદાસ ગોવીંદજીએ ટેકો આપ્યો હતો અને તે સર્વાનુમતે પસાર થઇ હતી.

## વોલંટીયર મંડળનો ઉપકાર.

નીચલો ઠરાવ શેઠ ગીરધરદાસ જેઠાભાઇ જે. પી. એ રજુ કર્યો હતો;—

(૨૪) વોલંટીયર મંડળના ઓ૦ સેક્રેટરીઓ તેમાં પણ ખાસ કરીને શેઠ છોટાલાલ વીઠલદાસ વકીલે પોતાના બાહોશી અને દુરઅંદેશીપણાથી આપણી જ્ઞાતિના શ્રીમાન યુવકો તથા વયોવૃધ્ધ જેવા ભાઇઓને પણ જ્ઞાતિસેવા બજાવવા માટે અસરકારક શબ્દોથી સમજાવી શ્રમ લીધો છે તેને માટે તેમને તથા જે જે બહાદુર વોલંટીઅરોએ સમયનો તથા પૈસાનો ભોગ આપી ખરેખરી અંતઃકરણની લાગણીથી માન પમાનની કાંઇ પણ દરકાર કર્યા સિવાય શાંતીપુર્વક કોન્ફરંસની સેવા બજાવી છે તેને માટે આ કોન્ફરંસ તેઓ સર્વેને ધન્યવાદ આપે છે.

ઉપરની દરખાસ્તને પનવલવાળા શ્રીયુત રામજી કલ્યાણજીએ ટેકો આપ્યો હતો હતો અને તે સર્વાનુમતે પસાર થઇ હતી.

## સ્ત્રી સત્કારીણી કમીટીનો ઉપકાર.

પ્રમુખ સાહેબે નીચલો ઠરાવ ત્યારપછી રજુકર્યો હતો.

(૨૫) સ્ત્રી સત્કારિણી કમીટીના સેક્રેટરી ગંગાસ્વરૂપ શ્રી રામકોર બાઇએ તથા તે કમીટીની બીજી બહેનોએ પરીષદની બેઠકો દરમ્યાન જે આપણી જ્ઞાતીના સ્ત્રી વર્ગને આકર્ષી મોટી સંખ્યામાં ભાગ લેવામાં જે કુશળતા વાપરી અથાગશ્રમ ઉઠાવ્યો છે તેને માટે

તેમનો તથા જે સન્નારિઓએ આ પરિષદમાં પધારી અગ્રણ કરવામાં પણ આ કોન્ફરંસ અભિવંદન આપે છે.

કોન્ફરંસ માટે મકાન વાપરવા આપનારાઓનો ઉપકાર.

શેઠ લીલાધર મોનજી કાપડીઆએ નીચલી દરખાસ્તરજુકરીહતી

(૨૬) આ કોન્ફરંસમાં પધારેલા બહાર ગામના ડેલીગેટો તથા પ્રેક્ષકો માટે સ્વર્ગસ્થ શેઠ પદમશી ધનજી ઉકેડાનાં વિધવા પત્ની શ્રી ગંગા સ્વરૂપ માતુશ્રી કાનબાઇએ દાદાવાડીનું વિશાળ મકાન વાપરવા આપી, એટલુંજ નહી પણ તે સાથે દેશાવરથી પધારેલા મ્હેમાનોની સરભરા કરવામાં જે સહાયતા આપીછે તેને માટે તે માતુશ્રીનો તથા હાલાઇ લોહાણા મહાજનવાડીના મેનેજીંગ ટ્રસ્ટીએ એ પણ કોન્ફરસના ઓફીસ ભરવા તથા બહાર ગામથી પધારેલા કોન્ફરંસના મહેમાનોના ઉપયોગને માટે મહાજનવાડી વાપરવા આપી તેને માટે તેમનો પણ આ કોન્ફરંસ ઉપકાર માને છે.

ઉપરની દરખાસ્તને શેઠ કુબેરદાસ ગીરધરે ટેકો આપતાં તે તાળીઓના અવાજ વચ્ચે પસાર થઇ થઇ હતી.

આવતી કોન્ફરસને આમંત્રણ.

આવતી કોન્ફરંસને રાજકોટ તરફથી આમંત્રણ કરતાં રા. હરજીવન ભગવાન કોટકે જણાવ્યું કે—

મે, પ્રમુખ સાહેબ અને ભાઇઓ કેળવણીના ફંડમાં અત્યાર સુધીનાં જે રકમે ભરાઈ છે તેમાં રાજકોટ તરફથી કાંઇ ઝાઝી રકમો ભરાઇ નથી તેવી સર્વેને આશ્ચર્ય થતુ હશે કારણ કોન્ફરંસ મેળવવા માં રાજકોટ શરૂઆતથીજ આગળ પડતો ભાગ લીધેલો છે પણ મને ઘણાજ આનંદની સાથે જણાવવા દેશો કે રાજકોટ તરફથી રકમો

નાથી ભરાણી તેનું કારણ માત્ર એટલુંજ છે કે આવતી કોન્ફરંસ રાજકોટ ખાતે ભરવાનું આમંત્રણ કરવાની મને રાજકોટ મહાજન તરફથી ફરમાસ થઇ છે જેહું આપ સાહેબોને નીવેદન કરૂં છું.

ઉપરનું આમંત્રણ તાળીઓના અવાજ વચ્ચે વધાવી લેવામાં આવ્યું હતું.

બીજું આમંત્રણ કચ્છ—ભુજ તરફથી થયું હતું અને પ્રમુખ સાહેબે પોતાને મળેલી સુચના ઉપરથી આવતી કોન્ફરન્સને માટે કચ્છ ભુજનુ આમંત્રણ પણ તે વખતે જાહેર કર્યું હતું જે પણ ઘણાજ આનંદની સાથે તાળીઓના અવાજથી વધાવી લીધું હતું.

## વર્તમાનપત્રોનો આભાર.

મુંબઇનાં કેટલાક વર્તમાનપત્રોએ અને બહાર ગામના લુહાણા સમાચાર, લુહાણા મિત્ર વગેરે પત્રોએ પોતા તરફના પ્રતિનિધીઓ મોકલી કોન્ફરન્સને લગતો રીપોર્ટ લેવા બદલ તથા કોન્ફરન્સના કામ કાજની શરૂઆતથી આજ દીવસ સુધી જે કોન્ફરન્સને લગતી હકીકતો વખતો વખત પ્રસિદ્ધ કરી છે તે બદલ કોન્ફરન્સ તરફથી પ્રમુખ સાહેબે તે સઘળાઓનો આભાર માન્યો હતો.

## પ્રમુખનું છેવટનું ભાષણ.

પ્રમુખે છેવટે બોલતા જણાવ્યું કે આપણા કોન્ફરન્સની સમાપ્તીનો વખત થવા આવ્યો છે. કોન્ફરન્સના સબંધમાં સિરસ્તાં પ્રમાણે મારે વીવેચન કરવુ જોઇએ પણ હું તેની કાંઇ જરૂર જોતો નથી તેમ કરવાનુ પરમેશ્વરેજ બાકી રહેવા દીધું નથી. તો પણ એટલુંજ કહુછું કે આ જે ઠરાવવો કોનફરન્સમાં પસાર થયા છે તેનો અમલ કેમ કરવો એ વિષે અતરે હાજર રહેલા સઘળા બંધુ ઓ ધીરજથી

વીચાર ચલાવજો અને તે ઠરાવો પોત પોતાવા દેશના અમલમાં મુક- સઉ ભાઇઓ પોતાથી બનતી કોશેશ કરજો. ખાસ કરીને હાનિકારક રિવાજો તરફ ખુબ ધ્યાન આપજો અને બાળલગ્નથી આપણને જે મોટું નુકશાન થાય છે લક્ષમાં રાખી તે ચાલ બધ કરવાની કોશેસ કરશો એવો મારો આગ્રહ જે.

સ્વાગત કમીટીના પ્રમુખ શેઠ દામોદર ગોવરધનદાસ સુખડવાળાની ઉમદા સલાહ અને બુદ્ધિથી આ કોન્ફરન્સના કામમાં જે મોટી મદદ અને ટેકો મળ્યો છે તે માટે તેમનો આભાર માનું છું અને તેજવખતે મારે કહેવું જોઇએ કે આપણા બાહોશ સેક્રેટેરી મી. ત્રીભોવનદાસ ભુલાભાઇએ પણ પોતાના વખતનો ભોગ આપી સખત કાન કરવામાં કચાશ રાખી નથી અને આપણા બાહોશ અને આપણા બાહોશ અને બહાદુર વોલંટીઅર બંધુઓએ પણ જે ઉત્સાહભરી કોન્ફરસની સેવ બજાવેલી છે તે માટે તે સગળાઓનો હું એકવાર ફરીથી ઉપકારમા- નું છું.

મી. ત્રીભોવનદાસ ભુલાભાઇ તથા શે. દામોદર ગોરધનદાસસુખડ- વાળાએ પોતાને આપેલા માનનો ઘટતો જવાબ વાળીતે બદલ સરવેનો ઉપકાર માન્યો હતો,

## પ્રમુખનો ઉપકાર.

શેઠ ખીમજી દયાળે પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું કે, આપણા માનવંતા, મહાનુભવી, સમર્થ, વિધા- વિભુષિત પ્રમુખ મહાશય શેઠ મોરારજી આણંદજી નન્ના બી. એ. એલ. એલ બી કે તેઓશ્રીએ આ કોન્ફરન્સનુ કાર્ય જે ધીરજ

દીર્ધદ્રષ્ટી અને કાર્યકુશળ તાથી આપણુ સર્વના સંતોષ વચ્ચે ચલાવ્યું છુ તે માટે આ કોન્ફરન્સ તેમણે અંત;કરણપુર્વક આભાર માનેછે

ઉપરની દરખાસ્તને શેઠ ગોરધનદાસ ગોવીંદ ભાણજીએ ટેકો આપ્યો હતો, જે વેળાએ શેઠ ગીરધરદાસ જેઠાભાઇએ પણ પ્રમુખનો ઉપકાર માની ફુલનો હાર પહેરાવ્યો હતો. શેઠ ખીમજી દયાળે પણ પ્રમુખને તથા સ્વાગત કમીટિના પ્રમુખ તથા શેઠ ગીરધરદાસ જેઠાભાઇને ફુલોના હાર પહેરાવી તોરાઓ આપ્યા હતા. આ વખતે આખો મંડપ હુરરેના પોકારો અને તાળીઓના અવાજથી ગાજી રહયો હતો.

છેવટે 'કોન્ફરન્સ દેવીની જય' બોલાવી મેળ-વડો રાતના આઠવાગે વીસરજન થયો હતો.

## વોલીંટીયરો પ્રમુખની ગાડી ખેંચી ગયા.

મંડપમાંથી બહાર નીકળી પોતા માટે તઇયાર રાખેલી બે ઘોડાની ગાડીમા પ્રમુખ સાહેબે બેઠક લીધી એટલે કેટલાક વોલીંટીઅરોએ ગાડીના ઘોડા છોડી નાંખ્યા અને પ્રમુખ સાહેબ ઘણુંએ સમજાવવા લાગ્યા છતાં ગાડીને ખેંચી લઇ જવા માંડયું. આખરે પ્રમુખ સાહેબ ગાડીમાંથી ઉતરી પડયા અને સૌને સમજાવી ફરીથી ઘોડા જોડાવીને ગાડીમાં બેસી વિદાય થયા,

## કોન્ફરન્સના મંડપમા મળેલીક સંસ્થાઓની વાર્ષિક સભા તથા થયેલ ઇનામનો.

### મેળાવડો

મંગળવાર તા. ૨૭–૧૨–૧૦ ના રોજે મુંબઇ ખાતે કોન્ફરંના મંડપમાં (૧) બનાતવાળા અને સુખડવાળા લોહાણા ઓફનેજ (૨) હાલાઇ લોહાણા ઓર્ફજન (૩) રાજકોટ લોહાણા બોર્ડિંગ હાઉસ, (૪)

બાઇ કાનબાઇ લોહાણા કન્યાશાળા તથા. (૫) ભાવનગર ઠકર દામોદર હેમજી લોહાણા બોર્ડિંગ હાઉસ, (૬) ભાવનગર શેઠ ગાંડા લાધાવીદ ચોતેજકફંડ તથા (૭) શ્રી કચ્છ–ભુજ લોહાણા જ્ઞાતિ સુધારણા ફંડના વાર્સિક મેળવડા તથા શાળામાં અભ્યાસ કરતાં લોહાણા જ્ઞાતિના વિદ્યાથી એ અસે કન્યાઓને ઇનામ આપવાનો મેળાવડો રા. રા. મોરારજી આણંદજી તન્નાના પ્રમુખપણા નીચે થયા હક જે વખતે આશરે ત્રણ હજાર ગ્રાહસ્થે અને સ્ત્રીઓ હાજર હતા.

પ્રમુખ સાહેબે પોતાને પ્રમુખસ્થાન આપવા બદલ ઘટતા શબ્દોમાં ઉપકાર માનવા બાદ જણાવ્યું કે જો કે મારો ધાંટો બેસી ગયો છે પરંતુ હું ઇચ્છુ છું કે આવા શુભ કાર્યોમાં મારો ધાંટો હમ્મેશાં બેસતો રહે આપણા પુજ્ય અને પ્રાત સ્મરણીય માતુશ્રી કાનબાઇ વિષે બોલવાને મારામાં સામર્થ્ય નથી તેથી ટુકામાં એટલુંજ કહુ છું કે એબાઇનું નામ દેવ તરીકે પુજાશે અને જ્ઞાતિની અન્ય બહેનો તેમનું અનુકરણ કરશે એમ હું ઇચ્છુછું

શરૂઆતમાં નાનીવયની બાળાએ એ ગરબો તથા રાસડો ગાયાં ગાયાં હતા તેમજ બે બાળાઓએ લક્ષ્મી તથા વિદ્યનીમાંથી શ્રેષ્ઠ કોણ તેને લગતો સંવાદ ગાઈ વિદ્ય નીશ્રેષ્ટતા અસરકારક રીતે સીદ્ધ કરી હતી.

## પંડીત લાલનનું ભાષણ.

જઇન કોમના પ્રસિદ્ધ વક્તા પંડિત લાલને પોતાનું ભાષણ ઘણાજ અસરકારક શબ્દોમાં શરૂ કરતાં જણાવ્યું કે દેશના ઉદય માટે ‘સંપની’ થવાની પુરી જરૂર છે. જેવી રીતે ઝાડને પોતાના પોષણ માટે રસની જરૂર છે તેમ દરેક જ્ઞાતિને અને દેશને પણ પોતાના પોષણ કહેતાં ઉન્નતિને માટે સંપ રૂપી રસની જરૂર છે.

કોઇપણ દેશનો ઉદય ફક્ત જ્ઞાનથીજ થાય છે; અને કોનફરન્સ રૂપી મેળાવડાઓથી આપણી સાંસારિક, વ્યવહારિક, ધાર્મિક અને ઔદ્યોગિક ઉન્નતિ થઇ શકે છે. જુદી જુદી કોનફરન્સોમાંથી કોઇક દીવસે આપણે આખા હિંદની એકત્ર કોનફરન્સ જોવાને પણ ભાગ્યશાળી થઇ શકીશું.

## મી. કૃપાશંકર ઝીણાભાઇનું ભાષણ.

મી. કૃપાશંકર ઝીણાભાઇએ કન્યાવિક્રયને લગતું પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે જો કે લોહાણા જ્ઞાતિમાં કન્યાવિક્રય થતો નથી પણ અન્ય જ્ઞાતિમાં થાય છે જ્ઞાતિમાં કન્યાવિક્રય થતો નથી પણ અન્ય જ્ઞાતિમાં થય છે તેથી તે વિષય ઉપર હું કાંઇક બોલવા માગું છું પણ પ્રમુખ સાહેબે આ વિષય પડતો મેલવાનું કહેતાં, ભાષણ કર્તાએ તેથી પોતાને ઉપજેલી નીરાશા અને જુસ્સો દબાઇ જવાથી પોતે કાંઇ પણ વિશેષ બોલી શકે એમ નથી સામાન્ય સંસાર સુધારા ઉપર થોડુંક વીવેચન કરી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું. મી. લાધાધર શરમાએ ટુંક ભાષણ કરતાં જણાવ્યું હતું કે વર્તમાનપત્રોમાં પોતે કોનફરન્સ વિરૂદ્ધ અગાઉ જે કાંઇ લેખો લખ્યા હતા તે કોઇપણ જાતના ખોટા હેતુથી નહી પણ પોતાના યજમાનો ઉચ્ચ દરજ્જે પહોંચે અને જાગૃત થાય એવા હેતુથીજ ખુલાસા કર્યા હતા.

ત્યારબાદ મી. નારાયણ વીસનજી ઠક્કરે કેળવણીનાં વિષયમાં ટુંક વિવેચન કરી ના. ગાયકવાડ સરકારના કેળવણી પ્રત્યેની કાળજીથી મળતા લાભો સમજાવી પોતાનું ભાષણ પુર્ણ કર્યું હતું.

કચ્છની કેળવણી સંબંધીની સ્થીતિનું દિગ્દર્શન કરાવતાં મી. ગોવીંદજી સામજીએ જણાવ્યું કે જુજથી હું એકજ ડેલીગેટ તરીકે આવેલ છઉં તે ઉપરથી સહુ કોઇને ત્યાંની કેળવણીની સ્થીતિનો ખ્યાલ કરી શકશે. કચ્છમાં કેળવણી માટે જેટલું થાય તે ઇચ્છવા યોગ્યજ છે.

## માઇ કાનબાઈ લોહાણા કન્યાશાળાને મળેલી ભેટો.

રૂા. ૫૦૦ મી હરીદાસ ભીમજી પોરબંદરવાળા તરફથી પોતાની સ્વ. બેનના સ્મર્ણાર્થે વ્યાજમાંથી ઊંચા વર્ગની કન્યાઓને સ્કોલરશીપો આપવાની સરતે રૂા. ૫૦૦ મી. જીવણરામ ભગુભાઇ ધરમપુરવાળા તરફથી તેમની સ્વર્ગવાસી દીકરીઓ રાધાબા, લીલાબા તથા ગવરીબાના સ્મર્ણાર્થે વ્યાજમાંથી કન્યાઓને ઇનામ આપવાની સરતે રૂ. ૨૦૧) બાઇ યશોદાબાઇ તે મી. વીઠલદાસ મેઘજી કાનાણીની વિધવા તરફથી પોતાના મહુંમ પતિના સ્મર્ણાર્થે કન્યાઓમાંથી જે ધર્મ નીતિના વિષય ઉપર સરસ નીબંધ લખે તેને સદરહુ રકમના વ્યાજમાંથી ઇનામ આપવા સારૂ રૂ. ૫૧ બાઇ મોંઘીબાઇ તરફથી.

---

### રસમય ટુકી વાર્તાઓ.

## દીવાળી કે હોળી,

આ નામનું બોધ દાયક બહાર પડયું છે. નમુના માટે એક આનાની ટીકીટ મોકલવાથી મોકલવામાં આવશે

## કમજાત હિરા અને નટવરનો પશ્ચાતાપ.

જેમાં કુલટા સ્ત્રી, પુરૂશોનો વાર્તા વિનોદ અને પરીણામ બતાવવામાં આવ્યાં છે. એક આનાની ટીકીટ મોકલી મંગાવો

## બારસેંની વીચીત્ર ચોરી અને ચંચળ વહુનું પરાક્રમ

જેમાં પોતાના પતીને વશ કરીને ચારને હાજીના આપી કેવી રીતે કામ કરે છે અને અંતે સત્યનો જય થાય છે તે આબેહુબ બતાવવામાં આવ્યું એક આનાની ટીકીટ મોકલી મગાવો

## સારસ્વતોને કેળવણીમાં ઉતેજન આપવાનું ફંડ.

સારસ્વત બ્રાહ્મણો માટે એજ ફંડ આ મેળાવડા કરવામાં આવ્યું હતું જેમાં કેટલાક ગ્રહસ્થોએ સોસોની અને બીજી નાની રકમો ભરી કુલ ફંડ આશરે રૂપીઆ એક હજારનું થયું હતું જે બદલ સારસ્વતો તરફથી મી. લીલાધર શરમાએ ઉપકાર માન્યો હતો.

છેવટે શરૂઆતમાં દર્શાવેલા સઘળા ખાતાંઓના રીપોર્ટો તેમનાં સેક્રેટરીઓ વગેરેએ વાંચ્યા બાદ હાજર રહેલ બાળકો અને બાળકીઓને પ્રમુખ સાહેબના હાથે ઇનામ વહેંચી આપવામાં આવ્યાં હતાં.

બાદ પ્રમુખનો ઉપકાર માની મેળાવડો વિસરજન થયો હતો.

---

## મી. હીરાચાને ચા પાર્ટી.

---

મુંબાઇ તા. ૨૭—૧૨—૧૦

શ્રી લોહાણા કોનફરન્સની સમાપ્તિ પછી કોનફરન્સના સ્થાપક મી. કાનજી ઓધવજી હીરાચા જેણે આજ સાત સાત વર્ષ થયા મીષ્ટાન ભોજનની પ્રતિજ્ઞા લીધી હતી તે પ્રતિજ્ઞા દુર કરાવવાને ભાઇશ્રી ગોવિંદજી લક્ષ્મીદાસ તરફથી ચાહા પાણી તથા મીષ્ટાનની પારટી આપવામાં આવી હતી જે વખતે નીચલા વોલન્ટીયર ઓફીસરો પણ હાજર હતા.

મેસર્સ પુરશોતમ દામોદરદાસ માવાણી, મેસર્સ મોહનલાલ મોરલીધર મોઢા મેસર્સ પોપટલાલ પુરશોતમ ખખડીઆ; મેસર્સ છોટાલાલ રામજી ખખડીયા, મેસર્સ મંગળદાસ કુબેરદાસ દાવડા, મેસર્સ જમનાદાસ વનમાળી ખખડીયા, મેસર્સ પુરશોતમ તુળશીદાસ, મેસર્સ જીવ-

મુલચંદ નરસીદાસ વીગેરે સાથે ચાહાપાણી તથા મીષ્ટાન ભોજન લીધા હતા. મી. હીંડોચાને મી. મોહનલાલ મોરસીધર સોઢા તથા મી. પુરશોત્તમ દામોદરદાસ માવાણીએ ટુંક વીવેચન કરી પુર હર્ષથી ધન્યવાદ આપ્યો હતો (તાળીઓ) જેના પ્રત્યુતરમાં મી. હીંડોચાએ ખરેખર હર્ષ અસર સાથ દરેક જ્ઞાતિબંધુઓને ધન્યવાદ આપી ઉપકાર માન્યો હતો. અને મોડીરાતના દશ વાગે મેળાવડો વીસુરજન થયો હતો.

---

## ઉંચી કેળવણી માટેની "નારણજી દુભજી તથા મુલચંદ મેઘજી લોહાણા બોરડીંગ" નાં ફંડમાં નાણાં ભરનારાઓની સભા.

---

આ સંસ્થાના ફંડમાં નાણાં ભરનારાઓની એક જનરલ સભા રવીવારના બપોરના ૧ વાગતે હાલાઈ લોહાણા મહાજનવાડીમાં મળી હતી તે વખતે નીચલા ગ્રહસ્થો હાજર થયા હતા મેસર્સ મોરારજી આણંદજીતના, દામોદર ગોરધનદાસ સુખડવાલા, ગીરધરદાસ જેઠાભાઈ, ખીમજી દયાળ, ગોરધનદાસ ગોવીંદજી ભાણજી, ચનભાઈ પેરજ, તેજપાળ નરસી, ગોપાલજી રામજી, ત્રીભોવનદાસ ગુલાબભાઈ, નથુ મેઘજી તના, શીવદાસ ચાંપશી, અરજુન ખીમજી, પરસોતમ દેવજી, ધારસી હેમરાજ, ડાકતર ગાતા, દેવજી ત્રીકમદાસ હરીજીવન જગજીવન, જાદવજી આશારામ, ગોવીંદજી ડાહયાભાઈ, અમૃતલાલ વીઠલદાસ, ગોવીંદજી રામજી, જેઠાભાઈ મુલચંદ લખપત, કરમસી મેઘજી લખપત, મોનજી ભાણજી લખપત, રામજી નારણ લખપત, આગજી દામોદર કોઠારી, રામજી મોરા-

# સતિ દેવાંગના.

( લખનાર પ્રભાશંકર ગોવિંદરામ મુડટીકર. )

આધુનીક સમયને અનુસરી સર્વે પ્રકારના રસનો સમાવેશ કરવામાં આવ્યો છે. એટલુંજ નહીં પરંતુ દીલને મોહક અને કલેજું ઉશ્કેરી નાંખે તેવો ચીતાર આપવામાં આવ્યો છે.

આ નોવેલમાં તમારી નજર સમક્ષ સંતાનની માત પીતાની નીતીનું શુભફલ, ફરજ, ટેકીનો ટેક, માથા સાટે વચન, રડીકા યાર સદા ઝવારનો આબેહુબ ચીતાર, કામીનો પસ્તાવો, સતી શું નથી કરી શકતી. અંતે ધર્મે જય અને પાપે ક્ષય વીગેરે દીલ ઉશ્કેરનાર આબેહુબ તૈયાર થાય છે.

લગભગ ૧૦૦–૧૫૦ પાનાનું અત્યુત્તમ પુસ્તક છતાં કિંમત માત્ર એકજ રૂપીઓ પોસ્ટેજ જુદુ. આગલથી નામ નોંધાવનારના નામ પુસ્તકના છેડે અમર કરવામાં આવશે ગ્રાહકો જેટલીજ નકલ છપાશે. પુસ્તક તાકીદે બહાર પડશે માટે તાકીદે નામ નોંધાવો.

ઉહાણા હીતેચ્છુ ઓફીસ.

વડનગર-ગુજરાત.

રજી, ડાહ્યા હેમરાજ, લાલજી રામજી, ખીમજી તેજપાળ, નાનાલાલ રામજી, ખુશાલદાસ છગનલાલ, દામોદર ખીમજી, હેમરાજ પ્રેમજી, ડોસા જીવણ, છોટાલાલ વીઠલદાસ વકીલ, વ્રજદાસ રવજી, ત્રીભોવન ડાહ્યા-ભાઇ, દામોદર ભગવાન, જેઠા કાળા, કેશવજી દામજી હરજી, દામોદર બાપુભાઇ, અમૃતલાલ માણેકલાલ, જાદવજી દામોદર લાખણકાવાળા, હીરજી કલ્યાણજી, પીતાંબર લવજી એડવોકેટ, નારણદાસ હરીભાઇ, દેવીદાસ ગોકળદાસ માધવજી જેસંગ, પુંજાભાઇ દેવજી, રામજી ગોરધન જમનાદાસ ભીમજી, માધવજી દેવરાજ, જેઠા રતનસી, કરસનદાસ મોરારજી દ્વારકાં; કાકુ પરસોતમ નારણજી વસનજી ઠકર, કાળીદાસ નાનજી કારીઆ, વીશરામ નરસી કરાંચી. નારણદાસ આનંદજી, ગોવીંદજી જીવરાજ, મુળજી કાનજી, વીરજી લાલજી, ચુનીલાલ પીતાંબર કેશવલાલ દામોદર, નરસીદાસ રણછોડ, વાલજી ગોકળદાસ, કેશવલાલ ભાણજી, મોનજી સુંદરજી હા. સંઘજી, વલભજી રામજી.

શરૂઆતમાં શેઠ ગોપાળજી રામજીની દરખાસ્ત અને શેઠ અરજુનભાઇ ખીમજીના અનુમોદનથી સભાનું પ્રમુખપદ શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા જે૦ પી૦ ને સર્વાનુમતે આપવામાં આવ્યું,

શેઠ મુરારજી આણંદજી તનાએ આમંત્રણ પત્ર વાંચી સંભળાવ્યું. અને આ સંસ્થાને માટે તાત્કાળીક કરવા જેવા કાર્યો કરવા માટે સંસ્થાના ફંડમાં નાણાં ભરનારા મુખ્ય ગ્રહસ્થોની એક સભા કોન્ફરન્સના પ્રમુખ સાહેબને ઉતારે તા. ૨૯-૧૨-૧૦ ના રોજ મળી હતી તેની મીનીટ વાંચી સંભળાવી. ત્યારબાદ (૧) શેઠ મુરારજી આણંદજી તનાએ દરખાસ્ત કરી કે મીનીટમાં જણાવ્યા પ્રમાણે તા૦ ૨૯-૧૨-૧૦ ના રોજ મળેલી સભાએ આ સંસ્થાના કામકાજની વ્યવસ્થા ચલાવ-

આના નીયમો ઘડી જનરલ સભામાં રજુ કરવા એ મંજુર થાય તે પ્રમાણે અમલ કરવા જે એક વ્યવસ્થાપક કમીટી નેમાં છે તે કમીટી આ સભા બહાલ રાખે છે. કમીટીનાં નામો નીચે પ્રમાણે મેસરસ દામોદરદાસ ગોરધનદાસ [સુખડવાળા જે० પી० ખીમજી દયાળ, ગોપાળજી રામજી વલભજી રામજી, જેઠાભાઇ મુલચંદ, ચનાભાઇ પેરાજ, ગીરધરદાસ જેઠાભાઇ, ગોરધનદાસ ગોવીંદજી ભાણજી, મુરારજી આણંદજી તના, અરજુન ખીમજી. પ્રાગજી દયાળ, કરસનદાસ ગોવીંદજી, દામોદરદાસ ભગવાન રૂગનાથદાસ લાલજી, ત્રીભુવનદાસ ભુલાભાઇ.

આ નામોમાં મી० પીતાંબરદાસ લવજી એડવોકેટ, મી, દેવજી ત્રીકમદાસ બી. એ એલ એલ० બી० અને મી. અને મી० લાલજી ગોકળદાસ બી० એ० ના નામો ઉમેરવામાં આવ્યાં હતાં.

(૧) શેઠ મોરારજી આણંદજી તનાએ દરખાસ્ત કરી કે આ સંસ્થાના જોઇન્ટ સેક્રેટરીઓ તરીકે શેઠ ગોરધનદાસ ગોવીંદજી ભાણજી. શેઠ ચનાભાઇ પેરાજ શેઠ ગોપાળજી રામજી અને મી. ત્રીભુવનદાસ ભુલાભાઇને નીમવા. આ દરખાસ્તને શેઠ અરજુનભાઇ ખીમજીએ અનુમોદન આપવાથી તે સર્વાનુમતે મંજુર થઇ. (૩) શેઠ મોનજી સુંદરજીએ દરખાસ્ત કરી કે આ સંસ્થાના નાણાની યોગ્ય પ્રકારે સંભાળ રહે અને નીયમીત રીતે વ્યવસ્થા ચાલી શકે તેટલા માટે શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાલા જે. પી; શેઠ ખીમજી દયાળ. શેઠ અરજુન ખીમજી, શેઠ ગોરધનદાસ ગોવીંદજી ભાણજી, શેઠ ચનાભાઇ પેરાજ, શેઠ મુરારજી આણંદજીને ટ્રસ્ટીઓ નીમાતા અને તેઓએ અવતી કિતાબે ટ્રસ્ટડીડનો ખરડો તઇયાર કરી હવે પછી આ સંસ્થાના ફંડમાં નાણા ભરનારાઓની જનરલ સભા મેળવી તે સભા બહાલ

રાખે તે પ્રમાણે ત્રસ્ટડીડ પકકું કરાવી તે પ્રમાણુ વ્યવસ્થા ચલાવવી આ દરખાસ્તને શેઠ જેઠાભાઇ કાળાના અનુમોદન ઉપરાંત શેઠ દામોદરદાસ ભગવાનનો વધુ ટેકો મળતાં સરવાનુમતે એ દરખાસ્ત મન્જુર રહી.

(૪) ખીમજી દયાળે દરખાસ્ત કરીકે આ સંસ્થાના ખજાનચી તરીકે શેઠ ગોરધનદાસ જેઠાભાઇ જે૦ પી૦ અને ઉપ ખજાનચી તરીકે શેઠ પ્રાગજી દયાળ હરીઆણીને નીમવા તથા ખજાનચીએ પોતાના પાસે રૂ. ૨૫૦૦ અંકે અઢી હજારથી વધુ સીલક નહી રાખતા ચોકોહામા સ્પીશી બેંકમાં તથા બેંક એફ ઇંડયામાં આ સંસ્થાના ફંડનું નાણું પોતાના નામ સાથે સેક્રેટરી શેઠ ગોપાળજી રામજીનું નામ જોડીને બેઉ નામથી આ સંસ્થાની સહીથી નાણું ઉપાડે એવી તેમને સત્તા આપવી, તથા ફંડના નાણા વસુલ લીધાની પહોંચ ખજાનચીએ આપવા કરી સેક્રેટરી શેઠ ગોપાલજી રામજીની ગેરહાજરી હોય તો સેક્રેટરી શેઠ ચનાભાઇ પેરાજનું નામ ખજાનચીએ પોતાની સાથે બેંકમાં નાણું ભરવા તથા ઉપાડવા માટે જોડવુ. આ દરખાસ્તને શેઠ દામોદરદાસ ભગવાને અનુમોદન આપ્યાથી સરવાનુમતે મન્જુર થઇ.

(૫) વ્યવસ્થાપક કમીટી ઠરાવે તે પ્રમાણે ખરચ કરવા સારૂ ખજાનચી પાસેથી નાણા ચાર સેક્રેટરીઓ પઇકી બે સેક્રેટરીઓ મગાવી શકે અને વ્યવસ્થાપક કમીટી સેક્રેટરીઓને ખરચ કરવાની પણ સત્તા આપી શકે. એવી દરખાસ્ત શેઠ મુરારજી આણંદજી ટનાએ મુકયાથી તથા તેને શેઠ ખીમજી દયાળે અનુમોદન આપ્યાથી તે સરવાનુમતે મન્જુર રહી.

(૬) આ સંસ્થાની વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ તરીકે શેઠ દામોદરદાસ ગોવરધનદાસ જે૦ પી૦ તથા ઉપપ્રમુખ તરીકે શેઠ ખીમજી

દયાળની નેમણુક કરવાની દરખાસ્ત શેઠ ગોપાલજી રામજીએ કરી તેને શેઠ નથુભાઇ મેઘજી તન્નાનું અનુમોદન અને મી૦ છોગાલાલ વીઠલદાસ વકીલનો વધુ ટેકો મળતાં તે સર્વાનુમતે મંજુર રહી.

(૭) શેઠ ખીમજી તેજપાળે દરખાસ્ત કરી કે તા. ૨૯-૧૨-૧૦ ના રોજ મળેલ સભાની વંચાયલી મીનીટમાં જે ફંડ ભરાવવા સારૂં ફંડ કમીટી નીમવામાં આવી છે તે આ સભા બહાલ રાખે છે જેમાં નીચે જણાવેલાં નામો છે;--મેસર્સ ગોપાળજી રામજી, જેઠાભાઇ ભુલચંદ, ખીમજી દયાળ, વાઘજી બેચર, પ્રાગજી દયાળ હરીઆણી, શીવજી કુંવરજી, હીરજી મુળજી (શેઠ ધારસી નાનજીવાળા), નથુભાઇ મેઘજી તન્ના કેશવજી દામજી, કાનજી કલ્યાણજી, ખીમજી તેજપાળ મોરારજી આણંદજી તન્ના, માધવજી જેસંગ, કરસનદાસ ગોવીંદજી, હરીભાઇ હેમરાજ, દામોદર ખીમજી, દેવરાજ કાનજી પીતાંબર ભગવાનજી, ભુરીદાસ વાલજી, મથુરદાસ કલ્યાણજી, દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા, ત્રીભોવનદાસ ભુલાભાઇ, દામોદરદાસ બાપુભાઇ, કલ્યાણદાસ મોરલીધર, વલભજી રામજી, ચનાભાઇ પેરાજ અરજુનભાઇ ખીમજી, તેજપાળ નરસી, આણંદજી મુળજી પાથી મોનજી સુંદરજી મોનજી લીલાધર, લખીનીદાસ પ્રાગજી માધવજી, હરીરામ (મણીલાલ મુળજીના કું૦ વાળા ધરમશી ભવાન હરભમ, ગીરધરદાસ જેઠાભાઇ દેવીદાસ ગોકળદાસ. ગોરધનદાસ ગોવીંદજી આણંદજી લાલજી રામજી તમાકુવાળા, હેમરાજ પ્રેમજી વ્રજદાસ રવજી ભગવાનદાસ વીશરામ, રામજી ઠાકરસી, રઘનાથદાસ લાલજી, મગનલાલ હીમતરામ બદામીવાળા, દામોદરદાસ ભગવાન, કુબેરદાસ ગીરધર, મનજી ગોપાળજી, છોગાલાલ વીઠલદાસ વકીલ, હરજીવનદાસ મેઘજી, વ્રજલાલ નરોતમદાસ,

તે ઉપરાંત રાવબહાદુર કેશવજી નથુ સેલર. શેઠ નારણદાસ હરીભાઇ, શેઠ પુરશોતમ દેવજી અને શેઠ ખુશાલદાસ છગનલાલ ના નામો ઉમેરયાં અને તેમા બીજા વધુ નામો ઉમેરવાની તે ફંડ કમીટીની સતા આપવી તથા તે કમીટી પોત પોતામાંથી ન્હાની ન્હાની સબ કમીટીઓ પણ નેમી શકે તેવી તેને સતા આપવી, જેમ થવાથી ફંડમાં વૃદ્ધી કરવાનું કામ વધારે સરળ થઇ શકશે. આ દરખાસ્તને શેઠ નાનાલાલ રામજીએ અનુમેદન આપ્યાથી તે સર્વાનુમતે મજુર રહી

(૮) નાણા વસુલ આપનારને આપવાની પોહોંચનો નમુનો શેઠ ત્રીભોવનદાસ ભુલાભાઇએ રજુ કરતા તે પ્રમાણે છપાવી ખજાનચીએ પહોંચ આપવાની દરખાસ્ત શેઠ મોરારજી આણંદજીએ કરી તેને શેઠ નાનાલાલ રામજીએ ટેકો આપ્યાથી તે સર્વાનુમતે મજુર રહી.

### પહોંચનો નમુનો.

શ્રી નારણજી ધરમજી તથા ભુલચંદ મેઘજી

લુહાણા બોર્ડીંગ.

( ઉંચી કેળવણી માટે. )

શેઠ. ... ... ... ... ... ... ... ... ... ... ...

જત ઉપલી સંસ્થાના ફંડમાં તમોએ ભરેલી રૂ...અંક...ની રકમ આજરોજ તમરા તરફથી રોકડી વસુલ આવી તે લઇ તેની આ પહોંચ આપવામાં આવી છે.

વસુલ થયાની તારીખ—

વસુલ લેનારની સહી—

(૯) સભાનુ કામ ઘણું સંતોષકારક અને બહોશીથી પ્રમુખ શેઠ દામોદરદાસ ગોવરધનદાસ સુખડવાળા જે. પી૦ એ ચલાવ્યું તેને માટે સભા તરફથી ઉપકાર માનવાની દરખાસ્ત શેઠ મુરારજી આણુંદજી તન્નાએ રજુ કરવાથી તથા તેને શેઠ ગોપાળજી રામજીએ અનુમોદન આપ્યાથી હર્ષનાદ વચ્ચે તે સર્વાનુમતે મંજુર રહી અને બે વાગે સભા બરખાસ્ત થઈ.

---

## કોન્ફરન્સના પ્રમુખ મી. તન્નાના માનમાં ઇવનીંગ પારટીનો મેળાવડો.

લોહાણા કોમની પહેલી પરીષદ જે ગઇ તા ૨૪-૨૫ અને અને ૨૬ મીએ અત્રે મળી હતી તેના પ્રમુખ મી૦ મુરારજી આણું દજી તન્નાના માનમાં લોહાણા કોમના જાણીતાં સખાવતી અને "હેતી" તરીકે મનાતા બાઇ કહાનબાઇ તરફથી ગીરગામ કાંદાવાડી આવેલી પોતાની વાડીમાંજ્યાફતનો એકમેળાવડો ગઇ રાત્રે કરવામાં આવ્યો હતો.તે વેળા કોનફરંસપર અત્રે આવેલા જુદા જુદા ગામોના ડેલીગેટો, વીઝીટરો તથા કોમનાં સ્થાનક આગેવાનો મળી લગભગ બે હજાર આદમીઓએ હાજરી આપી હતી. વોલંટીઅરોએ આ વેળાએ રાત્રીના સમય અને વાડી સંખયાના પ્રમાણમાં નાની લેવા છતાં બંદોબસ્ત ઘણો સારો રાખ્યો હતો, બાઇ કહાનબાઇ તરફથી તેઓના ત્રસ્ટીઓએ આ વેળાએ ઉંચા પ્રકારનું રીફ્રેશમેનટ તઇયાર રાખયું હતું. જોકે આ મેળાવડાનો વખત આઠ વાગ્યાનો રાખવામાં આવ્યો હતો છતાં લોકોની પુષકળ ગીરદીના કારણે લગભગ ૧૦ વાગ્યા પછી મેળાવડો કામ શરૂ થયું

હતું, મી૦ મુસરજી આનંદજી તન્ના આવી પુગતાં તેમને તાળીઓના જેસભેર ઘોષથી તથા ફુલથી વધાવી લેવામાં આવ્યા હતા. શરમાં બાઇ કહાનબાઇના ત્રસ્તી મી૦ ગીરધરદાસ જેઠાભાઇએ કેટલુંક વરણુન પ્રમુખની લાયકાત વીષે કરયા પછી બાઇ કહાનબાઇએ કરેલી કન્યાશાળા, લોહાણા કોમના ગરીબો માટેની સસ્તાં ભાડાની ચાલી અને અનાથાલયનાં મકાનો અને બીજી સખ્યા બંધ સખાવતોનું વરણુન કરયા બાદ તે બાઇના આવા ઉદાર દીલનું બીજા લોહાણા શ્રીયુત ગ્રહસ્થો અનુકરણ કરે એવી ઇચ્છા બતાવી હતી.

પ્રમુખે જવાબ વાળતાં પોતાને માટે ઉઠાવવામાં આવેલી જહેમત અને પોતાના તરફ દરશાવવામાં આવેલા પ્રેમ માટે ઉપકાર માની એવી ઘણી કહાનબાઇ લોહાણાઓમાં પેદા થાય એવી ઇચ્છા બતાવી હતી.

બાદ રીફ્રેશમેન્ટ લઇ ખુશાલી હર્ષે સઘળા છુટા થયા હતા.

## પ્રતીજ્ઞાની પુરણાહુતી.

શ્રી લોહાણા કોનફરનસની સમાપ્તી પછી કોનફરન્સના સ્થાપક મી૦ કાનજી ઓધવજી હીંડોચા, જેણે આજ સાત સાત વરષ થયાં મીષ્ટાન ભોજનની પ્રતિજ્ઞા લીધી હતી, તે પ્રતીજ્ઞા દુર કરાવવાને મી૦ ગોવીંદજી લક્ષ્મીદાસ તરફથી ચાપાણી તથા મીષ્ટાનની એક પારટી આપવામાં આવી હતી જે વખતે હાજર રહેલાઓમાં નીચલા વેલનટીયરસ ઓફીસરે પણ હતા:—મી૦ પુરશોતમ દામોદરદાસ માવાણી, મી૦ મોહનલાલ મોરલીધર સોઢા, મી૦ પોપટલાલ પુરશોતમ ખંધડીયા, મી૦ શીવલાલ સોમજી ખંધડીયા મી૦ મંગળદાસ કુબેરદાસ દાવડા, મી૦ જમનાદાસ વનમાળી ખંધડીયા, મી૦ પુરશોતમ તુલશીદાસ, મી૦ છગ-

ખુદાસ નરસીદાસ વગેરે હતા મી૦ હીંડોચાએ આ પાણી તથા મીષ્ટાન ભોજન લીધાં હતાં મી૦ હીંડોચાને મી૦ મોહનલાલ મોરલીધર સોઢા તથા મી૦ પુરૂષોત્તમદાસ દામોદરદાસ માવાણીએ ટુંક વીવેચન કરી તેમની પ્રતીજ્ઞા પુરી થવા માટે ધનયવાદ આપ્યો હતો અને પોતા તરફ બતાવવામાં આવેલી લાગણી માટે મી૦ હીંડોચાએ દરેક જ્ઞાતીબંધુઓનો ઉપકાર માન્યો હતો.

## શ્રી લુહાણા કોન્ફરન્સ સંબંધી મારા વિચારો.

ભારતભૂમિ ઉપર ચડતી પડતીમાં ચકરો ફર્યા કરે છે. એક વખતે ભારતમાં ચડતીનો વખત હતો એ વખતે હુન્નર, કળા, રિધ્ધ, સામર્થ્ય, રીત રીવાજો સારાં હતાં. પછી પડતીનો જમાનો આવતાં રસ કસ કેળવણી આદિ ઓછાં થયાં અને કહેવાની વાતો 'સાપ ગયા અને લીસોટા રહયા' જેવી રૂપમાં રહી ગઇ. જુના જમાનામાં પ્રજાની સલાહ લેવાતી, પ્રજા સલાહ આપતી સુખ દુઃખનાં કારણસર સભાઓ મળતી, ધારા ધોરણ બંધાતાં હતાં. એ વાતો પડતીના અનજોગે બંધ થઇ. દૈવ ઇચ્છાએ નામદાર ઇંગ્રેજ સરકારનું આપણા ઉપર રાજ્ય થયું જેના પરિણામે સુખ દુઃખ ઓળખતાં શીખ્યા, સુખ સ્થાપના અને દુઃખ તજવાનો વિચાર કરવા માટે સભાઓ મેળવવા તરફ લક્ષ ખેંચવા લાગ્યું અને 'યથા રાજા તથા પ્રજા' એ કહેતીની અનુસાર ચર્ચા વિચાર વિગેરે ઇંગ્રેજ રાજ્ય કરતી પ્રજાના સદગુણો શરૂઆતમાં નાની સભાઓ રાજકીય-સાંસારિક અને ધામીંક સુધારા સ્થાપન થવા લાગી અને એ સભાઓમાં વિચાર થયા, તેમજ વર્તમાન પત્રોમાં એ વિચાર સબંધે ચર્ચા શરૂ થઇ શરૂઆતમાં 'નેશનલ કોંગ્રેસ' નામની રાજ્યકારી સભા શરૂ થઈ એના અનુસંધાનમાં સાંસારિક પરિષદ થઇ અને

એ આપી પ્રજાની જુદી સ્હી ઇસ્લામીઓએ મોહોમેડના કોન્ફરન્સ ભરવા માંડી, જેના પરિણામે કાયસ્થ, રજપુત, વૈશ્ય, બ્રાહ્મણ જૈન આદિ કોન્ફરન્સો; ધર્મ સ્વરૂપે અથવા જ્ઞાતી સ્વરૂપે શરૂ થઇ. જે પૈકી ધર્મ સ્વરૂપમાં ધર્મની રક્ષા કરવા ખાતર જુદી જુદી એકજ ધર્મ પાળતી પ્રજા યોગ્ય કાર્ય કરી શકે પણ સાંસારિક સંબંધ જુદો જુદો જ્ઞાતીવાર થવાનો હોવાથી સાંસારિક સુધારણામાં એકજ જ્ઞાતીની કોન્ફરન્સ વિશેષ ઉપયોગી થઇ શકે. જે ઇરાદાનું ભાન થતાં જુદી જુદી જ્ઞાતીઓ પોતપોતાની કોન્ફરન્શ ભરી ધારા ધોરણો બાંધવાને અને કેળવણી વધારવાને સમર્થન કરે છે એ સર્વ દેખાદેખી જોગને લઇને લુહાણા જ્ઞાતીમાં કેટલાક વરસ પહેલાં વીરપુરમાં ભકતશ્રી હરીભાઇ જલારામને ત્યાં, પોરબંદરમાં શ્રીયુતભાઇ ગોવીંદજી ડાહ્યાભાઇને ત્યાં, અને રાજકોટમા શ્રીયુત વકીલ ગોવર્ધનદાસ લાધાભાઇને ત્યાં સો સો બસો બસો આસપાસના આગેવાનો મળીને વીચાર કર્યા હતા અને એ પછી નીરાધારોને કેળવણી લેવાના સાધનો કરી આપવાનો અને સંપ વધારવાનો હેતુ પાર પાડવા સારૂ નાનાં મંડળો સ્થાપવા લાગ્યાં. અમરેલી પાસેના ફતેહપુર ગામમાં એકવાર આસપાસના ગામોના આગેવાન ગ્રહસ્થો મેળાવડો કોન્ફરન્સ રૂપે થયો હતો. મહી અને રેવા વચ્ચેના પ્રદેશમાં પણ એક એવો મેળાવડો થયો હતો. એ પછી કરાંચીમાં કોન્ફરન્સ ભરવાના આમંત્રણો નીકળયાં હતાં, ભાવનગર અને રાજકોટમાં એ વિષે સારા પાયા ઉપર હીલચાલ થઇ હતી, રાજકોટવાળા શ્રી. ગોરધનદાસ માવજી અને શ્રી. રીશ્રામ માવજી કેળવણી ખાતાના હિત તથા કોન્ફરન્સ સંબંધે વિચાર કરવા લગભગ તેર વરસ પહેલાં મુબાઇ જવાની વાત મારા ખ્યાલમાં રહેલ છે. વડોદરાનાં પણ

કોન્ફરન્સ ભરવાની હીલચાલ થઇ હતી, પરંતુ આખરે મુંબઇમાં મી. હીડાચા અગ્રેસરોને સમજાવી લેવાને "અને કોન્ફરન્સ ભરવાની વાત ધ્યાનમાં ઉતારવાને ફતેમંદ થઇ અને એ ફતેહભરેલ કોનફરન્સના કદમ આગળ લંબાયા છે ધીમે ધીમે કોન્ફરન્સ ભરાઇ છે, પણ સ્વરૂપ મક્કમ દેખાયું છે, એટલે પુત્રના લક્ષણ પારણામાંથી તો સારા દેખાય છે ? જેની શરૂઆત સારી તેનું પરીણામ સારૂં આવે એવું શીષ્ટ પુરૂષોનું કહેવું છે.

### આ કોન્ફરન્સનાં ફતેહનાં સાધનો શું છે ?

અવ્વલ દરજ્જે એ કબુલ કરવું પડશે કે સો ગરણે ગળીને પાણી પીધું હોય એટલે વિચારીને પગ મુકયો હોય એ પગ સ્થિર થાય છે. એ મીસાલ લગભગ વીસ વરસ સુધી વિચાર થઇ થઇને મુંબાઇ જેવા મોટા શહેરમાં હીલચાલ થઇ છે, જે મુંબાઇ જવા આવવા અને મળવા હળવાનાં બહોળાં સાધનો ધરાવે છે. બીજુ એ સાધનો ઉપરાંત ત્યાં જુદા જુદા દેશમાંથી એકઠા થએલ બંધુઓ છે, જેમને કામ કાજ કરવાની કાંઇક વિશેષ અસે માહીતી છે. જે માહીતીનું સ્વરૂપ રીસેપશન કમીટી મુકરર કરવામાં, પ્રમુખ પસંદ કરવામાં, ઠરાવ ઘડવામાં અને સ્વાગત કરવામાં પ્રકાસ પડે છે. એ પછી વોલંટીયરોએ બજાવેલ ફર્જ ધીરજ, સભ્યતા અને આજ્ઞાપાલકપણાને આભારી છે. મી. હીડાચા કે કોન્ફરન્સની ઉત્પતિ કરાવવામાં એક કારણ રૂપ ભાગ ભજવનાર છે, તેમણે જુદી જુદી જગ્યાએ ફરીને એકત્ર કરેલ અનુભવ અને એક એકની નસો જાણવાની ખુબીમાં પ્રયાસમાં અને ખરી લાગણીમાં પ્રગટી નીકળેનાં ધન્યવાદને પાત્ર બનાવે છે એ પછી મી. સુખડવાળા કે જેના અનુભવી વિચારો-ઉદારતા અને સાદાઇએ સર્વેને મેળવવામાં થતો વશીકરણ રૂપે

સુગંધી ફેલાવવાનું કાર્ય બજાવી આપેલ છે, જે પણ માનપ્રદ છે. એ પછી મી- તન્ના સાહેબ જેવા વિદ્વાન ઠરેલ રાજનીતી કુશળ વિદ્વાને પોતાના વિદ્વતા ખર્ચવામાં અને સરવેને સમજાવી લેવાને રાત્રી દીવસ પ્રયાસ કરવાને ભુષણ રૂપ થએલ છે. એ પછી નાણાં ભરનારનીવાહ ? વાહ ! ! કહેવાને ફરજ પડેછે; કેમકે જો ગર્જના પછી વરસાદ ન થયો હોત તો તે નીશફળ રૂપજ કહેવાય અથવાતો ' આપેસાપના લીસોટાના રૂપમાં ' મનાત. અહી સુધી દો જ્ઞાતીઓને તેમના જ્ઞાન લાભ માટે ધન્યવાદ ઘટેછે. પણ જોવા સાંભળવાની લાલચે મુબઇ દેવીના આંગણે આવેલ પરોણાઓને ભાષણો ન સંભળાયા—ભાષણો ન સમજ્યાં સંકુડાસણ ભોગવવી પડી ખર્ચ કરવું પડ્યું એ છતાં એમણે સહન શીલતા ધીરજ શ્રદ્ધા અને આજ્ઞાપાલકપણું બતાવી આપ્યું એ માટે એ તમામ ડેલીગેટો તથા વીઝીટરોને ધન્યવાદ અપાયો છે અને તે વાજબી અને યથા યોગ્ય છે. વર્તમાન પત્રકારોએ જે લાંબો વખત સુધી કોન્ફરન્સના કાર્યની ફતેહ કરાવવા અર્થે ચિત્રો દોર્યા રંગો પુર્યા એ પણ કોન્ફરન્સની ફતેહ માટે આભારને પાત્ર છે. અને એ સર્વની નકલ કરવા જરૂર છે. આંહી સુધીની વાત તો પ્રત્યક્ષ જોવાએલ છે. પરંતુ અંતરગત ફતેહનાં બે કારણો અહીઆં ખુલાં કરીશું. એક તો રાજકીય અને ધારમીક સવાલને કોઈ બાજુથી છેડાયો વિચારાયો ફેરજુ થયો નથી તેને આભારી છે અને બીજું કરણ સાદાઇ દદપણું અને નિભીમાનીપણું છે. આવા ગુણો અને સત્વચેષ્ટા માટે લુહાણા જ્ઞાતીને ધન્યવાદ ઘટે છે. ધર્મમાં વઇશનવ રામાનુજ, સ્વામીનારાયણ; બીજડા પંથી,પ્રણામી, શીરામભક્ત અર્યસમાજી કબીરપંથી, દાદુપંથી, અને રામજીના ભક્તો એમ વિવિધ ધર્મ આ લુહાણા જ્ઞાતી પાળેછે. અને એ સંબંધ ચર્ચા મુકાય તો મતભેદ અને પક્ષભેદ પ્રગટી નીકળે એ

સ્વાભાવીક છે. રાજકીયમાં સરકારી નોકરો હાજર રહી શકે નહી. અ-ને જુદાં જુદાં રાજ્યોની પ્રજા માટે શી રીતે એકત્ર રૂપ આપવું એ મુશ્કેલ કાર્ય છે, અને એ વાતો ન ઉપાડવામાં ડહાપણ કરેલ છે.

રીસેપ્શન કમીટીના પ્રમુખ શ્રી. મુખડવાળાનું ભાષણ ટુંકું મુદ્દાસર અને ઝટ સમજાય એવું ઉપયોગી છે. અને પ્રમુખસાહેબ શ્રી. તન્ના સાહેબનું ભાષણ ઘણું લંબુ-ઘણા મુદ્દા હકીકત-ખુબીઓ અને ક્રમ અમલમાં મુકવાની રીતી દર્શાવનાર તેમજ દાખલા દલીલો વાળું છે. આ ભાષણ બહુજ પસંદ કરવા જેવું છે. પરંતુ ઘણા વિસ્તાર કરતાં ટુંકાણ વિશેષ સમજાય અને અમલમાં મુકાય એ વાત મિ. તન્નાને વારંવાર સમજાઇ છે. જેથી એવા એવા અવસરે ક્ષમા ચાહી છે. જે ક્ષમા સ્વીકારીને રસીક પુરૂષથી પીરસાતો રસ રસીયા તરીકે અનુભવ્યો છે.

## ઠરાવો સંબંધી રૂપરેખા.

ઠરાવોમાં પહેલો ઠરાવ શહેનશાહનો આભાર માનવાનો છે, જે વિવેક અને રાજ્યભક્તિ બતાવે છે. આ ઠરાવમાં કોઇ પણ જાતની માગણી નથી.

બીજો ઠરાવ બાળલગ્નો બંધ પાડવાનો ઉપદેશ રજુ કરે છે. આ ઠરાવ પોચો તેમજ મંજુર છે. જો કે એ માટે આગળ વધવાને મેદાન છે; એ ઠરાવમાં ઉમરની નક્કી હદ મુકવાની આવશ્યકતા છે. એટલુંજ નહીં પણ સરકાર ને ગાયકવાડ સરકારે બાળલગ્ન પ્રતીબંધક કાયદો ઘડયો છે. એવો કાયદો ઘડવાને અથવા જે શાહાટવાટની મુદત કન્યા માટે બાર વરસની છે એ વધારીને તેરમું વરસ કરાવવાની એ છ.માં ઓછી અગત્યતા બતાવાનું છે. જો કે આ બાબત સરકારમાં જવા માટે મતભેદ છે કેમકે સંસારિક કાર્યોમાં કેટલે સુધી પરતંત્ર

બનતું ! બેશક પ્રજા પોતાની સ્વઇચ્છાથી સુધારણા કરે એ વિશેષ સારૂ છે. છતાં આપણા દેશ રાજ્ય સતને તાબે થવાની દરમિયાનગીરીથી પણ લાભ મળતો હોય તો લાભ મેળવવાને પ્રયત્ન લંબાવવા સુચવું છું

આ કોન્ફરન્સમાં ત્રીજો ઠરાવ એ ભારે અગત્યનો છે. અને સર્વ ઠરાવોમાં એજ ઠરાવ જીવન રૂપ છે. એ ઠરાવ સેઠ ગીરધરદાસ જેઠાભાઇએ યોગ્ય વિવેચન સાથે રજુ કરતા એ ઉપર મી. જગજીવન હીરજી કારીયાએ હુન્નર ઉદ્યોગની કેળવણી ઉપર વિવેચન કર્યું હતું મી. હીરાચંદ પોપટભાઇ, બેન બખશીબાઇ-સ્ત્રી કેળવણી વીશે, શેઠ ગોરધન લાલજી અડીયા, સેઠ માનજી ગોવીંદજી, વસનજી દયાળજી ગણાત્રા, મી. ગોપાળજી ખીમજી, અને ખુદ પ્રમુખ સાહેબે વિવેચન કરેલ છે, પણ ફંડની રકમો સાડાં ત્રણ લાખની મુંબઇ બોર્ડીંગ માટે ભરાઇ એજ એના અનુમાન ઉપર લાગે છે કે આપણા એ સરી અસર કરી હતી. આ પંડ્યો મેળાવડો હોવાથી જેવી ફંડની સગવડતા રહીછે એવી સગવડતાના ભવિષ્યને માટે સચવાયતોજ યોગ્ય ફળની પ્રાપ્તી થશે. આ ઠરાવને અંગે વ્યવસ્થા કમીટી સ્ટેન્ડીંગ કમીટી વીગેરે થયાં છે, પરંતુ કોન્ફરન્સના બંધારણની ગોઠવણની ગેરહાજરને લીધે આપણે વિશેષ વિચાર રજુ કરી શકીશું નહી. પણ માનીયું કે બંધારણ બહુજ ઉપયોગી સ્વાઇ બહાર સત્વરતાથી મુકાશે. કેળવણીના પ્રસાર સાટે એક નાની કમીટી નીમવી જોઇએ અને તેને એવી સત્તા આપવી કે સરકાર તથા જુદા જુદા દરબારોને દરમીયાન તથા ફ્રી એજ્યુકેશનને માટે અરજીઓ કરે પ્રજાને સમજાવવું જોઇએ કે તે પણ એવી અરજીઓ જારી રાખે, સરકારી ગ્રાંટ મેળવી પોતે સ્કુલો સ્થાપે. આપણી લુહાણા પ્રજાએ પોતાની કોલેજ સ્થાપવાનો પ્રયાસ કરવાનો સવાલ ઉપાડી લેવા સુચના કરીશ તથા પુસ્તક શાળાઓ ખોલવાને આ ઠરાવ

## લુહાણા બંધુઓ; જાતિના અભીમાન સાથે આપણી પુર્વ સ્થીતીનું અવલોકન કરે.

## લુહાણા અવલોકન.

આ નામનું પુસ્તક મારા તરફથી થોડા વખતમાં બહાર પડશે આપણી ઉત્પતિ—રામચંદ્રના પુત્ર લવથી કે પછી કાશ્મીરમાં થયેલ રાજા લવથી, તેનો તફાવત, જુનાં પ્રતીહારમાંથી મલેલી હકીકત, આપણા ગોર સારસ્વત બંધુઓની તથા આપણી પુર્વ તથા હાલની સ્થીતીનુ અવલોકન વીગેરે ઘણીજ બાબતો સમાવવામાં આવશે પુસ્તક સારા ઉંચા કાગળ ઉપર સુંદર બાઇડીંગથી તૈયાર કરવામાં આવશે છતાં કીમત, માત્ર એકજ રૂપીઓ પાસ્ટેજ જુદું તાકીદે નામ નોંધાવો.

### જરૂરી ખબર.

આપણી ઉત્પત્તી સંબંધમાં કોઇ પણ બંધુ અમોને હકીકત, યા સલાહ આપશે તેઓનો ઉપકાર માનીશું તો હકીકત આપવા તસ્દી લેશો એવી વિનંતી છે.

લી. સેવક.

મેનેજર લુહાણા હીતેચ્છુ.

વડનગર ( ગુજરાત. )

માં ઇસારો નથી. પરંતુ કેળવણી વધારવા અને જ્ઞાનને ખીલવવા મા લાયબ્રેરી એ એક અગત્યનું ભારે સરસ ખાતુ છે. જે ગામોગામ ઉઘાડી શકાય એવું છે. અને કેટલીક જગોએ લુહાણા લાયબ્રેરીઓ ઉઘડેલ પણ છે. એ બાજુ ધ્યાન ખેંચવાને અને સંભાળ લેવાને મારી સુચના છે. એ પછી પ્રાથમીક કેળવણી માટે માત્ર અનાથોને અને એકુજ ગરીબોને મદદ આપવા જેવું છે. પરંતુ છુટથી એ માટે બોડીંગો સ્થાપવા જેટલી લક્ષ્મી આપણી પાસે નથી. એટલે પંડથી પડી પથારી કરવી એ જોખમ છે. આ વાત પણ લક્ષમાં રાખવા વિજ્ઞપ્તિ છે. આમ કહેવાનું કારણ કે આપણા દેશમાં દેખાદેખીનો ચેપ લાગે છે. એ અનુસાર લગભગ ૯–૧૦ બોર્ડીંગ લુહાણા જ્ઞાતી ધરાવે છે. એમાં નાણાં ખપાવવાં અને મકાનો બાંધવા કરતાં ઉંચી કેળવણી માટે સ્કોલરશીપો સ્થાપવી એ વિશેષ ઉપયોગી અને હીત કરતાં છે. બેશક મુંબાઇનાં બોર્ડીંગ માટે સારૂ ફંડ થયું છે. તેમાંથી મકાન બંધાવી શકાય તેમ છે. વ્યાજમાંથી લગભગ પચાસ વિધ્યાર્થીઓ ભણીશકે એવું સાધન થયું છે. એ માટે પણ વર્ગ ઠરાવવા કે અમુક સ્થિતીવાળાએ તો અમુક રકમ આપી પેડ બોર્ડર બનવું. આ ફંડનો ઉપયોગ આશા છે કે ઉંચી કેળવણી માટેજ થશે

વિધવાઓના નિર્વાહ અને કેળવણી માટે શેઠ રઘુનાથ લાલજીએ દરખાસ્ત રજુ કરતાં મી. નાનાલાલ રામજી કેશાણી—તથા ખુશાલ છગનલાલ વસાણીએ ટેકો આપતાં પસાર થયો છે આ વખતે પ્રમુખ સાહેબે જણાવ્યું કે ' સાકરબાઇ વિધવા સહાયક ફંડ ' શેઠ વાલજી એચરે ખોલેલ છે, જેમાં રકમો ભરાય છે. અમે આ માટે માત્ર એટલુંજ કહેશું કે ફંડ આબાદ કરી યોગ્ય કેળવણી વિધવાઓને મળશે તો એ પુણ્યનું ઉપયોગી કામ થઇ પડશે.

કજોડાંનો નુકશાનકારક રીવાજ દુર કરવાને મિ. ભવાનદાસ ત્રિકમજીએ દરખાસ્ત કરી તેને મી લાલજી ગોકળદાસે અને મી. ખેતશી ગોધાણજીએ ટેકો આપતાં એ ઠરાવ પસાર કરવામાં આવ્યો છે. જેમાં પુરૂષને પીસ્તાળીસ વરસ પછી કુંવારી કન્યા પરણાવવા મના કરવાની હદ યોગ્ય છે. બાપ દીકરી ગણાય એવી સ્થીતીએ આ પુરૂષ બનવું પસંદ કરવા યોગ્ય નથી, આ ઠરાવો સ્વીકાર થાય એવા અને બીના ખરાબ છે. આ માટે મી. હીંડોચા જેવા વેપારી પરોપકારીએ માન્યા ભીકારી ઉપદેશક બની બાલલગ્ન-કજોડાં કરાવવા માટે પાણી લડત કરવા જેવી વાત છે અને કોન્ફરન્સ આવા કાર્યમાં સેવા આપનાર માટે ખર્ચનો બંદોબસ્ત ઠરાવે તો એ સ્તુતિપાત્ર ગણાસે. એ માટે અમુક ફંડ સ્થાપવાની જરૂર પડશે એમ મને ખાત્રી છે, અને એ વાત ધ્યાનમાં લેવાશેજ.

પ્રમુખ સાહેબે દરેક ગામ તથા પ્રગણાના મહાજનને હિસાબ નિયમીત રીતે રાખી સર્વ ભાઇઓની જાણમાં આવે એવી યોજના કરવી આ ઠરાવ પસાર થવા માટે રજુ કર્યો હતો અને એ પસાર થયો હતો. આ ઠરાવ વિકટ અને તકરારી છે કેમકે ગડબડ કરનારાઓ પોતેજ કામદાર અને આગેવાન હોય છે. તેમને ધીમે ધીમે રસ્તે લાવવામાં ડહાપણ છે. સરવૈયાં નીકળી, હિસાબો લખાઇને અને છપાઇને બહાર આવે તથા અમુક પાસે ઓડીટ થાય એવી ગોઠવણ ઉપર આવવાથીજ ચોખવટ થઇ પડશે. પરંતુ આ કાર્યમાં ઉતાવળ થયા જેવું નથી. આ ઠરાવ પ્રમુખ સાહેબે પોતેજ રજુ કરવામાં ડહાપણ અને દુરંદેશી બતાવેલ છે.

પરદેશગમનની છુટ કરવા માટે પ્રતિબંધ દુર કરાવનારો ઠરાવ મી. ભીમજી પુરૂષોત્તમદાસ લાલજી તથા મી. છોટાલાલ વીઠલદાસના ભારે વ-

હતા ભરેલ ભાષણો પછી પસાર થયો છે. એ શ્રેય સાધક છે, અને હવે એવા પ્રતિબંધ બ્રાહ્મણ વાણીયા આદીમાંથી દુર થવા લાગ્યા છે, એ પસંદ કરવા યોગ્ય અને ઉપયોગી છે.

મી. લીલાધર સોનજી કાપડીયા અને શેઠ શીવલાલ હરગોવીંદ દ્વારા યોગ્ય વિવેચન સાથે અમંગળદાન ગીતો ગાવાં અને રડવા કુટવાનો રીવાજ દુર કરાવવાનો ઠરાવ રજુ કરતાં પસાર થયો હતો. આ સંબંધે કહીશ કે સ્ત્રીઓના એક મંડીલા પરિષદ ભરવાનો રીવાજ થશે તો આવાં કાર્યો સંબંધે યોગ્ય કરી શકાશે. બીજો ઉપાય નાનાં ચોપાનીયાં છુટથી વહેંચાવવા જરૂર છે. જો એ રીતે ગામોગામ પંચો લગી યોગ્ય ઉદ્યોગ કરે તો એ બંન્ને બદીઓ દુર કરાવવી સુગમ છે.

કોનફરન્સનું બંધારણ તૈયાર કરવાને કમીટી નીમાઇ છે, એ પસંદ કરવા યોગ્ય છે. આપણે એ માટે સારી આશા રાખીશું. એ માટે જે વિચાર ભુમીકા રજુ થઇ છે તે ભારે ઉપયોગી અને ચર્ચા ચલાવવા યોગ્ય છે. આ માટે લેખકો પોતના વિચારો આપશે તો લુહાણા કોમની સેવા બજાવી ગણાસે. હું પણ એ માટે કો પ્રસંગોમાં મારા વિચારો નિદીત કરવાને ધ્યાનમાં રાખીશ, પણ હાલ તુરત વિષયનું ઉપયોગીપણું તથા ગંભીરાઇ જોઇ મારા વિચારો મુલતવી રાખું છું.

કોનફરન્સ માટે સ્ટેન્ડીંગ કમીટી નીમી વ્યવસ્થા શક્તિ લુહાણા જ્ઞાતીના આગેવાનોમાં છે, એમ સાબીતી આપી છે. એ ઠરાવમાં સ્ટેન્ડીગ કમીટીએ શું શું કામો કરવાં, કેવી રીતે કરવાં એ બધી હકીકત આવતી કોનફરન્સમાં મુકરર કરાવવાને લુહાણા જ્ઞાતીના હિતચીંતકોને સુચવવું અગત્યનું માનું છું.

જમણવારોનાં થતાં ગજા ઉપરાંતનાં ખર્ચો કરવાનો રીવાજ દુર ક-

વા યોગ્ય નથી એમ આ કોન્ફરન્સ માનેછે. આ ઠરાવ ઉપર મી. દેવીદાસ ગોકળદાસે અને મી. શીવદાસ ચાંપશીએ વીવેચન કરી ટેકો આપ્યો હતો આવા ઠરાવો ઉપરનાં વિવેચનોનો બહાળો ફેલાવો થવાની આવશ્યકતા છે. તેમજ શ્રીમાનોએ એવા ખર્ચો ન કરવાની પહેલ કરી જે રકમ બચે તે જ્ઞાતીનાં હિતકર કેળવણી ખાતાં યા વિધવા સહાયક કે અનાથાશ્રમમાં આપી દ.ખલા બેસાડવાની જરૂર છે. નહીં તો 'તુમ બકતે હો હમ સુનતે હૈ' એવો ન્યાય થઇ પડશે.

શાસ્ત્ર અનુસાર સઘળા સંસ્કારો કરાવવા માટે પરોહિતોને કેળવવાનો ઠરાવ યોગ્ય છે. અને એ માટે મદદ આપવાની ગોઠવણ સુચવી છે, એનો અમલ થવાથી ધર્મ સચવાશે, પુનીત થશે અને પુન્ય હાંસલ થશે. આ ઠરાવ પ્રમુખ સાહેબે રજુ કરી વખતનો બચાવ કર્યો હતો.

અંદર અંદર સંપ રાખવાનો અને ભેદ બુદ્ધિ ત્યાગ કરી વ્યવહારીક રીત રીવાજ મળતા રાખવા મતલબનો ઠરાવ બહુ સરળ અને કીંમતી છે. એમ કરવાથી પડેલ ફાટ દુર થશે. અને એક દીવસ લગ્ન વ્યવહારમાં ભોજન વ્યવહારમાં રીત રીવાજમાં અને એકત્ર ફંડ તથા બળમાં ઐક્યતાવાન બની શકવાનો રસ્તો સાંપડશે. અમે આ ઠરાવનો અમલ થતો જોઇ જાણીને અનુમોદન આપીશું. વળી એ પછી એક ઠરાવ વધારે એકત્ર બનાવનાર છે. અને તે એ કે બોર્ડીંગો વિગેરે સંસ્થાઓનું સંમેલન જળવાય એટલા માટે સલાહ આપનાર વરસો વરસ કમીટીઓ નીમવાનું ધોરણ મુકરર થયું છે જેવડે સાફલ્ય ધીમેધીમે સાંપડશે મોટાં કામો ધીમેધીમે અને રહેતાં રહેતાં થાય છે,

જુદાજુ ઇતિહાસ એકઠા કરી પ્રગટ કરાવવાનો ઠરાવ સુંદર વિવેચનો સાથે પસાર થયો છે એ યોગ્ય છે. તેઓ કાંઇ જાણે છે

આ માટે યોગ્ય પ્રયત્નો વિદ્વાનો અવશ્ય કરશે. આથી કોમનું ગૌરવ તથા સંપની આવશ્યકતા ખીલી નીકળશે.

એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી ન કરવાનો રીવાજ રાખવો. અને ખાસ કારણ સિવાય બીજી સ્ત્રી ન કરવાનો ઠરાવ પસાર થયો છે. આ ઠરાવ બહુ અગત્યનો છે, પરંતુ ઘણોજ પોચો છે. આ ઠરાવને કાંઈક સ્વરૂપ આપવા જરૂર છે, અને ઓછામાં ઓછું ઝાલાવાડના વાણીઆ જ્ઞાતી જેટલું આગળ વધવા જરૂર છે. એટલે કે એક સ્ત્રી પરણ્યા પછી દશ વરસ પહેલાં તેના હૈયાતીમાં બીજી સ્ત્રી કરવી નહીં, અને કરે તેનો આશરે સાતશો રૂપીઆ દંડ જ્ઞાતી લીએ છે. આ કોન્ફરન્સમાં એવો દંડ સ્ત્રી ઉપયોગી ખાતાં માટે રાખવામાં આવશે તો એ ખાતું પણ વૃદ્ધી પામશે. અને એવા દંડની દેહેસતથી ઘણા જણ બીજી સ્ત્રી કરતાં અટકશે. એ આશીર્વાદ સુચક થઈ પડશે,

આ કોન્ફરન્સે ખાસ ઠરાવ પસાર કરી મી. હીંડાચા માટે કીમતી ઠરાવ પસાર કરી ભેટ વિગેરે આપ્યાં હતાં. તેમજ કોમની કાર્યવહી કરનારા શખ્સો અને કમીટીઓ તેમજ પ્રમુખ સાહેબ અને વર્તમાનપત્રો ને રીપોર્ટરો માટે ઉપકાર માનવાના ઠરાવો પસાર થયા હતા. એ બધુ અભીનંદનીય હતું અને હરખભેર આનંદની રેલ છેલમાં પસાર થયું હતું.

ઠરાવો ઘણે અંશે બે મહીના પહેલા વિચારની અનુકુળતા ખાતર કાચા રૂપમાં બહાર મુકી, વર્તમાનપત્રો અને જ્ઞાતીના મત જાણવા તથા અભ્યાસ કરવા માટે બહાર મુકવા જરૂર છે, જેથી વધારે પ્રસિદ્ધ અને ચર્ચા થશે. વળી ચાલુ દિવસની બેઠક પુરતી નથી માટે ચાર દિવસ કરે તો વધારે સાનુકુળ થઈ પડશે. વળી આપણાં ભાષણો વાંચવાનો ક્રમ દૂર કરવામાં આવે અને મોઢેથી બોલવામાં આવે તો ઘણું

# સ્વધર્મ સાચવો.

---

## પૈસા કમાવાનું સાધન.

ફક્ત આપણાજ દેશના તેલથી કોઈપણ જાતની ચરબી તથા અગ્ની શીવાય વિલાયતી જેવો ઉતમ સાબુ બનાવતા શીખવા માટે ફક્ત દોઢજ આનાની ટીકીટો મોકલી "સાબુના હુન્નર" નું પુસ્તક મંગાવો ઓછીજ નકલો સીલક હોવાથી કીમત તદન ઘટાડી છે પ્રથમ પાંચ આને વેચાતી હતી માટે તાકીદે લખો.

બી. સી. ઠક્કર.

વડનગર ( ગુજરાત. )

જો તમારે અખુટ શક્તિ મેળવવી હોય અને બળવાન સુરૂપ થવું હોય તો નગીના જોહર ની સીસી ત્રણ રૂપીઆ ખરચી વાપરો તો ખાત્રી થશે ડા. આર. એલ. [illegible] પાટણ ( ગુજરાત. ) અને વડનગર(ગુજરાત)

